હતો. એટલે પર્વતની પુત્રી તે પાર્વતી માટે પ્રથમ પાર્વતી એવું નામ પડ્યું ત્યારપછી, અરે તપ ન કર; એમ માતાએ તપથી રોકી ત્યારે સારા મુખ-વાળી તે બાળા "ઉમા" એ પ્રકારના નામને પ્રાપ્ત થતી હવી. ૨૬

**महीभृतः पुत्रवतोऽपि दृष्टिस्तस्मिन्नपत्ये न जगाम तृप्तिम् ।**
**अनन्तपुष्पस्य मधोर्हि चूते द्विरेफमाला सविशेषसङ्गा ॥ २७ ॥**

પુત્રવાળા પણ ભૂધર-હિમાલય-ની દ્રષ્ટિ તે બાળક ઉપર (પાર્વતીને વિષે) તૃપ્તિ ન પામતી હવી. એજ રીતે અત્યંત પુષ્પવાળા વસન્તઋતુની ભમરાની પંક્તિ આંબાના મોરમાં વધારે પ્રીતિ રાખે છે. (અર્થાત્ હિમાલય પાર્વતી ઉપર અત્યંત આસક્તિ રાખતો હતો.) ૨૭

**प्रभामहत्या शिखयेव दीपस्त्रिमार्गयेव त्रिदिवस्य मार्गः ।**
**संस्कारवत्येव गिरा मनीषी तया स पूतश्च विभूषितश्च ॥२८॥**

અધિક પ્રકાશવાળી જ્વાળાથી દીવો, જેમ મંદાકિની-ગંગાવડે સ્વર્ગ-માર્ગ, અને જેમ વ્યાકરણસંસ્કારવાળી ગિરાથી વિદ્વાન્ શુદ્ધ અને શોભા-યુક્ત થાય, તેમ તે પાર્વતીથી હિમાલય પર્વત શુદ્ધ થતો હવો તથા શોભતો હવો. (આમાં માલોપમા અલંકાર છે.) ૨૮

**मन्दाकिनीसैकतवेदिकाभिः सा कन्दुकैः कृत्रिमपुत्रकैश्च ।**
**रेमे मुहुर्मध्यगता सखीनां क्रीडारसं निर्विशतीव बाल्ये ॥ २९ ॥**

તે પાર્વતી બાલ્યાવસ્થામાં ક્રીડાના સ્વાદને ખાતી હોય તેમ સખીઓની વચ્ચે રહેતી, સ્વર્ગગંગાના કિનારાઓ ઉપર ઓટલીઓથી દડા વડે અને ઢિંગલા-ઢિંગલીઓથી વારંવાર રમતી હવી. ૨૯

**तां हंसमालाः शरदीव गङ्गां महौषधिं नक्तमिवात्मभासः ।**
**स्थिरोपदेशामुपदेशकाले प्रपेदिरे प्राक्तनजन्मविद्याः ॥ ३० ॥**

સ્થિર (પૂર્વે થએલા દ્રઢ) ઉપદેશવાળી તે પાર્વતીને પૂર્વજન્મની વિદ્યાઓ ઉપદેશ વખતે, જેમ શરદ્ઋતુમાં ગંગા ને હંસની પંક્તિઓ પ્રાપ્ત થાય તેમ અને રાત્રિએ મહાન્ ઔષધિઓને પોતાની કાન્તિ પ્રાપ્ત તેમ પ્રાપ્ત થતી હવી. ૩૦

**असंभृतं मण्डनमङ्गयष्टेरनासवाख्यं करणं मदस्य ।**
**कामस्य पुष्पव्यतिरिक्तमस्त्रं बाल्यात्परं साथ वयः प्रपेदे ॥३१॥**

ત્યાર પછી તે પાર્વતી લાકડી જેવા અંગની વિના મહેનતે પ્રાપ્ત થ-એલી શોભારૂપ, મદ્યરહિત-મદનું સાધનરૂપ, અને કામદેવનું પુષ્પથી ભિન્ન અસ્ત્રભૂત બાલ્યાવસ્થાપર એટલે શૈશવ પછી આવતું વય—યૌવન પ્રાપ્ત

કરતી હતી. ( મધરૂપ કારણના અભાવમાં પણ કાર્યની મદ થવા રૂપ ઉત્પત્તિ કહેલી હોવાથી આમાં વિભાવના અલંકાર છે. ) ૩૧

**उन्मीलितं तूलिकयेव चित्रं सूर्यांशुभिर्भिन्नमिवारविन्दम् ।**
**बभूव तस्याश्चतुरस्रशोभि वपुर्विभक्तं नवयौवनेन ॥ ३२ ॥**

પ્રથમના યૌવનથી ખીલતું તે પાર્વતીનું શરીર, જેમ પીંછીથી રંગ પુરેલું ચિત્ર શોભે તેમ, અને જેમ સૂર્યનાં કિરણોથી ખિલેલું કમળ શોભે તેમ, ચોખૂણે શોભનારૂ થતું હતું. ( એટલે સઘળી તરફથી ખીલીને શોભવા લાગ્યું. ) ૩૨

દેવતાનું રૂપ પગના અંગુઠાથી આરંભ કરીને વર્ણવાય છે, અને મનુષ્યોનું રૂપ કેશથી આરંભીને વર્ણાય છે, તેથી હવે સત્તર શ્લોકો વડે કરી પાર્વતીનું પગથી આરંભી કેશ પર્યન્ત વર્ણન કરે છેઃ—

**अभ्युन्नताङ्गुष्ठनखप्रभाभिर्निक्षेपणाद्रागमिवोद्गिरन्तौ ।**
**आजह्रतुस्तच्चरणौ पृथिव्यां स्थलारविन्दश्रियमव्यवस्थाम् ॥ ३३ ॥**

બે ઊંચા અંગુઠાના નખની કાન્તિ વડે મૂકવાથી જાણે લાલાશને બહાર કાઢતા હોય તેવા તે પાર્વતીના બે ચરણો, પૃથ્વી ઉપર અવ્યવસ્થાવાળી ( સંચાર કરનારી ) સ્થળકમળોની શોભાને પ્રાપ્ત કરતા હવા. ( અર્થાત્ અંગુઠાના નખની લાલાશથી રાતા દેખાતા પાર્વતીના ચરણ–પગ, રાતાં કમળ જેવા શોભતા હતા. આમાં નિદર્શના નામનો અલંકાર છે. ) ૩૩

**सा राजहंसैरिव संनताङ्गी गतेषु लीलाञ्चितविक्रमेषु ।**
**व्यनीयत प्रत्युपदेशलुब्धैरादित्सुभिर्नूपुरसिञ्जितानि ॥ ३४ ॥**

સામાના ઉપદેશમાં લોભી (" **गुरुशुश्रूषया विद्या पुष्कलेन धनेन वा । अथवा विद्यया विद्या चतुर्थी नोपपद्यते** " ગુરૂની સેવાથી, પુષ્કળ ધનથી અથવા વિદ્યાથી વિદ્યા પ્રાપ્ત થાય છે ચોથાથી, પ્રાપ્ત થતી નથી એવો ન્યાય છે.) ઝાંઝરના શબ્દોને ગ્રહણ કરવાની ઇચ્છાવાળા રાજહંસોએ ( કુચના ભારથી ) નમેલાં અંગ વાળી તે પાર્વતીને વિલાસથી શોભતી પગલાં મૂકવાની ચાલમાં નીમી હોય એમ જણાયું. ( એટલે એ હંસની ચાલથી ચાલતી હતી તેથી જાણે હંસોએ તેમ કરવાનું કહ્યું હોય એવી આમાં ઉત્પ્રેક્ષા છે. ) ૩૪

**वृत्तानुपूर्वे च न चातिदीर्घे जङ्घे शुभे सृष्टवतस्तदीये ।**
**शेषाङ्गनिर्माणविधौ विधातुर्लावण्य उत्पाद्य इवास यत्नः ॥ ३५ ॥**

ગોળાકારને અનુસરતી ( અર્થાત્ ગાયના પુંછડાના આકાર જેવી ) અને અત્યંત લાંબી નહીં એવી શુભ-મંગળ, તે પાર્વતીની બે જંઘાઓ-જાંઘો, રચનાર બ્રહ્માને બાકીનાં અંગો બનાવવા માટે પ્રાપ્ત કરેલા લાવણ્યમાં મહેનત પડી હોય એમ ભાસે છે. ( અર્થાત્ પાર્વતીની જાંઘો અત્યંત સૌન્દર્યવાળી હતી. ) ૩૫

**नागेन्द्रहस्तास्त्वचि कर्कशत्वादेकान्तशैत्यात्कदलीविशेषाः ।**
**लब्ध्वापि लोके परिणाहि रूपं जातास्तदूर्वोरुपमानबाह्याः ॥ ३६ ॥**

ઐરાવતાદિ હાથીની સૂંઢો ચામડીમાં કર્કશપણાને લીધે, અને રામરમ્ભાદિ કેળો અત્યંત શીતળતાને લીધે લોકમાં વિશાળ રૂપ પામીને પણ ( પણ શબ્દથી હાથીના ને કેળના સરખું મોટાપણું નથી માટે ) તે પાર્વતીની બે ઊરૂના ઉપનામથી બાહ્ય થતી હતી. ( અર્થાત્ પાર્વતીની ઊરૂને ઉપમા આપવા લાયક તે બેઉ ન રહી કેમકે, તે ( પાર્વતી )ના ઊરૂમાં કરિકર જેવું કઠોરપણું કે કેળોના જેવું શીતળપણું નહોતું. ) ૩૬

**एतावता नन्वनुमेयशोभि काञ्चिगुणस्थानमनिन्दितायाः ।**
**आरोपितं यद्गिरिशेन पश्चादनन्यनारीकमनीयमङ्कम् ॥ ३७ ॥**

નિંદા વિનાની પાર્વતીનું કટિ મેખલાનું સ્થાન (-નિતમ્બબિમ્બ ), આટલા જ માપની શોભાને લીધે પછીથી ( પાર્વતીએ તપ કર્યા પછી ) શંકરે બીજી સ્ત્રીઓની ઈચ્છા ન પુરી પાડનાર ખોળામાં સ્થાપન કર્યું હતું. ( અર્થાત્ મૂક્યું હતું એ જે થયું હતું તે ઉપરના શ્લોકમાં જણાવેલા અનુપમપણાને લીધેજ થયું હતું. ) ૩૭

**तस्याः प्रविष्टा नतनाभिरन्ध्रं रराज तन्वी नवलोमराजिः**
**नीवीमतिक्रम्य सितेतरस्य तन्मेखलामध्यमणेरिवार्चिः ॥ ३८ ॥**

વસ્ત્રની ગાંઠ—નાડાની ગાંઠ-ને ઓળંધીને નીચે નાભિના છિદ્રમાં પેઠેલી નવી ( સૂક્ષ્મ ) રૂવાટાંની નીલ પંક્તિ, પાર્વતીની મેખલાના મધ્યમણિની કાન્તિ હોય તેમ શોભતી હવી. ૩૮

**मध्येन सा वेदिविलग्नमध्या वलित्रयं चारु बभार बाला ।**
**आरोहणार्थं नवयौवनेन कामस्य सोपानमिव प्रयुक्तम् ॥ ३९ ॥**

વેદીની માફક કૃશ અંગ વાળી તે પાર્વતી, મધ્ય ભાગથી સુંદર ત્રિવાલને જાણે કામદેવના આરોહણ માટે ( એટલે કામદેવને ઉપર ચઢવા માટે ) નવા યૌવને બનાવેલી નીસરણી હોય તેવી ધારણ કરતી હવી. (આ ઉત્પ્રેક્ષા છે. ) ૩૯

**अन्योन्यमुत्पीडयदुत्पलाक्ष्याः स्तनद्वयं पाण्डु तथा प्रवृद्धम्।**
**मध्ये यथा श्याममुखस्य तस्य मृणालसूत्रान्तरमप्यलभ्यम् ॥४०॥**

પરસ્પરને પીડા કરતું ભૂરા કમળના સરખાં નેત્રોવાળી પાર્વતીના સ્તનનું જોડું તેવા પ્રકારે વધ્યું કે જે પ્રકારે કાળા મુખવાળા સ્તનદ્વય વચ્ચે બિસતન્તુ રહે તેટલો પણ ભાગ મળી શકે નહિં (અર્થાત્ બેસ્તનો વૃદ્ધિ પામીને એવા ભેગા આવી ગયા કે તે બે વચ્ચે કમળતંતુ પણ માઈ શકે નહિં. આમાં સબંધમાં અસંબંધ કહેવા રૂપ અતિશયોક્તિ છે તેથી અતિશયોક્તિ નામનો અલંકાર છે.) ૪૦

લોકમાં કોમળપણુંજ કામદેવનું સાધકપણું છે એવું હોવા છતાં કહેછે કે,

**शिरीषपुष्पाधिकसौकुमार्यौ बाहू तदीयाविति मे वितर्कः।**
**पराजितेनापि कृतौ हरस्य यौ कण्ठपाशौ मकरध्वजेन ॥ ४१ ॥**

તે પાર્વતીના બે હાથ, સરસવના ફૂલથી વધારે કોમળ છે એવો મારો તર્ક છે. કેમકે-જે બે હાથ પ્રથમ જીતાએલા કામદેવે પણ શંકરના ગળાના પાશ રૂપ કર્યા હતા. (અર્થાત્ હારીને સાધનરહિત થએલા કામદેવના સાધન રૂપ બની શિવના કંઠના આલિંગનને પામ્યા હતા. અને તેથી કામે વૈર લેવાના ઉપયોગમાં લીધા હોવાથી આમાં પરિણામાલંકાર છે.) ૪૧

**कण्ठस्य तस्याः स्तनबन्धुरस्य मुक्ताकलापस्य च निस्तलस्य।**
**अन्योन्यशोभाजननाद्बभूव साधारणो भूषणभूष्यभावः ॥ ४२ ॥**

બે સ્તનથી ઉંચા પાર્વતીના કંઠનો અને ગોળ મોતીના હારનો પરસ્પરની શોભા ઉત્પન્નથવાથી અલંકાર, અલંકાર્ય (શોભનાર અને શોભાવનાર)નો ધર્મ સરખો થતો હવો. (આમાં પરસ્પરની શોભાની ક્રિયા ઉત્પન્ન થવાથી અન્યોન્યાલંકાર છે. એટલે બેઉ એક બીજાનું ભૂપણ બન્યા હતા.) ૪૨

**चन्द्रं गता पद्मगुणान्न भुङ्क्ते पद्माश्रिता चान्द्रमसीमभिख्याम् ॥**
**उमामुखं तु प्रतिपद्य लोला द्विसंश्रया प्रीतिमवाप लक्ष्मीः ॥ ४३ ॥**

ચપળ લક્ષ્મી ચંદ્રને પામી કમળના ગુણો (સુગન્ધાદિ)ને અનુભવ કરતી નથી, અને કમળનો આશ્રય કરી ચંદ્ર સંબંધીની શોભાને (અમૃતના જેવા આનંદવાળી) અનુભવ કરતી નથી, પરંતુ પાર્વતીના મુખને પામીને તો બેઉના આશ્રયવાળી પ્રીતિને પ્રાપ્ત કરતી હવી. (અર્થાત્ પાર્વતીનું મુખકમળ ચંદ્ર જેવું શોભતું હતું. અહીં પાર્વતીના મુખમાં બન્ને ગુણોની ઉત્પત્તિ કહી છે માટે વ્યતિરેક નામનો અલંકાર છે.) ૪૩

**पुष्पं प्रवालोपहितं यदि स्यान्मुक्ताफलं वा स्फुटविद्रुमस्थम् ।**
**ततोऽनुकुर्याद्विशदस्य तस्यास्ताम्रौष्ठपर्यस्तरुचः स्मितस्य ॥ ४४ ॥**

પુષ્પ—કમળ વગેરે પ્રવાળ( બાળપલ્લવ )માં રાખ્યું હોય તો, અથવા મોતી નિર્મળ રાતાં પરવાળાંમાં રાખ્યું હોય તો, નિર્મળ લાલ હોઠમાં દાંતની પડેલી કાન્તિવાળા હાસ્યનું અનુકરણ કરે. ( આમાં સંબંધની ઉક્તિથી સંબંધાતિશયોક્તિ નામનો અલંકાર છે. ) ૪૪

**स्वरेण तस्याममृतस्रुतेव प्रजल्पितायामभिजातवाचि ।**
**अप्यन्यपुष्टा प्रतिकूलशब्दा श्रोतुर्वितन्त्रीरिव ताड्यमाना ॥ ४५ ॥**

મધુર વાણિવાળી તે પાર્વતીમાં જાણે અમૃત શ્રાવ કરતા હોય તેવા સ્વરવડે કરાએલા ભાષણમાં કોયલ પણ વગાડેલી વિણાની પેઠે સાંભળનાર પુરુષને કર્ણકઠોર લાગે છે. ( અર્થાત્ પાર્વતીનું અમૃતશ્રાવી ભાષણ સાંભળ્યા પછી સાંભળનારને કોયલનો પણ શબ્દ કર્ણકઠોર નાદવાળો લાગતો હતો.) ૪૫

**प्रवातनीलोत्पलनिर्विशेषमधीरविप्रेक्षितमायताक्ष्या ।**
**तया गृहीतं नु मृगाङ्गनाभ्यस्ततो गृहीतं नु मृगाङ्गनाभिः ॥ ४६ ॥**

અત્યંત વાયુના સ્થાનમાં રહેલા નીલ કમળના જેવું ચંચલ જોવાપણું ( ચંચલ વિલોકન ) મોટાં નેત્રવાળી પાર્વતીયે હરિણીઓ પાસેથી ગ્રહણ કર્યું હશે કે પાર્વતી પાસેથી હરિણીઓએ ગ્રહણ કર્યું હશે ? ( આમાં ઉત્પ્રેક્ષા અને બીજો સંદેહ નામનો અલંકાર છે.) ૪૬

**तस्याः शलाकाञ्जननिर्मितेव कान्तिर्भ्रुवोरायतलेखयोर्या ॥**
**तां वीक्ष्य लीलाचतुरामनङ्गः स्वचापसौन्दर्यमदं मुमोच ॥ ४७ ॥**

મોટી રેખાવાળી તે પાર્વતીની બે ભ્રકુટીયોની સળી વડે કરેલા અંજનથી બનાવેલી હોય તેવી દેખાતી જે કાન્તિ લીલાથી સુંદરતાવાળી હતી તે કાન્તિને જોઇને કામદેવ પોતાના ધનુષની સુન્દરતાના મદને છોડી દેતો હવો. ( આમાં સૌંદર્યાતિશયોક્તિ નામનો અલંકાર છે.) ૪૭

**लज्जा तिरश्चां यदि चेतसि स्यादसंशयं पर्वतराजपुत्र्याः ।**
**तं केशपाशं प्रसमीक्ष्य कुर्युर्बालप्रियत्वं शिथिलं चमर्यः ॥ ४८ ॥**

પશુ જાતિના ચિત્તમાં જો લાજ હોય તો વહેમરહિત (નક્કી) પાર્વતીના કેશપાશ—ચોટલા—ને જોઇને, ચમરિ ગાયો કેશના પ્રિયપણાને શિથિલ કરે. ( અર્થાત્ તે પશુ જાતિ હોવાને લીધે નિર્લજતાથી શિથિલ કરતી નથી. મતલબ કે—જો લાજ હોય તો વાળ મનેજ બહુ વાહાલા છે એવું અભિ-

માન છોડી દીધા વગર રહે નહીં. આમાં કાવ્યલિંગ નામનો અલંકાર છે. )૪૮

**सर्वोपमाद्रव्यसमुच्चयेन यथाप्रदेशं विनिवेशितेन ।**
**सा निर्मिता विश्वसृजा प्रयत्नादेकस्थसौन्दर्यदिदृक्षयेव ॥४९॥**

(બહુ કહેવાથી શું ?) તે પાર્વતી, બ્રહ્માએ જાણે એકજ ઠેકાણે ભેગા રહેલા સૌંદર્યને (સર્વ વસ્તુમાં પ્રાપ્ત) જોવાની ઇચ્છાથી સૃજી હોય તેમ પ્રયત્નથી ક્રમ પૂર્વક રાખેલા અનુક્રમે સર્વોપમ પદાર્થ ( ચન્દ્રારવિંદાદિ ઉપમાન વસ્તુ )ના સમૂહથી બનાવેલી હતી. ( આ ઉત્પ્રેક્ષા છે. ) ૪૯

**तां नारदः कामचरः कदाचित्कन्यां किलप्रेक्ष्य पितुःसमीपे।**
**समादिदेशैकवधूं भवित्रीं प्रेम्णा शरीरार्धहरां हरस्य ॥५०॥**

ઇચ્છા પ્રમાણે ચાલનાર નારદમુનિ કોઇ સમયે હિમાલયની પાસે તે કન્યા પાર્વતીને જોઇનેજ "પ્રેમથી શંકરના અર્ધા અંગનું ગ્રહણ કરનારી એકજ સ્ત્રિ ( શોક્ય વગરની ) થશે" એવું કહેતા હવા. ( અર્થાત્ પાર્વતી, શંકરના અર્ધા અંગને હરણ કરનારી એક પત્ની થશે એવું નારદે ભવિષ્ય કહ્યું. ) ૫૦

**गुरुः प्रगल्भेऽपि वयस्यतोऽस्यास्तस्थौ निवृत्तान्यवराभिलाषः**
**ऋते कृशानोर्न हि मन्त्रपूतमर्हन्ति तेजांस्यपराणि हव्यम् ॥५१॥**

પાર્વતીનો પિતા હિમાલય, નારદના વચનથી એ પાર્વતીનું પ્રૌઢ યૌવન થયું તો પણ, બીજા વરના સંબંધમાં નિવૃત્ત થયેલી ઇચ્છાવાળો થઇને રહ્યો. (બીજો કોઇ પણ વર ખોળ્યોજ નહીં) એ રીતે મંત્રથી સંસ્કારવાળાં હોમવાનાં દ્રવ્યને અગ્નિના વિના બીજાં સુવર્ણાદિ તેજ યોગ્ય નથી થતાં. (અર્થાત્ હિમાલયે મહાદેવ વિના બીજો વર યોગ્ય માન્યોજ નહીં. ) ૫૧

"ત્યારે શંકરને બોલાવીને પાર્વતીને પરણાવે, બેશી શા માટે રહે," એવી શંકાના ખુલાસામાં કહે છે કે—

**अयाचितारं नहि देवदेवमद्रिः सुतां ग्राहयितुं शशाक ।**
**अभ्यर्थनाभङ्गभयेन साधुर्माध्यस्थ्यमिष्टेऽप्यवलम्बतेऽर्थे ॥५२॥**

હિમાલય, નહિ યાચના કરનાર દેવના દેવ–શંકરને ( પોતે બોલાવી ) પોતાની પુત્રી પાર્વતીને ગ્રહણ કરાવવામાં ઉત્સાહી થતો નહીં. કેમકે–સજ્જન પુરુષ યાચના ભયના ભંગથી હિત કામમાં પણ ઉદાસીપણાને ધારણ કરે છે એટલે, મૌન રહે છે.

તે પ્રકારે છેક બેશી રહેલો નહોતો, પણ બીજા ઉપાયને ચિંત્વન કરતો હતો એમ જણાવતાં કહે છે કે,

**यदैव पूर्वे जनने शरीरं सा दक्षरोषात्सुदती ससर्ज ।**
**तदाप्रभृत्येव विमुक्तसङ्गः पतिः पशूनामपरिग्रहोऽभुत् ॥५३॥**

સુંદર દાંત વાળી પાર્વતી, પુર્વજન્મમાં જ્યારે દક્ષપ્રજાપતિના ક્રોધથી શરીરને તજતી હવી. તે દિવસથીજ પશુઓના પતિ—શંકર, કામાશક્તિ છોડીને સ્ત્રિ વિનાના રહ્યા હતા. ( અર્થાત્ બીજી સ્ત્રિને ગ્રહણ કરી નહોતી. ) ૫૩

**स कृत्तिवासास्तपसे यतात्मा गङ्गाप्रवाहोक्षितदेवदारुः ।**
**प्रस्थं हिमाद्रेर्मृगनाभिगन्धि किंचित्कणत्किंनरमध्युवास ॥५४॥**

મૃગચર્મના વસ્ત્રવાળા અને તપશ્ચર્યામાં વશ રાખેલા ચિત્તવાળા તે શંકર, તપને માટે ગંગાના પ્રવાહથી છંટાએલા દેવદારૂવાળા, મૃગની નાભિના ( કસ્તુરીની ) સુગંધવાળા અને ગાયન કરતા કિન્નરવાળા હિમાલયના શિખર ઉપર વાસ કરતા હવા. ( અર્થાત્ શંકર હિમાલયના કોઇ એક શિખર ઉપર રહેતા હતા. ) ૫૪

**गणा नमेरुप्रसवावतंसा भूर्जत्वचः स्पर्शवतीर्दधानाः ।**
**मनःशिलाविच्छुरिता निषेदुः शैलेयनद्धेषु शिलातलेषु ॥५५॥**

ગણો, નમેરૂ નામના ( નાગ કેસર ) ઝાડના ફૂલને કાનમાં ખોસતા, સુખસ્પર્શવાળી—મૃદુ ભૂર્જપત્રની છાલના વલ્કલને ધારણ કરતા અને ગેરિકાદિ ધાતુથી વ્યાપ્ત એટલે શરીરે કરેલા લેપવાળા ( બનીને ) શિલામાં ઉત્પન્ન થએલા ગન્ધથી—શિલાજીતથી વ્યાપ્ત શિલાતલો ઉપર ( શિલાઓના ઉપર ) બેસતા હતા. ૫૫

**तुषारसंघातशिलाः खुराग्रैः समुल्लिखन्दर्पकलः ककुद्मान् ।**
**दृष्टः कथंचिद्गवयैर्विविग्नैरसोढसिंहध्वनिरुन्ननाद ॥५६॥**

હિમના ઢગલારૂપી શિલાઓને ખરિયોની અણીથી વિદારણ કરતો—ખોદતો, દર્પ-અભિમાન-થી મધુર ગર્જના કરતો અને ભયભીત થતા મૃગોએ ( ગાયોના સરખા એક જાતના મૃગોએ ) મહા બલાત્કારથી જોવાએલો વૃષભ-પોઠીઓ સિંહના શબ્દને નહિ સહન કરતો મોટી ગર્જના કરતો હતો. ( આમાં સ્વભાવોક્તિ નામનો અલંકાર છે. ) ૫૬

**तत्राग्निमाधाय समित्समिद्धं स्वमेव मूर्त्यन्तरमष्टमूर्तिः ।**
**स्वयं विधाता तपसः फलानां केनापि कामेन तपश्चचार ॥५७॥**

તપાના ફળોને (ઇન્દ્રત્વાદિને) પોતે ઉત્પન્ન કરનાર (આપનાર) અષ્ટ-મૂર્તિ-શંકર, તે શિખર ઉપર પોતેજ અન્ય-બીજી મૂર્તિરૂપ લાકડાથી પ્રદિપ્ત થએલા અગ્નિને સ્થાપન કરી કોઇ પણ ફળની ઇચ્છાથી તપશ્ચર્યા કરતા હવા. ૫૭

**अनर्घ्यमर्घ्येण समद्रिनाथः स्वर्गौकसामर्चितमर्चयित्वा ।**
**आराधनायास्य सखीसमेतां समादिदेशे प्रयतां तनूजाम् ॥५८॥**

પર્વતોનો નાથ-હિમાલય, અમૂલ્ય અને દેવોના પણ પૂજ્ય (દેવોએ પૂજેલા) તે શંકરને પુજાના પદાર્થથી પૂજન કરીને એ શંકરના આરાધન માટે જયા અને વિજયા નામની સખિઓની સાથે જતી પોતાની પુત્રિને-પાર્વતીને આજ્ઞા કરતો હવો. ૫૮

**प्रत्यर्थिभूतामपि तां समाधेः शुश्रूषमाणां गिरिशोऽनुमेने ।**
**विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः ॥५९॥**

શંકર, સમાધિની વિઘ્નભૂત છતાં પણ સેવાની ઇચ્છા રાખનારી તે પાર્વતીને અંગિકાર કરતા હવા. (અર્થાત્ સેવા કરવા દેતા હતા. અટકાવતા નહોતા.) વિકારનું કારણ હોવા છતાં પણ જે પુરુષોનાં ચિતનથી વિકાર પામતાં તેજ ધીર પુરુષો છે એમ જાણવું. ૫૯

સેવાના પ્રકારને કહે છે—

**अवचितबलिपुष्पा वेदिसंमार्गदक्षा**
**नियमविधिजलानां बर्हिषां चोपनेत्री ।**
**गिरिशमुपचचार प्रत्यहं सा सुकेशी**
**नियमितपरिखेदा तच्छिरश्चन्द्रपादैः ॥६०॥**

સારા કેશવાળી તે પાર્વતી, પૂજા માટે પુષ્પ તોડી લાવતી, વેદિ વાળવામાં કુશળતા રાખતી, નિત્ય નિયમનાં જળ અને દર્ભ—દાભ ને લાવી આપતી, અને તે શંકરના માથા ઉપરના ચન્દ્રનાં કિરણોથી થાકને નિવૃત કરતી, દિનદિન પ્રત્યે (પ્રત્યેક દિવસે-રોજનેરોજ) શંકરને સેવતી હવી-શિવની સેવા કરવા લાગી. (આ શ્લોકમાં માલિનીવૃત છે એ વૃતના દરેક ચરણમાં ન, ન, મ, ય, ય, એવા પાંચ ગણના રૂપમાં પંદર પંદર અક્ષર આવે છે.

**॥ इति कालिदासकृतौ माहाकाव्ये कुमारसंभवे प्रथम सर्गः ॥१॥**

## સર્ગ ૨ જો..



तस्मिन्विप्रकृताः काले तारकेण दिवौकसः ।
तुरासाहं पुरोधाय धाम स्वायंभुवं ययुः ॥१॥

પાર્વતીની સેવા વખતે (વજ્રણખ દૈત્યના પુત્ર) તારકાસુરે દુઃખી કરેલા દેવલોકો, ઇન્દ્રને આગળ કરી બ્રહ્માના સ્થાન–બ્રહ્મલોકપ્રત્યે જતા હવા. (અર્થાત્ ઇન્દ્રને આગળ કરી દેવલોકો બ્રહ્મા પાસે ગયા.) ૧

तेषामाविरभूद्ब्रह्मा परिम्लानमुखश्रियाम् ।
सरसां सुप्तपद्मानां प्रातर्दीधितिमानिव ॥२॥

ઉતરી ગયેલી મુખની શોભાવાળા દેવોની આગળ જેમ, બિડાએલાં કમળવાળાં સરોવરની આગળ સવારમાં સૂર્ય પ્રગટ થાય તેમ બ્રહ્મા પ્રગટ થયા. (અર્થાત્ દેવલોકો ગયા એટલે તેમની પાસે તરત બ્રહ્મા આવ્યા આમાં ઉપમા નામનો અલંકાર:છે.) ૨

अथ सर्वस्य धातारं ते सर्वे सर्वतोमुखम् ।
वागीशं वाग्भिरर्थ्याभिः प्रणिपत्योपतस्थिरे ॥३॥

બ્રહ્માના પ્રગટ થયા પછી તે સર્વે દેવો, ચાર મુખવાળા વિદ્યાના સ્વામી અને જગત્ ઉત્પન્ન કરનાર બ્રહ્માને નમસ્કાર કરીને અર્થવાળી વાણીથી સ્તુતિ કરવા લાગ્યા. (અર્થાત્ દેવલોકોએ બ્રહ્માની સ્તુતિ કરવા પ્રારંભ કર્યો.) ૩.

હવે બાર શ્લોકોથી નીચે પ્રમાણે સ્તુતિના પ્રકારને વર્ણવે છેઃ—

नमस्त्रिमूर्तये तुभ्यं प्राक्सृष्टेः केवलात्मने ।
गुणत्रयविभागाय पश्चाद्भेदमुपेयुषे ॥४॥

હે ભગવાન્! સૃષ્ટિથી પહેલાં કેવળ એક સ્વરૂપવાળા, પછી (સૃષ્ટિ રચતી વખતે) ત્રણ ગુણના ભાગ માટે ભેદ પામેલા ત્રણ મૂર્તિવાળા (બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રરૂપ) તમને નમસ્કાર છે. (કહ્યું છે કે—**नमो रजोजुषे सृष्टौ स्थितौ सत्त्वमयाय च । तमोरूपाय संहारे त्रिरूपाय स्वयंभुवे ॥** ઉત્પત્તિમાં રજોજુષને, સ્થિતિમાં સત્ત્વમયને અને નાશમાં તમોરૂપને, એ રીતે ત્રિરૂપ એવા બ્રહ્મા તમને નમસ્કાર કરીએ છીએ.) ૪

यदमोघमपामन्तरुप्तं बीजमज त्वया ।
अतश्चराचरं विश्वं प्रभवस्तस्य गीयसे ॥५॥

હે અજ !–ઉત્પત્તિરહિત બ્રહ્મા ! જળની અંદર તમે જે સફળ બીજ નાંખ્યું છે, તે બીજથી સ્થાવર જંગમ વિશ્વ ઉત્પન્ન થયું છે. ( લોકમાં ) તે વિશ્વના કારણ તમે ગવાઓ છો; એટલે તમે વિશ્વનું કારણ છો એમ લોક કહે છે. ૫

तिसृभिस्त्वमवस्थाभिर्महिमानमुदीरयन् ।
प्रलयस्थितिसर्गाणामेकः कारणतां गतः ॥६॥

સૃષ્ટિ પહેલાં કેવળ એક જ હતા, એવા તમે ત્રણ અવસ્થાથી (બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ રૂપથી ) મહિમા–પોતાની શક્તિ–ને ફેલાવતા ઉત્પત્તિ, સ્થિતિ અને લય–નાશ–ના કારણપણાને પામેલા છો. ૬

ભૂતસૃષ્ટિના કર્તાપણાને કહીને હવે મિથુન સૃષ્ટિ માટે મૂર્તિમાન બ્રહ્માના ભેદને કહે છે:

स्त्रीपुंसावात्मभागौ ते भिन्नमूर्तेः सिसृक्षया ।
प्रसूतिभाजः सर्गस्य तावेव पितरौ स्मृतौ ॥७॥

સ્ત્રી પુરુષને ઉત્પન્ન કરવાની ઇચ્છાથી ભેદ પામેલી મૂર્તિવાળા તમારા આત્માના બે ભાગ થયા, તેજ દેહના થએલા બે ભાગ, ઉત્પત્તિવાળી સૃષ્ટિના માતાપિતા (વૃદ્ધો )એ કહેલા છે. ( અહીં મનુએ કહ્યું છે કે— **द्विधा कृत्वात्मनो देहमर्धेन पुरुषोऽभवत् । अर्धेन नारी तस्यां स विराजमसृजत्प्रभुः ॥** પ્રભુ પોતાના દેહને બે ભાગ કરી અર્ધાથી પુરુષ થતા હવા અને અર્ધાથી નારી થતા હવા. તેને વિષે વિરાટરૂપ ઉત્પન્ન કરતા હવા. ) ૭

स्वकालपरिमाणेन व्यस्तरात्रिंदिवस्य ते ।
यौ तु स्वप्नावबोधौ तौ भूतानां प्रलयोदयौ ॥८॥

પોતાના કાળના પરિમાણથી ( **चतुर्युगसहस्राणि ब्रह्मणो दिनमुच्यते ।** ચાર હજાર યુગ જાય ત્યારે બ્રહ્માનો એક દીવસ થાય છે. ) રાત્રિદિવસને વહેંચનારૂં જે તમારૂં સૂવું અને જાગવું છે તે પ્રાણીઓનો નાશ અને ઉત્પત્તિ છે. ( કહ્યું છે કે–**यदा स देवो जागर्ति तदैव चेष्टते जगत् । यदा स्वपिति शान्तात्मा तदा सर्वं प्रलीयते ॥** જ્યારે ઇશ્વર જાગે છે ત્યારે જગત્ચેષ્ટા કરે છે એટલે ઉત્પન્ન થાય છે, અને જ્યારે શાન્ત

આત્માવાળા ઈશ્વર સુવે છે ત્યારે સર્વ જગત્ નાશ પામે છે એ દિન પ્રલય છે, અને બ્રહ્માના સો વર્ષ પછી મહાપ્રલય થાય છે.) ૮

**जगद्योनिरयोनिस्त्वं जगदन्तो निरन्तकः ।**
**जगदादिरनादिस्त्वं जगदीशो निरीश्वरः ॥९॥**

હે ભગવાન્! તમે જગત્‌નું કારણ છો, (છતાં) તમે કારણ વગરના છો, એટલે તમારૂં કોઇ કારણ નથી; તમે જગત્‌ના નાશ કરનાર છો, (છતાં) તમે નાશ વગરના છો, એટલે તમારો નાશ કરનાર કોઈ નથી; તમે જગત્‌ના આદિ છો, (છતાં) અનાદિ છો; એટલે તમારાથી આદિ કોઇ નથી; તમે જગત્‌ના સ્વામી (છતાં) ઈશ્વિર વિનાના (છો) એટલે તમારો કોઇ સ્વામી નથી. (આમાં વિરોધાભાસ નામનો અલંકાર છે.) ૯

**आत्मानमात्मना वेत्सि सृजस्यात्मानमात्मना ।**
**आत्मना कृतिना च त्वमात्मन्येव प्रलीयसे ॥१०॥**

હે બ્રહ્મન્! તમે લોકોના અનુગ્રહ માટે બ્રહ્મસ્વરૂપથી ઉત્પન્ન કરેલા પોતાના સ્વરૂપને આત્માવડે કરીને જ જાણો છો તથા આત્માને આત્મા વિષે જ સરજો છો. (અર્થાત્ અધિષ્ઠાન પણ તમે પોતે જ છો.) સમર્થ પોતે પોતાને વિષે જ પ્રલય થાઓ છો. ૧૦

**द्रवः संघातकठिनः स्थूलः सूक्ष्मो लघुर्गुरुः ।**
**व्यक्तो व्यक्तेतरश्चासि प्राकाम्यं ते विभूतिषु ॥११॥**

હે બ્રહ્મન્! નદી સમુદ્રાદિ રસાત્મક વસ્તુ તમે છો. ગાઢ સંયોગવાળી-પર્વતાદિ જેવી કઠણ વસ્તુ તમે છો, તમે સ્થૂલ (ઇન્દ્રિય ગ્રહણ યોગ્ય ઘડાદિ જેવા) છો, તમે સૂક્ષ્મ (અતીન્દ્રિયપરમાણુ જેવા) છો, તમે લઘુ (ઉત્પન્ન યોગ્ય આકડાના તૂરાદિ જેવા) છો, તમે ગુરૂ (હિમાલયની પેઠે અચળ) છો, તમે કાર્યરૂપ છો અને કારણરૂપ પણ તમે જ છો. એ પ્રકારે અણિમાદિ વિભુતિઓમાં તમારૂં યથાકામપણું છે, એટલે જ્યાં જે રૂપ જોઇએ ત્યાં તે રૂપ તમે જ ધારણ કરો છો. ૧૧

**उद्घातः प्रणवो यासां न्यायैस्त्रिभिरुदीरणम् ।**
**कर्म यज्ञः फलं स्वर्गस्तासां त्वं प्रभवो गिराम् ॥१२॥**

હે બ્રહ્મન્! જે વાણીનો પ્રારંભ ઓંકાર છે; જે વાણી ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત સ્વરથી બોલાય છે, ને જે વાણીનું કર્મ યજ્ઞ છે, કર્મ-દ્વારા જે વાણીનું ફળ સ્વર્ગ છે, તમે તે વાણીના-વેદોના કારણ છો. ૧૨

હવે સાંખ્ય મત પ્રમાણે સ્તુતિ કરે છે.

**त्वामामनन्ति प्रकृतिं पुरुषार्थप्रवर्तिनीम् ।**
**तद्दर्शिनमुदासीनं त्वामेव पुरुषं विदुः ॥१३॥**

હે બ્રહ્મન્! તમને સાંખ્ય મતવાળા, પુરુષાર્થને માટે (પુરુષના ભોગના અપવર્ગરૂપ અર્થને માટે) પ્રવર્તનારી પ્રકૃતિ-ત્રિગુણિ માયા કહે છે; અને તમને જ તે પ્રકૃતિને સાક્ષિપણે જોનારા ઉદાસીન (કૂટસ્થ પુરુષ) જાણે છે. ૧૩.

**त्वं पितॄणामपि पिता देवानामपि देवता ।**
**परतोऽपि परश्चासि विधाता वेधसामपि ॥१४॥**

હે બ્રહ્મન્! તમે અગ્નિષ્વાત્તાદિ પિતૃઓના પણ પિતા છો (અર્થાત્ પિતૃઓના પણ તર્પણ કરવા યોગ્ય છો), ઇન્દ્રાદિ દેવોના પણ દેવ છો, (અર્થાત્ દેવોના પણ પુજ્ય છો.) અને પરથી પણ પર છો (અર્થાત્ સર્વોત્તર છો. કહ્યું છે કે-"**इंद्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः। मनसश्च परा बुद्धिर्बुद्धेरात्मा महांस्ततः। महतः परमव्यक्तमव्यक्तात्पुरुषः परः। पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः**" ॥ ઇન્દ્રિયથી પર અર્થ છે, અર્થથી પર મન છે, મનથી પર બુદ્ધિ છે, બુદ્ધિથી પર આત્મા છે, આત્માથી પર અહંકાર છે, અહંકારથી પર અવ્યક્ત છે, અવ્યક્તથી પર પુરુષ છે અને પુરુષથી પર બીજું કંઇ નથી તે કાષ્ઠા (છેલ્લી સીમા) છે, તે શ્રેષ્ઠ ગતિ છે.) તથા તમે દક્ષપ્રજાપતિ આદિના પણ સ્રષ્ટા છો. ૧૪

**त्वमेव हव्यं होता च भोज्यं भोक्ता च शाश्वतः ।**
**वेद्यं च वेदिता चासि ध्याता ध्येयं च यत्परम् ॥१५॥**

હે બ્રહ્મન્! નિરંતર રહેનાર પણ તમે જ છો, હોમવા લાયક વસ્તુ અને હોમનાર (યજમાન) તમે જ છો, ભોજન કરવા લાયક (અન્ન) અને ભોજન કરનાર ભોક્તા પણ તમે જ છો, જાણવા લાયક-સાક્ષાત્કાર્યરૂપ વસ્તુ, અને સાક્ષાત્કર્તા પણ તમે જ છો; ધ્યાન કરનાર અને ધ્યાન કરવા લાયક જે પર વસ્તુ છે તે પણ તમે જ છો. (સાક્ષાત્કાર સાધનભૂત પ્રત્યયનો વિશેષ પ્રવાહ તેને ધ્યાન કહે છે.) ૧૫

**इति तेभ्यः स्तुतीः श्रुत्वा यथार्था हृदयंगमाः ।**
**प्रसादाभिमुखो वेधाः प्रत्युवाच दिवौकसः ॥१६॥**

બ્રહ્મા, એ પ્રકારે દેવલોકોથી સત્ય અને તેથી મનોહર લાગતી સ્તુતી સાંભળીને પ્રસન્ન થઇ (અનુગ્રહ કરવાની ઇચ્છાવાળા બની) દેવો પ્રત્યે બોલ્યા. ૧૬

હવે કવિ કહે છે કે:—

**पुराणस्य कवेस्तस्य चतुर्मुखसमीरिता ।**
**प्रवृत्तिरासीच्छब्दानां चरितार्था चतुष्टयी ॥१७॥**

દ્રવ્ય, ગુણ, ક્રિયા અને જાતિના ભેદથી ચાર અવયવવાળી (અર્થાત્ ચાર પ્રકારની) શબ્દની પ્રવૃત્તિ, (વૈખરી આદિ વાગ્વૃત્તિ કહ્યું છે કે— "**वैखरी शब्दनिष्पत्तिर्मध्यमा श्रुतिगोचरा द्योतितार्था च पश्यन्ति सूक्ष्मा वागनपायिनी ॥** જેનાથી શબ્દની સિદ્ધિ થાય તે વૈખરી, કાન સુધી આવનારી મધ્યમા, અર્થ જણાવનારી પશ્યન્તિ, અને મૂલાધારથી નાભિ પર્યંત સુધીની સૂક્ષ્મા (પરા) વાણી કહેવાય છે.") પુરાતન કવિ—બ્રહ્માના ચાર મુખથી નિકળેલી (તે વાણી) સરળ અર્થવાળી હોતી હવી, એટલે ચાર મુખથી ઉચ્ચારણ કરવાને લીધે ચતુર્વિધપુરુષાર્થ સફળ થયા. ૧૭

હવે ભગવાન્ બ્રહ્મા કહે છે:—

**स्वागतं स्वानधिकारान्प्रभावैरवलम्ब्य वः ।**
**युगपद्युगबाहुभ्यः प्राप्तेभ्यः प्राज्यविक्रमाः ॥१८॥**

હે અત્યંત પરાક્રમવાળા દેવો! પોતાના અધિકારોને સામર્થ્યથી પામીને સર્વે સાથે આવેલા દીર્ઘ બાહુવાળા તમોને સ્વાગત છે, એટલે તમારૂ આવવું (આગમન) સારૂં છે. (એ રીતે પ્રથમ આવકાર આપ્યો.) ૧૮

**किमिदं द्युतिमात्मीयां न बिभ्रति यथा पुरा ।**
**हिमक्लिष्टप्रकाशानि ज्योतींषीव मुखानि वः ॥ १९ ॥**

હે પુત્રો! હિમથી પ્રકાશ વિનાનાં નક્ષત્રો જેમ કાન્તિ ધારણ કરતાં નથી તેમ, તમારાં મુખ પ્રથમ હતાં તેવાં પોતાની કાન્તિને નથી ધારણ કરતાં એ શું? (અર્થાત્ તમારાં મુખ નિસ્તેજ લાગે છે એનું શું કારણ છે) ૧૯

કહેલાને જ સાત શ્લોકવડે વિશેષતાથી કહે છે કે—

**प्रशमादर्चिषामेतदनुद्गीर्णसुरायुधम् ।**
**वृत्रस्य हन्तुः कुलिशं कुण्ठिताश्रीव लक्ष्यते ॥ २० ॥**

કાન્તિ નાશ થવાથી ચિત્રવિચિત્ર કાન્તિવગરનું દેવાયુધ એવું આ વૃત્રાસુરને મારનાર ઇન્દ્રનું વજ્ર, કુંઠીત થએલી કોટીવાળું એટલે ધાર વિનાનું-બુઠું થયું હોય એમ જણાય છે. ૨૦

**किं चायमरिदुर्वारः पाणौ पाशः प्रचेतसः ।**
**मन्त्रेण हतवीर्यस्य फणिनो दैन्यमाश्रितः ॥ २१ ॥**

અને વળી આ શત્રુઓએ દુઃખથી રોકાય એવો વરુણના હાથમાં રહેલો પાશ-દોરીનો ફાંસો જેમ, મંત્રથી હણાએલા પરાક્રમવાળો સાપ દીનપણાને પામે એમ દીનપણાને પામેલો છે. (આમાં અસંભવિત વસ્તુના સંબંધથી નિદર્શનાલંકાર છે.) ૨૧.

**कुबेरस्य मनःशल्यं शंसतीव पराभवम् ।**
**अपविद्धगदो बाहुर्भग्नशाख इव द्रुमः ॥ २२ ॥**

ત્યાગ કરેલી ગદાવાળો અને તેથી ભાગેલા ડાળવાળા વૃક્ષ (ઝાડ)ના જેવો દેખાતો કુબેરનો બાહુ-હાથ મનના શલ્ય જેવા (શત્રુએ કરેલા) પરાભવને જાણે કહેતો હોય તેવો જણાય છે. (અર્થાત્ એના લક્ષણથી એવું અનુમાન થાય છે.) ૨૨

**यमोऽपि विलिखन्भूमिं दण्डेनास्तमितत्विषा ।**
**कुरुतेऽस्मिन्नमोघेऽपि निर्वाणालातलाघवम् ॥ २३ ॥**

નાશ પામેલી કાન્તિવાળા દંડથી યમ પણ પૃથ્વીને ખોતરતો પહેલાં સફલ પણ આ દંડને વિષે શાન્ત થએલા પૃથ્વી ઉપર લખવાની શળીના (જેવા) હલકાપણાને કરે છે. (અર્થાત્ જે દંડ પ્રથમ અમોઘ હતો તે શળી જેવો નિર્માલ્ય થઇ ગયો છે. આમાં પણ લાઘવની પેઠે લાઘવ એ પ્રકારે કલ્પનાથી નિદર્શનાલંકાર છે.) ૨૩

**अमी च कथमादित्याः प्रतापक्षतिशीतलाः ।**
**चित्रन्यस्ता इव गताः प्रकामालोकनीयताम् ॥ २४ ॥**

અને તેજના નાશથી શિતળ-ઠંડા થઇ ગયેલા આ બાર સુર્યો, શા હેતુથી ચિત્રમાં લખેલાની પેઠે અત્યંત જોવા લાયક થયેલા છે. (અર્થાત્ જેમ ચિત્રરૂપ હોય તે નિરાંતે જોઇ શકાય તેમ નિસ્તેજ થવાથી સુખેથી જોવાય એવા કેમ થયા છે?) ૨૪.

**पर्याकुलत्वान्मरुतां वेगभङ्गोऽनुमीयते ।**
**अम्भसामोघसंरोधः प्रतीपगमनादिव ॥ २५ ॥**

ઓગણપચાસ વાયુઓની સ્ખલિત થએલી ગતિને લીધે વેગનો ભંગ પાણીના ઉંચા ચઢવાથી પ્રવાહનું રોકાણ અનુમાન કરાય છે તેમ, (વેગનો ભંગ) અનુમાન કરાય છે. (અર્થાત્ સતત વેગવાળા વાયુ પણ સ્થિર જળના જેવા ગતિભંગ હોય એમ જણાય છે.) ૨૫

**आवर्जितजटामौलिविलम्बिशशिकोटयः ।**
**रुद्राणामपि मूर्धानः क्षतहुंकारशंसिनः ॥ २६ ॥**

પરિભવન દુઃખથી થયેલી નમ્ર જટાના મુગટોમાં ઢીલી પડેલી ચન્દ્ર-રેખાવાળાં અગીઆર રુદ્રોનાં પણ માથાં તેમના (મસ્તકોના) નાશ પામેલા હુંકાર શબ્દને કહેતાં હોય એવાં જણાય છે; એટલે રુદ્રો પણ નરમ પડી ગયેલા હુંકાર શબ્દવાળા હોય એમ જણાય છે. ૨૬

**लब्धप्रतिष्ठाः प्रथमं यूयं किं बलवत्तरैः ।**
**अपवादैरिवोत्सर्गाः कृतव्यावृत्तयः परैः ॥ २७ ॥**

પ્રથમ પ્રતિષ્ઠા પામેલા તમો બળવાન શત્રુઓથી જેમ, સામાન્ય શાસ્ત્રો અપવાદોથી-વિશેષ શાસ્ત્રોથી પ્રતિષ્ઠાભંગ થાય તેમ પ્રતિષ્ઠાભંગ થએલા છો. ૨૭

**तद्ब्रूत वत्साः किमितः प्रार्थयध्वं समागताः ।**
**मयि सृष्टिर्हि लोकानां रक्षायुष्मास्ववस्थिता ॥ २८ ॥**

તે માટે હે પુત્રો! અહિં બધા ભેગા થઇને આવેલા તમો મારાથી શી ઇચ્છા રાખો છો? તે બોલો; કેમકે-લોકની સૃષ્ટિ-ઉત્પત્તિ મારામાં ને રક્ષણ (રક્ષા) તમારામાં રહેલી છે; તેટલા માટે પણ મારી અપેક્ષા નથી. ૨૮

**ततो मन्दानिलोद्धूतकमलाकरशोभिना ।**
**गुरुं नेत्रसहस्रेण नोदयामास वासवः ॥ २९ ॥**

એ પ્રમાણે બ્રહ્માના પ્રશ્ન થઇ રહ્યા પછી ઇન્દ્ર, ગુરુ-બૃહસ્પતિને મન્દ વાયુથી કંપતાં કમળોની પેઠે શોભતાં સહસ્ત્ર-હજાર નેત્રથી પ્રેરણા કરતો હવો એટલે ઇન્દ્રે બૃહસ્પતિને નેત્રોની સંજ્ઞા-ઇસારત-થી જણાવ્યું કે તમો બોલો. ૨૯

**स द्विनेत्रं हरेश्चक्षुः सहस्रनयनाधिकम् ।**
**वाचस्पतिरुवाचेदं प्राञ्जलिर्जलजासनम् ॥ ३० ॥**

ઇન્દ્રના હજાર નેત્રથી વિશેષ બે નેત્રવાળા ચક્ષુભૂત (ચક્ષુના જેવો...

પના પ્રકૃત ઉપયોગથી પરિણામલંકાર થયો ) તે બૃહસ્પતિ, હાથ જોડીને કમળાસન–બ્રહ્મા–પ્રત્યે આ પ્રકારે બોલતા હતા. એટલે બૃહસ્પતિએ બ્રહ્માને નીચે પ્રમાણે કહ્યું. ૩૦

**एवं यदात्थ भगवन्नामृष्टं नः परैः पदम्।**
**प्रत्येकं विनियुक्तात्मा कथं न ज्ञास्यसि प्रभो ॥ ३१ ॥**

હે પડ્ગુણઐશ્વર્યસંપન્ન હે ભગવાન્! તમે જે કહ્યું તે સત્ય છે। (તે એકે ) અમારૂં સ્થાન ( અધિકાર ) શત્રુએ ખેંચી લીધું છે; હે પ્રભુ, દરેક પુરુષ પ્રત્યે પ્રવેશિત સ્વરૂપવાળા–સર્વાન્તર્યામી ) તમે કેમ ન જાણો ? ૩૧

હવે કહેલાને જ જણાવે છે કે—

**भवल्लब्धवरोदीर्णस्तारकाख्यो महासुरः ।**
**उपप्लवाय लोकानां धूमकेतुरिवोत्थितः ॥ ३२ ॥**

તમારાવડે વરદાન પામવાથી ઉદ્ધત થએલો તારકાસુર નામનો મોટો દૈત્ય, પૂંછડીયા તારાની પેઠે લોકના ઉપદ્રવ માટે ઉત્પન્ન થયો છે. ૩૨

**पुरे तावन्तमेवास्य तनोति रविरातपम् ।**
**दीर्घिकाकमलोन्मेषो यावन्मात्रेण साध्यते ॥ ३३ ॥**

એ તારકાસુરના નગરમાં સૂર્ય, તેટલા કાળ પર્યંત તાપ કરે છે કે જ્યાં સુધી ક્રીડાની વાવનાં કમળોનો પ્રકાશ રહે છે ત્યાં સુધી ( અર્થાત્ જેમ સૂર્યનાં કઠોર કિરણો વાવમાં મંદ લાગે છે તેમ તારકાસુરની બ્હીકથી તેના નગરમાં સૂર્ય પોતાનાં કિરણો મંદપણે નાંખે છે. ) ૩૩

**सर्वाभिः सर्वदा चन्द्रस्तं कलाभिर्निषेवते ।**
**नादत्ते केवलां लेखां हरचूडामणीकृताम् ॥ ३४ ॥**

ચન્દ્ર, તે તારકાસુરને નિરંતર ( એટલે કૃષ્ણપક્ષમાં પણ ) સર્વકલાથી સેવન કરે છે. પણ કેવળ શંકરે મુગટમાં મણિરૂપ કરેલી રેખાને ગ્રહણ કરતો નથી.

**व्यावृत्तगतिरुद्याने कुसुमस्तेयसाध्वसात् ।**
**न वाति वायुस्तत्पार्श्वे तालवृन्तानिलाधिकम् ॥ ३५ ॥**

વાયુ, ફૂલની ચોરીના ભયથી બાગમાં ધીમી ગતિવાળો થઇ તેના સમીપ ભાગમાં વિંજણાના વાયુથી વધારે ઉતાવળો વાતો નથી. ૩૫

**पर्यायसेवामुत्सृज्य पुष्पसंभारतत्पराः ।**
**उद्यानपालसामान्यमृतवस्तमुपासते ॥ ३६ ॥**

વસન્તાદિ છ ઋતુઓ, અનુક્રમની સેવાને ત્યાગ કરી પુષ્પસામગ્રિમાં તૈયાર થઇને માળીની પેઠે તારકાસુરની સેવા કરે છે. ( અર્થાત્ એક પછી એક ઋતુઓને પ્રવર્તતાં એક સાધારણજ ઋતુ રહે છે. ઋતુઓને શિતોષ્ણાદિ પ્રકાશ તો દુઃખે ત્યાગ કરાય તેવો છે. ) ૨૬.

**तस्योपायनयोग्यानि रत्नानि सरितां पतिः ।**
**कथमप्यम्भसामन्तरा निष्पत्तेः प्रतीक्षते ॥ ३७ ॥**

નદીઓનો પતિ સમુદ્ર, તે તારકાસુરની ભેટને લાયક રત્નોને જળના મધ્ય ભાગમાં પાકતા સુધી મહા મહેનતથી વાટ જુએ છે. ( અર્થાત્ ક્યારે પાકશે એમ નિત્ય વાટ જુએ છે; એટલે "ક્યારે પાકે કે તારકાસુરને ભેટ મૂકીયે," એમ સમુદ્રને કરવું પડે છે. ) ૩૭

**ज्वलन्मणिशिखाश्चैनं वासुकिप्रमुखा निशि ।**
**स्थिरप्रदीपतामेत्य भुजंगाः पर्युपासते ॥ ३८ ॥**

વળી દેદીપ્યમાન મણિની કાન્તિવાળા વાસુકિ આદિ સર્પો–સાપો, રાત્રે સ્થિર દીવાપણાને પામીને (પોતે સ્થિર દીવા રૂપ બનીને) એ તારકાસુરને સેવે છે. ૩૮

**तत्कृतानुग्रहापेक्षी तं मुहुर्दूतहारितैः ।**
**अनुकूलयतीन्द्रोऽपि कल्पद्रुमविभूषणैः ॥ ३९ ॥**

ઇન્દ્ર પણ તે તારકાસુરના કરેલા અનુગ્રહની ઇચ્છા રાખતો વારંવાર દૂતો પાસે મંગાવેલાં કલ્પવૃક્ષનાં પુષ્પથી તેને અનુકૂળ રાખે છે. એટલે એ નિરંતર એનાથી દબાતો જ રહે છે। ૩૯

**इत्थमाराध्यमानोऽपि क्लिश्नाति भुवनत्रयम् ।**
**शाम्येत्प्रत्यपकारेण नोपकारेण दुर्जनः ॥ ४० ॥**

એ પ્રકારે આરાધન કરેલો છતાં પણ, ત્રણ ભુવન–ત્રણ લોક–ને પીડા કરે છે. દુર્જન માણસ સામા અપકારથી શાન્ત થાય છે પણ ઉપકારથી શાન્ત થતો નથી। ( અર્થાત્ ઉપકારથી તો ઊલટો વધારે કોપે છે. ) ૪૦

**तेनामरवधूहस्तैः सदयालूनपल्लवाः ।**
**अभिज्ञाश्छेदपातानां क्रियन्ते नन्दनद्रुमाः ॥ ४१ ॥**

તે તારકાસુરે ( સુકુમાર–સુકોમળ ) દેવ લોકોની સ્ત્રિઓના હાથે ( અર્થાત્ સુકોમળ હાથે ) ચૂંટેલાં પાંદડાંવાળાં નન્દનવનનાં ઝાડ કાપીને પાડી નંખાવાપણાના દુઃખનાં જાણીતાં કરાય છે. ( અર્થાત્ તારકાસુર પ્રથમ જેનાં પાંદડાં

પણ દેવીઓના કોમળ હસ્તથી ચૂંટાતાં હતાં તેવાં નન્દનવનનાં ઝાડને થડથી કાપી પાડી નાંખે છે. ) ૪૧

**वीज्यते स हि संसुप्तः श्वाससाधारणानिलैः ।**
**चामरैः सुरबन्दीनां बाष्पसीकरवर्षिभिः ॥ ४२ ॥**

જે કારણ માટે તે તારકાસુર સુતો હોય છે ત્યારે શ્વાસ તુલ્ય વાયુવાળાં ( જો ઉતાવળે નાંખે તો જાગી ઉઠે ) અશ્રુના છાંટાને વરસાવનાર ( અર્થાત્ તે સ્ત્રિઓને રડવાનો આ વખત હોય છે. ) દેવ લોકોની સ્ત્રિઓના ચામરોથી વાયુ નંખાય છે ( અર્થાત્ તારકાસુર ઉંઘે છે તે વખતે દેવલોકોની સ્ત્રિઓ રોતીરોતી ચામરથી શ્વાસના જેવો ધીમો પવન નાંખે છે. )૪૨.

**उत्पाट्य मेरुशृङ्गाणि क्षुण्णानि हरितां खुरैः ।**
**आक्रीडपर्वतास्तेन कल्पिताः स्वेषु वेश्मसु ॥ ४३ ॥**

તે તારકાસુરે સૂર્યના ઘોડાની ખરીયોથી ભાગી ગયેલાં મેરૂ પર્વતનાં શિખરોને ઉપાડીને પોતાના ઘરમાં ક્રીડા કરવાના પર્વતો કરેલા છે. ૪૩

**मन्दाकिन्याः पयः शेषं दिग्वारणमदाविलम् ।**
**हेमाम्भोरुहसस्यानां तद्वाप्यो धाम सांप्रतम् ॥ ४४ ॥**

હાલમાં મંદાકિની એટલે ગંગાનું દિશાઓના હાથીના મદથી ડોહળાએલું–મિશ્ર થએલું કેવળ જળજ બાકી છે ( ત્યારે સોનાનાં કમળ ક્યાં ગયાં તો કહે છે કે–) સોનાના કમળરૂપી વનસ્પતિનાં સ્થાન તો તેની વાવો જ છે. ( અર્થાત્ સર્વે કમળોને ઉપાડી પોતાની વાવમાંજ રોપી દીધાં છે.)૪૪

**भुवनालोकनप्रीतिः स्वर्गिभिर्नानुभूयते ।**
**खिलीभूते विमानानां तदापातभयात्पथि ॥ ४५ ॥**

તે તારકાસુરના આવવાના ભયથી વિમાનોના માર્ગ રોકાવવાને લીધે સ્વર્ગમાં રહેનાર દેવ લોકોએ ત્રણ ભુવનને જોવાની પ્રીતિ અનુભવ કરાતી નથી. ( અર્થાત્ રખેને તારકાસુર સામો મળશે એવા ભયથી દેવતાઓ વિમાનમાં બેશી ફરવા નીકળી શકતા નથી. ) ૪૫

**यज्वभिः संभृतं हव्यं विततेष्वध्वरेषु सः ।**
**जातवेदोमुखान्मायी मिषतामाच्छिनत्ति नः ॥ ४६ ॥**

વિધિપૂર્વક યજ્ઞ કરનાર લોકોએ કરેલા યજ્ઞોમાં હોમેલા હુતદ્રવ્યને માયાવી તે તારકાસુર અમારા જોતા છતાં અમારાં અગ્નિરૂપી મુખથી છીનવી લે છે. ( અર્થાત્ યજ્ઞમાં હોમેલાં હુતદ્રવ્ય અમે જોતા રહીએ છીએ ને એ

બારોબર અગ્નિમાંથીજ લઇ લે છે અને અમે વીલે મોંએ રહીએ છીએ.) ૪૬

**उच्चैरुच्चैःश्रवास्तेन हयरत्नमहारि च ।**
**देहबद्धमिवेन्द्रस्य चिरकालार्जितं यशः ॥ ४७ ॥**

અને વળી તે તારકાસુરે ઊંચા–શ્રેષ્ઠ ઉચ્ચૈઃશ્રવસ નામનું હયરત્ન–ઘોડા રૂપ રત્ન (ધોળું હોવાથી) મૂર્તિમાન ઘણા વખતથી પ્રાપ્ત કરેલો ઇન્દ્રનો યશ હોય તેવું હરણ કરાયું. (અર્થાત્ તારકાસુરે ધોળા ઇન્દ્રના યશ જેવા ઉચ્ચૈઃશ્રવા નામના ઇન્દ્રના અશ્વરત્નને હરી લીધું છે.) ૪૭

"ત્યારે સામાદિ ઉપાયો તારકાસુરને વિષે કેમ ન યોજ્યા." એ શંકાના ખુલાસામાં કહે છે કે—

**तस्मिन्नुपायाः सर्वे नः क्रूरे प्रतिहतक्रियाः ।**
**वीर्यवन्त्यौषधानीव विकारे सांनिपातिके ॥ ४८ ॥**

ક્રૂર એવા તે તારકાસુરને વિષે અમારા સર્વ ઉપાયો, જેમ વાત, પિત્ત અને કફથી ઉત્પન્ન થએલા ત્રિદોષ—સન્નિપાત—માં એટલે તાવ વિગેરેમાં સારવાળાં ઔષધો નિષ્ફળ થાય છે તેમ નિષ્ફળ થતી મહેનતવાળા થયા. ૪૮

તે નિષ્ફળ થતી મહેનતને દર્શાવે છે.

**जयाशा यत्र चास्माकं प्रतिघातोत्थितार्चिषा ।**
**हरिचक्रेण तेनास्य कण्ठे निष्कमिवार्पितम् ॥ ४९ ॥**

અને વળી (નિશ્ચે હરિચક્રથી અમે જીતીશું એ પ્રકારે) જે હરિચક્રમાં અમારા જયની આશા હતી, સામા અથડાવવાને લીધે ઉત્પન્ન થએલી કાન્તિવાળા તે હરિચક્રે (વિષ્ણુના સુદર્શનચક્રે) તે તારકાસુરના ગળામાં જાણે કણ્ઠભૂષણ હોય તેમ રહેવાયું। (અર્થાત્ તારકાસુરનું મસ્તક છેદવા માટે વિષ્ણુએ ચક્ર છોડયું તોપણ તે નાશ પામેલી શક્તિ વાળું થયું, અને ગળામાં ઘરેણાં જેવું બની તેને ઉલટું શોભાવવા લાગ્યું।) ૪૯

**तदीयास्तोयदेष्वद्य पुष्करावर्तकादिषु ।**
**अभ्यस्यन्ति तटाघातं निर्जितैरावता गजाः ॥ ५० ॥**

હાલમાં ઐરાવતને જીતનારા તે તારકાસુરના હાથીઓ, પુષ્કર અને આવર્તકાદિ નામના મેઘોને વિષે વપ્રક્રીડા (તટને તોડવાની) ક્રીડાને કરે છે. ૫૦

**तदिच्छामो विभो स्रष्टुं सेनान्यं तस्य शान्तये ।**
**कर्मबन्धच्छिदं धर्मं भवस्येव मुमुक्षवः ॥ ५१ ॥**

તે કારણ માટે હે વિભો! સંસારને ત્યાગ કરવાની ઇચ્છા રાખનાર મુમુક્ષુઓ (અર્થાત્ વિરક્ત) સંસારની નિવૃત્તિ માટે કર્મ રૂપી બન્ધનને નાશ કરનાર–છેદનારા એવા ધર્મની જેમ ઇચ્છા કરીએ તેમ અમે તે તારકાસુરના નાશ માટે સેનાના સ્વામી–કાર્તિક સ્વામીને સ્રજવા–ઉત્પન્ન કરવા–ની ઇચ્છા કરીએ છીએ. ૫૧

કાર્તિકસ્વામીની ઉત્પત્તિના ફળને કહે છે—

**गोप्तारं सुरसैन्यानां यं पुरस्कृत्य गोत्रभित् ।**
**प्रत्यानेष्यति शत्रुभ्यो बन्दीमिव जयश्रियम् ॥ ५२ ॥**

દેવલોકની સેનાનું રક્ષણ કરનાર જે સેનાની–કાર્તિકસ્વામી–ને આગળ કરી ઇન્દ્ર, જયની લક્ષ્મીને બંદીખાને નાંખેલી સ્ત્રિની પેઠે શત્રુની પાસેથી પાછી લાવશે. ( માટે તેવા કાર્તિકસ્વામીની ઉત્પત્તિની ઇચ્છા રાખીએ છીએ. ) ૫૨

**वचस्यवसिते तस्मिन्ससर्ज गिरमात्मभूः ।**
**गर्जितानन्तरां वृष्टिं सौभाग्येन जिगाय सा ॥ ५३ ॥**

બૃહસ્પતિનું વચન સમાપ્ત થયું એટલે બ્રહ્મા વાણી બોલતા હવા. તે વાણી મનોહરપણાથી ગાજ્યા પછી થનારી વૃષ્ટિને જીતતી હવી. ( અર્થાત્ ગજર્યા પછી વૃષ્ટિની પેઠે વિજ્ઞાપનાને સફળ કરનારી હોવાથી સુંદરપણા વાળી હતી. ) ૫૩

**संपत्स्यते वः कामोऽयं कालः कश्चित्प्रतीक्ष्यताम् ।**
**न त्वस्य सिद्धौ यास्यामि सर्गव्यापारमात्मना ॥ ५४ ॥**

આ તમારો મનોરથ ( કાર્તિકસ્વામી રૂપ ) સિદ્ધ થશે; કેટલાક કાળની વાટ જુઓ, પરંતુ તે કાર્તિકસ્વામીની ઉત્પત્તિના સંબંધમાં હું પોતે ઉત્પત્તિના વ્યત્પારને એટલે ઉદ્યોગને નહીં કરૂં. ( અર્થાત્ તો પણ કેટલાક વખત પછી તમારો મનોરથ સફળ થશે. ) ૫૪

કેમ નહીં કરૂં તે જણાવતાં કહે છે કે—

**इतः स दैत्यः प्राप्तश्रीर्नेत एवार्हति क्षयम् ।**
**विषवृक्षोऽपि संवर्ध्य स्वयं छेत्तुमसांप्रतम् ॥ ५५ ॥**

મારાથી જ ચઢતી પામેલો તે દૈત્ય તારકાસુર મારાથીજ નાશ થવો લાયક નથી. એ જ રીતે વિષનાં ઝાડ પણ પોતે ઉછેરી પોતે જ છેદવાં અયોગ્ય છે. ૫૫

वृतं तेनेदमेव प्राङ्मया चास्मै प्रतिश्रुतम्।
वरेण शमितं लोकानलं दग्धुं हि तत्तपः ॥ ५६॥

પૂર્વે તે દૈત્ય તારકાસુરે આવી જ રીતની પ્રાર્થના કરેલી છે-( મારો નાશ દેવ લોકો કરે નહીં એવું વરદાન માગ્યું હતું ) તેથી મેં તેને વરદાન આપેલું છે. લોકોને બાળવાને સમર્થ તેનું તપ વરદાનથી મેં શાન્ત પમાડ્યું. ( અર્થાત્ તેનું તપ મારા વરદાનથી શાન્ત પામ્યું, નહિં તો તેનું તે તપ-લોકને બાળી દેત. ) ૫૬

संयुगे सांयुगीनं तमुद्यतं प्रसहेत कः।
अंशादृते निषिक्तस्य नीललोहितरेतसः॥ ५७॥

યુદ્ધમાં ઉદ્યમ કરતા-યુદ્ધ કૌશલ્યવાળા તે તારકાસુરને કોઇક ક્ષેત્રમાં નાંખેલા કાળા કંઠ અને રાતા કેશવાળા શંકરના વીર્ય રૂપી અંશ વિના બીજો કોણ સહન કરે. ( અર્થાત્ યુદ્ધમાં ઘૂમતા તારકાસુરને, શંકરના અંશ વિના બીજો કોઇ જીતી શકે તેવો નથી. ) ૫૭

" બીજો કોઇ હશે ? " એ શંકાના ખુલાસામાં કહે છે કે—

स हि देवः परं ज्योतिस्तमःपारे व्यवस्थितम्।
परिच्छिन्नप्रभावर्द्धिर्न मया न च विष्णुना ॥ ५८॥

તે દેવ-શંકર તમોગુણના અંતમાં રહેલા શ્રેષ્ટ તેજ રૂપ :પરમાત્મા છે, એ નિશ્ચય છે અને તેથી મારાથી અને વિષ્ણુથી પણ એમનો મહિમા માપવાળો ને ઉતરતો થતો નથી. ( અર્થાત્ અમારા બેનો પણ મહિમા શિવના મહિમાથી ચઢતો નથી અને તેથી શિવને જ તે અસુર અસાધ્ય નથી. મતલબ કે, બીજો કોઇ પણ એવો નથી કે તેને જીતી શકે. ) ૫૮

હવે તેના અંશની ઉત્પત્તિના સંબંધમાં ઉપાય કહે છે—

उमारूपेण ते यूयं संयमस्तिमितं मनः।
शंभोर्यतध्वमाक्रष्टुमयस्कान्तेन लोहवत् ॥ ५९॥

કાર્યની ઇચ્છાવાળા હે દેવો ! તમે સમાધિ વડે નિશ્ચળ રહેલા શંકરના મનને પાર્વતીના રૂપમય મણિવડે લોહચુમ્બકની પેઠે હરણ કરવાનો ઉદ્યોગ કરો. અર્થાત્ જેમ લોહચુમ્બકથી લોઢાને આકર્ષાય તેમ પાર્વતીના રૂપવડે શંકરના સમાધિગત મનને આકર્ષો. ૫૯

उभे एव क्षमे वोढुमुलयोर्बीजमाहितम्।
सा वा शंभोस्तदीया वा मूर्तिर्जलमयी मम॥ ६०॥

શંકરના અને મારા નાંખેલા બીજને સહન કરવાને શંકરની સ્ત્રિ-પાર્વતી અને મારી જલમયીમૂર્તિએ બેજ સમર્થ છે.( દીપકાલંકાર છે.) ૬૦

**तस्यात्मा शितिकण्ठस्य सैनापत्यमुपेत्य वः ।**
**मोक्ष्यते सुरबन्दीनां वेणीर्वीर्यविभूतिभिः ॥ ६१ ॥**

તે શંકરનો આત્મા–પુત્ર કાર્તિકસ્વામી તમારૂં સેનાપતિપણું પ્રાપ્ત કરીને, એટલે તમારો સેનાપતિ થઇને, શૌર્યની સંપત્તિથી દેવલોકોની બંદીખાને પડેલી સ્ત્રિઓના કેશપાસને મુક્ત કરશે. (અર્થાત્ તારકાસુરને મારશે અને દેવાંગનાઓને મુક્ત કરશે. ) ૬૧

**इति व्याहृत्य विबुधान्विश्वयोनिस्तिरोदधे।**
**मनस्याहितकर्तव्यास्तेऽपि देवा दिवं ययुः॥ ६२॥**

વિશ્વની ઉત્પત્તિરૂપ બ્રહ્મા, દેવલોકોને એ પ્રકારે કહીને અંતર્દ્ધાન થતા હવા; તે દેવો પણ મનના કર્તવ્યને કરનારા બની સ્વર્ગ પ્રત્યે જતા હવા. ( અર્થાત્ બ્રહ્મા અંતર્દ્ધાન થયા, અને દેવ લોકો પણ સ્વર્ગમાંગયા.)૬૨

**तत्र निश्चित्य कंदर्पमगमत्पाकशासनः ।**
**मनसा कार्यसंसिद्धौ त्वराद्विगुणरंहसा ॥ ६३॥**

પાક નામના કોઇક રાક્ષસને શિક્ષા કરનારો (ઇન્દ્ર) શંકરનું ચિત્ત ખેંચવા રૂપી કાર્યમાં કામદેવને, નિશ્ચય કરી કાર્યની સિદ્ધિ માટે ઉત્સાહથી બમણા વેગવાળા મનથી પ્રાપ્ત કરતો હવો. (અર્થાત્ ઇન્દ્રે ઘણા ભાવથી મનમાં કામદેવનું સ્મરણ કર્યું. ) ૬૩

**अथ स ललितयोषिद्भ्रूलताचारुशृङ्गं**
**रतिवलयपदाङ्के चापमासज्य कण्ठे।**
**सहचरमधुहस्तन्यस्तचूताङ्कुरास्त्रः**
**शतमखमुपतस्थे प्राञ्जलिः पुष्पधन्वा॥ ६४॥**

સ્મરણ કર્યા પછી, તે પુષ્પના ધનુષવાળો કમદેવ, સુંદર સ્ત્રિઓની બે ભ્રગુટીઓના જેવી સુંદર છેડાવાળા ધનુષને રતિના કંકણના ચિહ્નવાળા કંઠમાં ભરવીને પોતાની સાથે રહેનાર (મિત્રના) વસંતના હાથમાં આંબાના અંકુર રૂપી જેનું અસ્ત્ર મૂકેલું છે એવો (વસન્તના હાથમાં પોતાનું પુષ્પ ધનુષ ઝલાવીને) હાથ જોડીને ઇન્દ્ર પાસે આવતો હવો. (આમાં સ્વભાવોક્તિ અલંકાર છે. ૬૪

**इति श्रीकालिदासकृतौ महाकाव्ये कुमारसंभवे द्वितीयः सर्गः ॥ २ ॥**

## સર્ગ ૩ જો.



**तस्मिन्मघोनस्त्रिदशान्विहाय सहस्रमक्ष्णां युगपत्पपात ।**
**प्रयोजनापेक्षितया प्रभूणां प्रायश्चलं गौरवमाश्रितेषु ॥ १ ॥**

ઇન્દ્રનાં હજાર નેત્રો, દેવલોકોને છોડી દેઇને તે કામ ઉપર એક સાથે પડ્યાં. (અર્થાત્ ઇન્દ્ર તે કામને હજાર આંખથી જોવા લાગ્યો, એથી આમાં આદરાતિશયોક્તિ નામનો અલંકાર છે.) ઘણે પ્રકારે (ઘણું કરીને) સમર્થ પુરુષોનો સેવકો ઉપર રહેલો આદર પ્રયોજનની ઇચ્છાથી ચંચળ હોય છે. (અર્થાત્ સ્વામી ફળતન્ત્રવાળા હોય છે, ગુણતન્ત્રવાળા હોતા નથી, એટલે ઉપરીઓ, સેવકોની મારફતે કોઇ વિશેપ અર્થ સાધવો હોય ત્યારે તેમના ઉપર વિશેષ આદર દર્શાવે છે; બીજે પ્રસંગે તો ઉપરીપણુંજ રાખે છે. ઉત્તરાર્ધમાં અર્થાન્તરન્યાસ અલંકાર છે.) ૧

**स वासवेनासनसंनिकृष्टमितो निषीदेति विसृष्टभूमिः ।**
**भर्तुः प्रसादं प्रतिनन्द्य मूर्ध्ना वक्तुं मिथः प्राक्रमतैवमेनम् ॥ २ ॥**

તે કામદેવ, ઇન્દ્રે "આસન પાસે અહિં બેશ" એ પ્રકારે બોલીને આસન આપ્યું ત્યારે સ્વામીના પ્રસાદને માથાતી ગ્રહણ કરી એકાન્તમાં એ ઇન્દ્ર પ્રત્યે નીચે પ્રમાણે બોલવાને આરંભ કરતો હવો. ૨

**आज्ञापय ज्ञातविशेष पुंसां लोकेषु यत्ते करणीयमस्ति ।**
**अनुग्रहं संस्मरणप्रवृत्तमिच्छामि संवर्धितमाज्ञया ते ॥ ३ ॥**

હે પુરુષોના વિશેષ સારને જાણનાર ઇન્દ્ર! તે કામની આજ્ઞા કરો; લોકમાં જે કરવાનું છે તે (એટલે લોકમાં જે મારે કરવાનું કામ હોય તે કામ કરવાની મને આજ્ઞા આપો) સ્મરણથી ઉત્પન્ન થએલા તમારા અનુગ્રહને આજ્ઞાથી વૃદ્ધિ પામેલો ઇચ્છું છું. (અર્થાત્ તમે મારૂં સ્મરણ કરીને મારા ઉપર કરેલો અનુગ્રહ મને કોઇક કામ કરવાનું સોંપશો તો વૃદ્ધિ પામશે એથી મને વિશેષ સંતોષ નથી. એટલે સ્મરણ કરવાથી એક અનુગ્રહ કર્યો છે ને હવે કામ સોંપશો તો બીજો અનુગ્રહ થશે એમ જાણું છું.) ૩

મને કંઇ પણ અસાધ્ય નથી એમ જણાવતો કહે છે કે—

**केनाभ्यसूया पदकाङ्क्षिणा ते नितान्तदीर्घैर्जनिता तपोभिः ।**
**यावद्भवत्याहितसायकस्य मत्कार्मुकस्यास्य निदेशवर्ती ॥ ४ ॥**

તમારા રાજ્યની ઇચ્છા કરનાર કયા પુરુષે અત્યંત મોટા તપથી મારી ઇર્ષ્યા ઉત્પન્ન થએલી છે. ( તે પુરુષ મને જણવો. ) જે કારણ માટે ચઢાવેલા બાણવાળો આ મારા ધનુષનો આજ્ઞાવર્તી થશે. ( અર્થાત્ તે પુરુષ તત્કાળ મારા ચઢાવેલા બાણને વશ થઇ જશે. ) ૪

હવે ચારવર્ગમાં મોક્ષનું વિશેષપણું જણાવતાં કહે છે—

**असंमतः कस्तव मुक्तिमार्गं पुनर्भवक्लेशभयात्प्रपन्नः।**
**वद्धश्चिरं तिष्ठतु सुन्दरीणामारेचितभ्रूचतुरैः कटाक्षैः ॥ ५ ॥**

તમને ન અનુસરનાર એવો કોણ છે? ( અર્થાત્ તમારો વિરોધી એવો કોણ છે. ) સંસારના—જન્મ મરણના દુઃખના ભયથી મોક્ષમાર્ગને પામેલો છે? તેને તમે કહો કે જેથી તે પણ ફરતી ભૃગુટિઓને લીધે ચતુર દેખાતા સ્ત્રિઓના કટાક્ષોથી બાંધેલો ઘણા કાળ સુધી રહે. ૫

" ધર્મ અને અર્થને આગળ કરીને કહે છે. "

**अध्यापितस्योशनसापि नीतिं प्रयुक्तरागप्रणिधिर्द्विषस्ते।**
**कस्यार्थधर्मौ वद पीडयामि सिन्धोस्तटावोघ इव प्रवृद्धः ॥ ६ ॥**

શુક્રાચાર્યે નીતિશાસ્ત્રને ભણાવેલા પણ તમારા કયા શત્રુના અર્થ અને ધર્મ રાગ રૂપી—વિષયાભિલાષરૂપી દૂત મોકલનાર એવો હું, વધેલો પ્રાણીનો પ્રવાહ નદીના બે કિનારાને તોડી નાંખે એમ તોડી નાંખું. (અર્થાત્ એમ તેને હું પીડા કરીશ. ) બોલો. ૬

ઇન્દ્રના કામીપણાને ઉદ્દેશીને કહે છે—

**कामेकपत्नीव्रतदुःखशीलां लोलं मनश्चारुतया प्रविष्टाम्।**
**नितम्बिनीमिच्छसि मुक्तलज्जां कण्ठे स्वयंग्राहनिषक्तबाहुम् ॥ ७ ॥**

પાતિવ્રત્યથી દુઃખી સ્વભાવવાળી ( અર્થાત્ દૃઢવ્રતવાળી ) સુન્દરપણાને લીધે ચપળતાવાળા મનમાં ( તમારા ચપળ મનમાં ) પેઠેલી કઇ સ્ત્રિને લાજ મૂકીને પોતાની મેળે તમારા ગળામાં હાથ નાંખતી તમે ઇચ્છો છો. (અર્થાત્ હે ઇન્દ્ર તમારે માટે પતિવ્રતાને પણ વ્રતથી ભ્રષ્ટ કરીશ. આથી ઇન્દ્રનું પરદારા લંપટપણું જણાવ્યું છે. ) ૭

સ્વકીયા, પરકીયા અને સાધારણી ત્રણ જાતની નાયિકા છે તેમાંની પરકીયાના સંબંધે કહ્યું અને હવે બીજીના સંબંધે કહે છે.

**कयासि कामिन्सुरतापराधात्पादानतः कोपनयावधूतः।**
**तस्याः करिष्यामि दृढानुतापं प्रवालशय्याशरणं शरीरम् ॥ ८ ॥**

હે કામી ઇન્દ્ર ! સુરત કર્મનો અપરાધ થવાથી એટલે બીજી સ્ત્રીના સંગના અપરાધ કરવાથી પગમાં પડતો છતાં ક્રોધી થએલી કયી સ્ત્રીથી તમે તિરસ્કાર પામેલા છો ? તે સ્ત્રીના શરીરને અત્યંત પશ્ચાત્તાપને અને તેથી પ્રવાળ-નવાં કુરની શય્યાને વશ કરીશ. ( અર્થાત્ તે સ્ત્રીને અત્યંત પશ્ચાત્તાપ ઉત્પન્ન કરી તેને પ્રવાળશય્યામાં સુવાડી દેઇશ. ) ૮

**प्रसीद विश्राम्यतु वीर वज्रं शरैर्मदीयैः कतमः सुरारिः ।**
**बिभेतु मोघीकृतबाहुवीर्यः स्त्रीभ्योऽपि कोपस्फुरिताधराभ्यः ॥ ९ ॥**

હે વીર—હે ઇન્દ્ર ! તમે પ્રસન્ન થાઓ, તમારૂં વજ્ર ( પણ ) શાન્ત થાઓ; મારા બાણોથી નિષ્ફળ થએલા હાથના પરાક્રમવાળો કોઇ પણ દેવ લોકોનો શત્રુ કોપથી કંપતા હોઠવાળી સ્ત્રીઓથી પણ ભય પામે. ( અર્થાત્ સ્ત્રીથી ભય પામે તો પુરુષથી ભય પામે તેમાં તો કહેવું જ શું ? એક વખત ભય પામેલો સર્વ ઠેકાણે ભય પામે છે. ) ૯

**तव प्रसादात्कुसुमायुधोऽपि सहायमेकं मधुमेव लब्ध्वा ।**
**कुर्यां हरस्यापि पिनाकपाणेर्धैर्यच्युतिं के मम धन्विनोऽन्ये ॥ १० ॥**

( હે ઇન્દ્ર, કિંબહુના ) તમારી કૃપાથી પુષ્પના આયુધવાળો છું તો પણ હું એક વસન્તનીજ સહાય-મદદ લઇને પિનાક ધનુષ જેના હાથમાં છે એવા શંકરની પણ ધૈર્યહાનિ કરૂં તો બીજા ધનુષધારી મારા કોણ માત્ર છે? ( અર્થાત્ પિનાકી જેવા દારૂણ શત્રુને હઠાવું તો બીજા મારે શા હિસાબમાં છે ? ) ૧૦

**अथोरुदेशादवतार्य पादमाक्रान्तिसंभावितपादपीठम् ।**
**संकल्पितार्थे विवृतात्मशक्तिमाखण्डलः काममिदं बभाषे ॥ ११ ॥**

કામદેવના વચનને સાંભળ્યા પછી ઇન્દ્ર, જેમ સાથળપરથી પગને ખેંચવાથી આસન ઘટે તેમ તૈયાર કરી પગ ઉતારીને કામમાં શક્તિ બતાવવાવાળા કામદેવ પ્રત્યે આમ ( નીચે પ્રમાણે ) બોલતો હવો. ( અર્થાત્ પગ ઉપરથી પગને ઉતારી કામદેવના ભણી નીચો નમી કામને આ પ્રમાણે કહેવા લાગ્યો કે, ) ૧૧

**सर्वं सखे त्वय्युपपन्नमेतदुभे ममास्त्रे कुलिशं भवांश्च ।**
**वज्रं तपोवीर्यमहत्सु कुण्ठं त्वं सर्वतोगामि च साधकं च ॥ १२ ॥**

હે મિત્ર ! એ સર્વ તારા સંબંધમાં સિદ્ધ છે; મારૂં વજ્ર અને તમે એ બે અસ્ત્ર છે; તેમાં વજ્ર તપના પરાક્રમથી મોટા પુરુષોવિષે શક્તિ-

વિનાનું થાય છે, અને તારારૂપી શસ્ત્ર સર્વે ઠેકાણે જનારૂં અને સાધ્ય કરનારૂં છે. ( અર્થાત્ તપસ્વિયો વિષે પણ તું અકુંઠિત છે. ) ૧૨

**अवैमि ते सारमतः खलु त्वां कार्ये गुरुण्यात्मसमं नियोक्ष्ये ।**
**व्यादिश्यते भूधरतामवेक्ष्य कृष्णेन देहोद्वहनाय शेषः ॥ १३ ॥**

હે મિત્ર ! હું તારૂં બળ જાણું છું; તેટલા જ માટે મારાતુલ્ય તને મોટા કાર્ય વિષે યોજું છું; જેમ વિષ્ણુએ ભૂધરપણું જોઇને-પૃથ્વીને ધારણ કરવાની શક્તિ જોઇને દેહને ઉચકવા માટે શેષ યોજાયો છે. ( અર્થાત્ જેમ વિષ્ણુએ શેષના બળની પરીક્ષા કરીને પોતે તેના ઉપર શયન કર્યું છે, તેમ હું પણ તારા બળની પરીક્ષા કરીને જ તને કામ સોંપું છું. એ રીતે સર્વત્ર પરીક્ષાપૂર્વક જ કામ સોંપાય છે. ) ૧૩

નિયોગના અંગિકારને સિદ્ધની માફક કરવાને કહે છે—

**आशंसता बाणगतिं वृषाङ्के कार्यं त्वया नः प्रतिपन्नकल्पम् ।**
**निबोध यज्ञांशभुजामिदानीमुच्चैर्द्विषामीप्सितमेतदेव ॥ १४ ॥**

શંકરને વિષે ( પોતાના ) બાણની ગતિને કહેનારા તે, અમારૂં કામ ઘણે ભાગે અંગિકાર કર્યા બરોબર છે; હાલમાં શત્રુવાળા, યજ્ઞના ભાગને ભોગવનારનું ( દેવ લોકોનું ) ઇચ્છિત એ જ છે એમ જાણ. (અર્થાત્ હર-શંકર ઉપર તમારા બાણનો પ્રયોગ કરો એવું હું તથા દેવો ઇચ્છીએ છીએ.)૧૪

"તે શું કામ? શંકરના ચિત્તનું આકર્ષક કેમ કરવું? તેમાં મારી શી અપેક્ષા છે?" તો કહે છે કે-

**अमी हि वीर्यप्रभवं भवस्य जयाय सेनान्यमुशन्ति देवाः ।**
**स च त्वदेकेषुनिपातसाध्यो ब्रह्माङ्गभूर्ब्रह्मणि योजितात्मा ॥ १५ ॥**

માટે આ દેવ લોકો પોતાના જયને સારૂ શંકરના વીર્યથી ઉત્પત્તિવાળા કાર્તિકસ્વામીને ઇચ્છે છે અને સદ્યોજાતાદિ મન્ત્ર અને હૃદયાદિ મન્ત્રના સ્થાનવાળા ( અર્થાત્ કરેલા મન્ત્રના ન્યાસવાળા ) બ્રહ્મમાં-પોતાના તત્ત્વમાં યોજેલા આત્માવાળા ( અર્થાત્ મન્ત્ર ન્યાસપૂર્વક ધ્યાન કરતા ) તે શંકર, તારા એક બાણ પડવાથી સાધ્ય છે. એટલે વશ થશે. ( બીજાથી સાધ્ય થવાનો આ વખત નથી. ) ૧૫

**तस्मै हिमाद्रेः प्रयतां तनूजां यतात्मने रोचयितुं यतस्व ।**
**योषित्सु तद्वीर्यनिषेकभूमिः सैव क्षमेत्यात्मभुवोपदिष्टम् ॥ १६ ॥**

વશચિત્તવાળા તે શંકરને મહેનત કરતી હિમાદ્રીની પુત્રી (પાર્વતી)ને,

ગમાડવા માટે ઉદ્યોગ કર; સ્ત્રીઓમાં શક્તિવાળી, શંકરના વીર્યના પતનનું સ્થાન, પાર્વતી જ છે એમ બ્રહ્માએ (સર્ગ ૨ જાના શ્લોક ૬૦ થી) કહ્યું છે. (અર્થાત્ તેટલા માટે શંકરને પાર્વતી ગમે એવો યત્ન કર.) ૧૬

હાલમાં પાર્વતી શંકર પાસે જ છે એમ કહે છે.

**गुरोर्नियोगाच्च नगेन्द्रकन्या स्थाणुं तपस्यन्तमधित्यकायाम् ।**
**अन्वास्त इत्यप्सरसां मुखेभ्यः श्रुतं मया मत्प्रणिधिः स वर्गः ॥१७॥**

અને વળી નગેન્દ્ર જે હિમાલય તેની કન્યા-પુત્રી (પાર્વતી) પિતાની આજ્ઞાથી હિમાલયની ઉંચી ભૂમિ ઉપર તપશ્ચર્યા કરતા શંકરની પાસે રહેલી છે, એમ મેં અપ્સરાના મોંઢેથી સાંભળ્યું છે તે અપ્સરાઓનો સમૂહ મારો ગુપ્તસેવક છે. ૧૭

**तद्गच्छ सिद्ध्यै कुरु देवकार्यमर्थोऽयमर्थान्तरभाव्य एव ।**
**अपेक्षते प्रत्ययमुत्तमं त्वां बीजाङ्कुरः प्रागुदयादिवाम्भः ॥ १८ ॥**

તેથી કાર્યસિદ્ધિને માટે તું જા અને દેવલોકોનું કામ કર; આ કામ બીજા અર્થથી સાધ્ય થવા લાયક જ છે. (તેનું બીજું કારણ પાર્વતી સન્નિધાન છે માટે.) તો પણ બીજથી ઉત્પન્ન થતો અંકુર, ઉત્પન્ન થતા પહેલાં જેમ જળની ઇચ્છા કરે છે, તેમ તને ઉતમ ને બીજું કારણ ઇચ્છે છે. (અર્થાત્ આ અર્થમાં તારૂં પાછળથી સહકારિપણું હોવાથી બીજાથી સાધ્ય થાય એવો આ અર્થ નથી. મતલબ કે પ્રથમ સાધન તમે થાઓ, અને બીજું સાધન પાર્વતી થશે.) ૧૮

**तस्मिन्सुराणां विजयाभ्युपाये तवैव नामास्त्रगतिः कृती त्वम् ।**
**अप्यप्रसिद्धं यशसे हि पुंसामनन्यसाधारणमेव कर्म ॥ १९ ॥**

દેવ લોકોના જયમાં ઉપાયભૂત તે શંકર ઉપર અસ્ત્ર ગતિ તારી જ છે! (અર્થાત્ બીજાઓની તો સંભાવના પણ નથી) તેટલા માટે તું કૃતાર્થ છે, એ જ રીતે અપ્રસિદ્ધ પણ બીજાનું અસાધારણ જ કામ પુરુષોના યશ માટે નિશ્ચે છે. (અર્થાત્ અપ્રસિદ્ધ અસાધારણ કર્મથી યશ પ્રાપ્ત થાય છે. તો આ કર્મ તો પ્રસિદ્ધ અને અસાધારણ છે જેથી અત્યંત યશ કરનારૂં છે. ૧૯

ઉત્સાહ ઉત્પન્ન કરવા માટે સ્તુતિ કરે છે.

**सुराः समभ्यर्थयितार एते कार्यं त्रयाणामपि विष्टपानाम् ।**
**चापेन ते कर्म न चातिहिंस्रमहो बतासि स्पृहणीयवीर्यः ॥ २० ॥**

આ દેવ લોકો સારી રીતે યાચના કરનારા છે, ને કામ ત્રણ લોકનું

છે. (અર્થાત્ સર્વ લોક માટે છે.) કામ તારા જ ધનુષથી છે (બીજાનો ખપ પડે તેમ નથી.) અને તેમાં અતિ હિંસા (પણ) નથી. અહો તું અતિ આશ્ચર્યકારક પરાક્રમવાળો છે. ૨૦

**मधुश्च ते मन्मथ साहचर्यादसावनुक्तोऽपि सहाय एव।**
**समीरणो नोदयिता भवेति व्यादिश्यते केन हुताशनस्य ॥२१॥**

હે કામદેવ! આ વસન્ત પણ તારો સહચર હોવાથી કહ્યા વિના પણ સહાયભૂત છે. (અર્થાત્ વસન્ત તને વગર માંગે પણ મદદ આપશે.) વાયુ, અગ્નિનો પ્રેરણા કરનાર થા એમ કોણે આજ્ઞા કરાયલો છે. (જેમ વગર માગ્યે વાયુ અગ્નિને મદદ આપે છે તેમ વસન્ત તને આપશે. આમાં પ્રતિવસ્તુપમા નામનો અલંકાર છે.) ૨૧

**तथेति शेषामिव भर्तुराज्ञामादाय मूर्ध्ना मदनः प्रतस्थे।**
**ऐरावतास्फालनकर्कशेन हस्तेन पस्पर्श तदङ्गमिन्द्रः ॥२२॥**

"તથાસ્તુ, તમારા કહ્યા પ્રમાણે કરીશ," એમ સ્વામીની મહેરબાનીથી આપેલી માળાને-ઇનામને ગ્રહણ કરે તેમ આજ્ઞાને પોતાને માથે ગ્રહણ કરી (માથે ચઢાવી) કામદેવ ચાલ્યો; (તે વખતે) ઇન્દ્ર ઐરાવત હાથીની પીઠે અથડાવાથી કઠણ થએલા હાથથી કામદેવના અંગને સ્પર્શ કરતો હવો. (અર્થાત્ ઇન્દ્રે પોતાને હાથે મદનને, તેની પીઠ થાબડીને શાબાશી આપી.) ૨૨

**स माधवेनाभिमतेन सख्या रत्या च साशङ्कमनुप्रयातः।**
**अङ्गव्ययप्रार्थितकार्यसिद्धिः स्थाण्वाश्रमं हैमवतं जगाम ॥२३॥**

તે કામદેવ, પ્રિય મિત્ર વસન્ત અને રતિ શંકાપૂર્વક જેની પછવાડે જતાં હતાં એવો તથા અંગનાશથી પણ પ્રાર્થનાને સિદ્ધ કરનારો (અર્થાત્ દેહથી મરીને પણ નક્કી દેવનું કામ કરીશ, એમ નિશ્ચય કરતારો બની, હિમાલય ઉપરના શંકરના આશ્રમ પ્રત્યે જતો હવો. ૨૩

**तस्मिन्वने संयमिनां मुनीनां तपःसमाधेः प्रतिकूलवर्ती।**
**संकल्पयोनेरभिमानभूतमात्मानमाधाय मधुर्जजृम्भे ॥२४॥**

તે શંકરના આશ્રમમાં, સમાધિવાળા મુનીઓની તપની સમાધિથી વિરુદ્ધ વર્તનાર વસન્ત, કામદેવના ગર્વના હેતુ રૂપ પોતાના સ્વરૂપને ધારણ કરીને-પ્રગટ કરીને પ્રગટ થતો હવો. (અર્થાત્ વસન્ત પોતાનો ધર્મ શંકરના આશ્રમમાં પ્રવર્તાવવા લાગ્યો.) ૨૪

વસન્તે કેવો ધર્મ પ્રવર્તાવ્યો તે જણાવે છે.

**कुबेरगुप्तां दिशमुष्णरश्मौ गन्तुं प्रवृत्ते समयं विलङ्घ्य ।**
**दिग्दक्षिणा गन्धवहं मुखेन व्यलीकनिश्वासमिवोत्ससर्ज ॥ २५ ॥**

જેમ કોઇ નાયક સંગમકાળ છોડીને નઠારા શરીરવાળા પુરુષે રક્ષણ કરેલી કોઇક નાયકા પ્રત્યે જવા તૈયારી કરે છે ત્યારે કુલાભિમાની સ્ત્રી (મુંગી મુંગી) મુખ વડે દુઃખના નિશ્વાસને મૂકે, તેમ સૂર્ય દક્ષિણાયનકાલને ઉલ્લંઘન કરી કુબેરે રક્ષણ કરેલી ઉત્તરદિશામાં જવા માટે તૈયાર થયો ત્યારે દક્ષિણદિશા પોતાના આગળના ભાગથી વાયુને છોડવા લાગી. (અર્થાત્ ઉત્તરાયન થતાં મલયવાયુ વાવા લાગ્યો. તે જેમ પોતાનો સ્વામી સમયને ઉલ્લંઘી પરસ્ત્રીની સોબતે જાય છે ત્યારે કુલિનસ્ત્રીઓ પોતાની દાક્ષિણ્યતાને લીધે કંઇ પણ ન બોલતાં દુઃખથી નિશ્વાસ નાંખે છે તેમ જણાયું. આમાં ઉત્પ્રેક્ષા અલંકાર છે.) ૨૫

**असूत सद्यः कुसुमान्यशोकः स्कन्धात्प्रभृत्येव सपल्लवानि ।**
**पादेन नापैक्षत सुन्दरीणां संपर्कमासिञ्जितनूपुरेण ॥ २६ ॥**

અશોક વૃક્ષ, તરત થડથી જ ટોચ સુધી પાંદડાં સાથે ફૂલને ઉત્પન્ન કરતું હતું. (પત્ર ને પુષ્પ સાથે જ થયાં) શબ્દ કરતા ઝાંઝરવાળા સ્ત્રીઓના ચરણથી તાડનની ઇચ્છા ન કરતું હતું. (કહ્યું છે કે, "**सनूपुरवेण स्त्रीचरणेनाभिताडनम् । दोहदं यदशोकस्य ततः पुष्पोद्गमो भवेत् ॥** તે ઝાંઝરના શબ્દવાળા સ્ત્રીના ચરણથી તાડન થવું. (લાત વાગવી) એ અશોક વૃક્ષનું દોહદ છે તાર પછી પુષ્પની ઉત્પત્તિ થાય છે. તેમજ "**पादाहतः प्रमदया विकसत्यशोकः शोकं जहाति बकुलो मुख सीधु सिक्तः । आलोकितः कुरुबकः कुरुते विकाशमालोडितस्तिलक उत्कलिको विभाति ॥**" સ્ત્રીના પગની લાત વાગવાથી અશોકવૃક્ષ ખીલે છે, મુખમાં ભરેલી મદિરાથી સિંચેલું બોરસલીનું વૃક્ષ વિકાસ પામે છે, કટાક્ષપાતથી કુરબક નામનું વૃક્ષ પ્રફુલ્લિત થાય છે અને આલિંગન આપવાથી તિલકનામનું વૃક્ષ કળીઓથી ખીલે છે.) ૨૬

**सद्यः प्रवालोद्गमचारुपत्रे नीते समाप्तिं नवचूतबाणे ।**
**निवेशयामास मधुर्द्विरेफान्नामाक्षराणीव मनोभवस्य ॥ २७ ॥**

વસન્ત, પલ્લવનાં અંકુરરૂપી સુંદર પીંછાવાળું નવા આંબાનું પુષ્પ-

રૂપી બાણ તૈયાર થયું ત્યારે, તત્કાલ કામદેવના નામના જાણે અક્ષર હોય તેવા ભમરાઓને બેસાડતો હવો. ( આમાં ઉત્પ્રેક્ષા છે. ) ૨૭

**वर्णप्रकर्षे सति कर्णिकारं दुनोति निर्गन्धतया स्म चेतः।**
**प्रायेण सामग्र्यविधौ गुणानां पराङ्मुखी विश्वसृजः प्रवृत्तिः ॥२८॥**

કરેણાનું ફૂલ, વર્ણમાં શ્રેષ્ટ છતાં પણ સુગંધવિનાનું હોવાથી ચિત્તને ખેદવાળું કરતું હવું. ઘણે ભાગે બ્રહ્માનું વર્તન ગુણોનું સમગ્રપણું મૂકવા બાબતમાં અવળું હોય છે! ( સર્વ ઠેકાણે પણ વસ્તુમાં કંઇક વિકલતા મૂકે છે, જેમ ચન્દ્રમાં કલંક મૂકયું છે તેમ કરેણાના ફૂલમાં સુગન્ધિ યોજી નથી. આમાં અર્થાન્તર ન્યાસ નામનો અલંકાર છે. ) ૨૮

**बालेन्दुवक्राण्यविकाशभावाद्बभुः पलाशान्यतिलोहितानि।**
**सद्यो वसन्तेन समागतानां नखक्षतानीव वनस्थलीनाम् ॥ २९ ॥**

ખીલવાપણું ન હોવાને લીધે બાલચન્દ્ર જેવાં વાંકાં, અત્યંત રાતાં ખાખરાનાં ફૂલ, જેમ વસન્ત પુરુષની સાથે મળેલી વનની પૃથ્વીરૂપી સ્ત્રીઓના તરતના નખક્ષત–નખના ઉઝરડા હોય એમ શોભતાં હવાં. ( આમાં સમાસોક્તિ નામનો અલંકાર છે. ) ૨૯

**लग्नद्विरेफाञ्जनभक्तिचित्रं मुखे मधुश्रीस्तिलकं प्रकाश्य।**
**रागेण बालारुणकोमलेन चूतप्रवालोष्ठमलंचकार ॥ ३० ॥**

વસન્તની શોભા ( રૂપી સ્ત્રી ) બેઠેલા ભમરારૂપી કાજલની રચનાથી, અંજનથી, વિચિત્ર રંગવાળા દેખાતા તિલકના પુષ્પને મુખે–પ્રારંભે પ્રગટ કરીને બાળસૂર્યના જેવા સુન્દર રાગવડે કરીને ( રાતા રંગથી ) આંબાના પ્રવાલ–નવાંકુરરૂપી હોઠને શોભાવતી હવી ( રૂપક અલંકારછે. ) ૩૦

**मृगाः प्रियालद्रुममञ्जरीणां रजःकणैर्विघ्नितदृष्टिपाताः।**
**मदोद्धताः प्रत्यनिलं विचेरुर्वनस्थलीर्मर्मरपत्रमोक्षाः ॥ ३१ ॥**

પિયાલ એટલે રાજાદન વૃક્ષોની માંજરોના રજઃકણથી વિઘ્નભૂત થએલી દૃષ્ટિપાતવાળા મદોદ્ધત મૃગો, વાયુ સંમુખ મર્મર શબ્દવાળાં ( ખડબડાટ કરતાં ) સૂકાંપત્ર જેમાં પડતાં હતાં એવી ( અર્થાત્ જૂનાં પાંદડાં જેમાં પડે છે એવી ) વનની ભૂમિપ્રત્યે ફરતા હવા. ૩૧

**चूताङ्कुरास्वादकषायकण्ठः पुंस्कोकिलो यन्मधुरं चुकूज।**
**मनस्विनीमानविघातदक्षं तदेव जातं वचनं स्मरस्य ॥ ३२ ॥**

આંબાના અંકુરના સ્વાદથી મધુર કંઠવાળો પુરુષ કોકિલ ( કોયલો )

જેમ મધુર શબ્દ કરતો હતો તેમ મધુર શબ્દ, ગંભીર ચિત્તવાળી સ્ત્રીઓના અભિમાનને તોડનાર કામદેવનું વચન (માન ત્યાગ કરો એ પ્રકારે આજ્ઞાવચન) થતું હતું. (કોકિલના શબ્દને સાંભળ્યા પછી કામદેવની આજ્ઞા થઇ હોય તેમ સ્ત્રીયો માનનો ત્યાગ કરતી હવી.) ૩૨

**हिमव्यपायाद्विशदाधराणा मापाण्डरीभूतमुखच्छवीनाम्।**
**स्वेदोद्गमः किंपुरुषाङ्गनानां चक्रे पदं पत्रविशेषकेषु ॥ ३३ ॥**

હિમના નાશથી નિર્મળ હોઠવાળી (કંકુના પરિહારથી) ચોતરફ શુભ્ર-ધોળી મુખની કાન્તિવાળી કિન્નર લોકોની સ્ત્રીઓની (સ્તનાદિ ઉપર કરેલી) તિલકરચનામાં-પત્રરચનામાં પરસેવાની ઉત્પત્તિસ્થાનને કરતી હવી. (અર્થાત્ પરશેવાનો ઉદય થતો હવો. હેમન્તઋતુમાં સ્ત્રીઓ બિમ્બોષ્ઠમાં મધુના-મધના ઉચ્છિષ્ટને ટાઢના ભયથી ધારણ કરે છે એ પ્રસિદ્ધ છે તે ઋતુ જવાથી મઘોચ્છિષ્ટથી રહિત હોવાથી તે સ્ત્રીયોના અધરોવિશદ-નિર્મળ હતા એમ કહ્યું છે.) ૩૩

**तपस्विनः स्थाणुवनौकसस्तामाकालिकीं वीक्ष्य मधुप्रवृत्तिम्।**
**प्रयत्नसंस्तम्भितविक्रियाणां कथंचिदीशा मनसां बभूवुः ॥ ३४ ॥**

શંકરના વનમાં રહેનાર મુનીઓ, તે, સમય વિનાની (કાળ વિના ઉત્પન્ન થએલી પછી નાશ થનારી) વસન્તની પ્રવૃત્તિ જોઇને, પ્રયત્નથી રોકેલા વિકારવાળા મનનું મહા મહેનતથી નિયમન કરનારા થતા હવા. ૩૪

**तं देशमारोपितपुष्पचापे रतिद्वितीये मदने प्रपन्ने।**
**काष्ठागतस्नेहरसानुविद्धं द्वन्द्वानि भावं क्रियया विवव्रुः ॥ ३५ ॥**

સજ્જ કરેલા પુષ્પરૂપી ધનુષવાળો ને રતિની સહાયતાવાળો કામદેવ, તે શંકરના આશ્રમમાં ગયો તે વખતે સ્થાવર જંગમ પ્રાણીઓના જોડાં અત્યંત વધી ગયેલા સ્નેહના રસવાળા ભાવને (શૃંગાર ભાવને) કાર્યચેષ્ટાથી પ્રગટ કરવા લાગ્યાં. (અર્થાત્ સ્થાવર અને જંગમ પ્રાણી શૃંગારચેષ્ટામાં પ્રવર્તવા લાગ્યાં.) ૩૫

હવે તે શૃંગારચેષ્ટાને ચાર શ્લોકથી જણાવે છે.

**मधु द्विरेफः कुसुमैकपात्रे पपौ प्रियां स्वामनुवर्तमानः।**
**शृङ्गेण च स्पर्शनिमीलिताक्षीं मृगीमकण्डूयत कृष्णसारः ॥ ३६ ॥**

ભમરો પુષ્પરૂપી એક પાત્રમાં મકરન્દ એટલે પુષ્પના રસને પોતાની પ્રિયાને અનુસરી પીવા લાગ્યો. (અર્થાત્ પીતાં બાકી રહેલું પીવા લાગ્યો)

અને કૃષ્ણમૃગ-કણીઆર સ્પર્શવડે મિંચેલી આંખોવાળી મૃગી-હરણીને પોતાના શીંગડાથી વલૂરતો હવો. ૩૬

**ददौ रसात्पङ्कजरेणुगन्धि गजाय गण्डूषजलं करेणुः।**
**अर्धोपभुक्तेन बिसेन जायां संभावयामास रथाङ्गनामा ॥ ३७ ॥**

અતિ પ્રેમથી હાથણી, કમળરેણુના સુગન્ધવાળા કોગળાનું જળ હાથીને આપવા લાગી; ચક્રવાક અડધા ખાધેલા બિસતન્તુથી પોતાની સ્ત્રિને માન આપવા લાગ્યો એટલે ખવરાવવા લાગ્યો. (અર્થાત્ પોતાનાં ખાતાં બાકી રહેલું આપતો હવો.) ૩૭

**गीतान्तरेषु श्रमवारिलेशैः किंचित्समुच्छ्वासितपत्रलेखम् ।**
**पुष्पासवाघूर्णितनेत्रशोभि प्रियामुखं किंपुरुषश्चुचुम्बे ॥ ३८ ॥**

કિન્નરલોક, મહેનતથી ઉત્પન્ન થએલાં જળબિન્દુવડે કંઇક લ્હોવાઇ ગએલી પત્રરચનાવાળા અને પુષ્પના આસવ-મદ્યથી ઘેરાતાં નેત્રવડે શોભતા સ્ત્રિના મુખને ગાયન મધ્યે (ગાતાં ગાતાં) ચુમ્બન કરતો હવો. ૩૮

**पर्याप्तपुष्पस्तबकस्तनाभ्यः स्फुरत्प्रवालोष्ठमनोहराभ्यः।**
**लतावधूभ्यस्तरवोऽप्यवापुर्विनम्रशाखाभुजबन्धनानि ॥ ३९ ॥**

સમગ્રપુષ્પના ગોટારૂપી સ્તનવાળી ચલાયમાન પ્રવાળ (પલ્લવ) રૂપી નવાંકુરરૂપી હોઠ વડે મનને હરણ કરતી લતા-વેલીરૂપી સ્ત્રીયોથી (સ્ત્રીઓની પાસેથી) ઝાડપણ, નમેલી ડાળીઓરૂપી હાથથી બંધન પામતાં હતાં. (અર્થાત્ ઝાડ પણ વેલીઓથી આલિંગન પામતાં હવાં. એટલે ઝાડની નમેલી ડાળીઓને વેલીઓ વીંટાવા લાગી, સ્થાવર એટલે ગતિ ન કરનાર વસ્તુને પણ કામદેવનો વિકાર થાય છે તો બીજાઓનું તો કહેવું જ શું! આમાં રૂપકાલંકાર છે.) ૩૯

**श्रुताप्सरोगीतिरपि क्षणेऽस्मिन्हरः प्रसंख्यानपरो बभूव ।**
**आत्मेश्वराणां नहि जातु विघ्नाः समाधिभेदप्रभवो भवन्ति ॥४०॥**

આ વખતે વસન્ત પ્રગટ થયો તે વખતે, શંકર, અપ્સરાઓનું ગાયન સાંભળ્યા છતાં પણ આત્માને નિયમમાં રાખવા તૈયાર થતા હવા. એ જ રીતે આત્મા વશ રાખનાર પુરુષોને કોઈ વખત પણ વિઘ્નો, સમાધિ તોડવામાં સમર્થ નથી થતાં. ૪૦

**लतागृहद्वारगतोऽथ नन्दी वामप्रकोष्ठार्पितहेमवेत्रः ।**
**मुखार्पितैकाङ्गुलिसंज्ञयैव मा चापलायेति गणान्व्यनैषीत् ॥ ४१ ॥**

ત્યાર પછી લતાના બનાવેલા ઘરના દ્વારમાં રહેલો અને ડાબા મણિબંધનમાં રાખેલી સોનાની છડીવાળો નન્દી-પોઠીઓ, મુખમાં રાખેલી એક આંગળીની સાનથી " ચપળપણું ન કરો " એમ પ્રમથાદિ ગણોને શિખામણ દેતો હતો. ( અર્થાત્ નન્દી, જમણા હાથની તર્જની આંગળી પોતાના અધર-હોઠ આગળ ધરી ઇશારતથી વિકાર પામતા બીજા ગણોને જ અટકાવ કરતો હતો. એટલે " ચૂપ રહો " એમ જણાવતો હતો. )

કેવળ ગણોને જ અટકાવ કરતો હતો એમ નહિ પરંતુ જરાયુજાદિ ચાર જાતના પ્રાણિ માત્રને પણ અટકાવતો હતો એમ જણાવતાં કહે છે કે—

**निष्कम्पवृक्षं निभृतद्विरेफं मूकाण्डजं शान्तमृगप्रचारम् ।**
**तच्छासनात्काननमेव सर्वं चित्रार्पितारम्भमिवावतस्थे ॥४२॥**

કંપરહિત ઝાડવાળું ( આ ઉદ્‌ભીજ્જનું લક્ષણ છે. ), નિશ્ચળ ભમરાવાળું ( આ સ્વેદજનું ઉપલક્ષણ છે. ), મૂગાં રહેલાં પક્ષી આદિ વાળું ( આ અણ્ડજનું ઉપલક્ષણ છે. ) અને શાન્ત થએલી મૃગોની ગતિવાળું ( આ જરાયુજનું ઉપલક્ષણ છે. ) સઘળુંજ તે વન, નન્દીશ્વરની આજ્ઞાથી ચિત્રમાં આલેખેલું હોય તેવું સ્થિર થતું હવું. ( માણસ, ગાય ઇત્યાદિ જરાયુજ; કૃમિ, ડાંસ આદિ સ્વેદજ; પક્ષી સાપ ઇત્યાદિ અણ્ડજ; અને ઝાડ, વેલા વિગેરે ઉદ્‌ભિજ: આવાં ચાર જાતનાં પ્રાણી કહેવાય છે. ) ૪૨.

**दृष्टिप्रपातं परिहृत्य तस्य कामः पुरःशुक्रमिव प्रयाणे ।**
**प्रान्तेषु संसक्तनमेरुशाखं ध्यानास्पदं भूतपतेर्विवेश ॥४३॥**

કામદેવ, યાત્રામાં જેમ સામા આવતા શુક્રના તારાવાળા દેશને ત્યાગ કરે તેમ શંકરની દ્રષ્ટિ પડતી હતી તે સ્થાનને ત્યાગ કરી છેડાઓમાં પરસ્પર વળગેલો નમેરૂ ( સુરપુંનાગ )ની ડાળીવાળા, શંકરના ધ્યાન કરવાના સ્થાન પ્રત્યે પેસતો હવો. ( અર્થાત્ કામદેવ શંકરના સમાધસ્થાનમાં નમેરૂ વૃક્ષની ગુફામાં સંતાઇને બેઠો. ) ૪૩.

**सदेवदारुद्रुमवेदिकायां शार्दूलचर्मव्यवधानवत्याम् ।**
**आसीनमासन्नशरीरपातस्त्रियम्बकं संयमिनं ददर्श ॥४४॥**

પાસે આવેલા મૃત્યુવાળો તે કામદેવ, વાઘના ચામડાથી વ્યવધાનવાળી એટલે જેના ઉપર વાઘનું ચામડું પાથર્યું હતું એવી, ( કહ્યુંછે કે-" **मोक्षश्रीर्व्याघ्रचर्मणि** " વાઘના ચામડામાં મોક્ષની શોભા છે. ) દેવદારૂ વૃક્ષની વેદિકા-ઓટલી પર બેઠેલા; સમાધિવાળા ત્રિનેત્ર-શંકરને જોતો હવો. ૪૪.

શંકરને ૭ શ્લોકથી વર્ણવે છે:—

**पर्यङ्कबन्धस्थिरपूर्वकायमृज्वायतं संनमितोभयांसम् ।**
**उत्तानपाणिद्वयसंनिवेशात्प्रफुल्लराजीवमिवाङ्कमध्ये ॥४५॥**

પલાંઠીના બંધનથી–વીરાસનથી સ્થિર રહેલી પૂર્વકાયાવાળા, સરળ અને દીર્ઘ બે ખભાવાળા, પોતાના ખોળામાં બે હાથ છતા રાખવાથી જેમ ખોળા મધ્યે ખીલેલું કમળ હોય એવા દેખાતા, (વીરાસન માટે વશિષ્ઠે કહ્યું છે કે—"**एकं पादमथैकस्मिन्विन्यस्योरौ तु संस्थितम् । इतरस्मिंस्तथैवारुं वीरासनमुदाहृतम् ॥** તેમજ યોગસારમાં પણ કહ્યું છે કે **उत्तानिते करतले करमुत्तानितं परम् । आदायाङ्कगतं कृत्वा ध्यायेद्यस्तस्य सोऽन्तरम् ॥**" વીરાસન એટલે ડાબા પગને ઢીંચણથી વાળી ઝાંઘની નીચે લઇ તેનો ફણો ગુદા નીચે આડો રાખવો ને જમણા પગની પાની ડાબા પગના અંગુઠાને અડકાડી ઢુંટણ ઉંચુ રાખી બેસવું તે; અથવા ડાબા પગની ઝાંઘ ઉપર જમણો પગ આગે. એવી રીતે પલાંઠી વાળીને બેસવું તે. યો. કો. ) ૪૫.

**भुजंगमोन्नद्धजटाकलापं कर्णावसक्तद्विगुणाक्षसूत्रम् ।**
**कण्ठप्रभासङ्गविशेषनीलां कृष्णत्वचं ग्रन्थिमतीं दधानम् ॥४६॥**

સાપવડે ઊંચી બાંધેલી જટાવાળા, કાને ભરવેલી હોવાથી બેવડી દેખાતી સ્ફાટિકની માળાવાળા અને કણ્ઠની કાન્તિના મિશ્રણથી–સમાગમથી વિશેષ કાળા દેખાતા, ગાંઠવાળા કાળામૃગના ચામડાને ધારણ કરતા ૪૬.

**किंचित्प्रकाशस्तिमितोग्रतारैर्भ्रूविक्रियायां विरतप्रसङ्गैः ।**
**नेत्रैरविस्पन्दितपक्ष्ममालैर्लक्ष्यीकृतघ्राणमधोमयूखैः ॥४७॥**

કંઇક પ્રકાશવાળી નિશ્ચળ ભયંકર કીકીઓવાળા; ભ્રુકુટિ ફેરવવામાં શાન્તપ્રસંગવાળાં અને નિશ્ચયપણાવાળી પાંપણોથી નીચે પસરતાં કિરણોવાળાં નેત્રોથી નાસિકાને જોતા. ( અર્થાત્ નાકના ટેરવા ઉપર રાખેલી દ્રષ્ટિવાળા–યોગસારમાં કહ્યું છે કે–"**करणान्यवहिष्कुत्य स्थाणुवन्निश्चलात्मकः । आत्मानं हृदये ध्यायेन्नासाग्रन्यस्तलोचनः ॥**" એટલે બીજાં સર્વે કાર્યોને ત્યાગ કરી થાંભલાની પેઠે નિશ્ચલ બની નાકના ટેરવાપર નેત્રની દ્રષ્ટિ રાખી હૃદયમાં આત્માનું ધ્યાન કરવું. ) ૪૭.

**अवृष्टिसंरम्भमिवाम्बुवाहमपामिवाधारमनुत्तरंगम् ।**
**अन्तश्चराणां मरुतां निरोधान्निवातनिष्कम्पमिव प्रदीपम् ॥४८॥**

અંદરના ભાગમાં રહેતા વાયુના રોકાણથી વૃષ્ટિના પ્રારંભ વિનાના મેઘ

હોય એવા દેખાતા; તરંગરહિત જળનો ધરો હોય એવા દેખાતા; અને વાયુ વિનાના સ્થાનમાં દીવો હોય એવા દેખાતા. (એથી પ્રાણ, અપાન અને બાકીના વાયુનો નિરોધ સૂચવ્યો છે.) ૪૮.

**कपालनेत्रान्तरलब्धमार्गैर्ज्योतिःप्ररोहैरुदितैः शिरस्तः ।**
**मृणालसूत्राधिकसौकुमार्यां बालस्य लक्ष्मीं ग्लपयन्तमिन्दोः ॥४९॥**

કપાળના નેત્રના દ્વારથી પ્રાપ્ત કરેલા માર્ગવાળા બ્રહ્મરન્ધ્રથી નીકળેલા તેજનાં અંકુરોથી કમળના બિસતન્તુથી વિશેષ કોમળતાવાળી બાલચન્દ્રની લક્ષ્મીને-શોભાને ગ્લાનિ પમાડતા. ૪૯.

**मनो नवद्वारनिषिद्धवृत्ति हृदि व्यवस्थाप्य समाधिवश्यम् ।**
**यमक्षरं क्षेत्रविदो विदुस्तमात्मानमात्मन्यवलोकयन्तम् ॥५०॥**

નવ દ્વારથી રોકેલી વૃતિવાળું અને સમાધિથી વશ થએલું મન હૃદયમાં-હૃદય રૂપી સ્થાનમાં સ્થિર કરીને (વશિષ્ઠ મુનિએ કહ્યું છે કે— "**यतोनिर्यातिविषयान्यस्मिंश्चैव प्रलीयते । हृदयं तद्विजानीयान्मनसः स्थितिकारणम् ॥**" જેમાંથી વિષયો ઉત્પન્ન થઇ જેમાં લીન થાય છે તેને મનની સ્થિતિનું કારણ એવું-હૃદય જાણવું) ક્ષેત્રને જાણનારા પુરુષો જેને અક્ષર-અવિનાશી જાણે છે તે આત્માને પોતાને વિષે જોતા-સાક્ષાત્કાર કરતા. ૫૦.

**स्मरस्तथाभूतमयुग्मनेत्रं पश्यन्नदूरान्मनसाप्यधृष्यम् ।**
**नालक्षयत्साध्वससन्नहस्तः स्रस्तं शरं चापमपि स्वहस्तात् ॥५१॥**

કામદેવ, પૂર્વે કહેલા મનથી પણ ન જવા લાયક ત્રિનેત્રને-શંકરને સમીપમાં જોતાં; ભયથી-ગભરાટથી શિથિલ હાથવાળો બની પોતાના હાથમાંથી સરી પડેલાં બાણ તથા ધનુષને પણ નહીં જાણતો હવો. (અર્થાત્ ભયથી મોહ પામતો હવો.) ૫૧

**निर्वाणभूयिष्ठमथास्य वीर्यं संधुक्षयन्तीव वपुर्गुणेन ।**
**अनुप्रयाता वनदेवताभ्यामदृश्यत स्थावरराजकन्या ॥५२॥**

ત્યાર પછી નાશના વિશેષપણાવાળા એટલે નાશ પામ્યા જેવા થએલા તે કામદેવના બળને સૌન્દર્યથી ફરી જીવાડતી હોય એવી દેખાતી; સખીયોરૂપ બનેલી બે વનદેવીઓથી અનુસરાતી હિમાચળની પુત્રી-પાર્વતી દેખાઇ, (અર્થાત્ સખી સાથે આવતી પાર્વતી કામદેવે જોઇ.) ૫૨.

પાર્વતીને ચાર શ્લોકથી વર્ણવે છે.

**अशोकनिर्भर्त्सितपद्मरागमाकृष्टहेमद्युतिकर्णिकारम् ।**
**मुक्ताकलापीकृतसिन्धुवारं वसन्तपुष्पाभरणं वहन्ती ॥५३॥**

અશોકનાં પુષ્પોથી તિરસ્કાર પામેલા પદ્મરાગમણિવાળાં, સોનાની કાન્તિ હરણ કરતાં કરેણાનાં પુષ્પવાળાં અને મોતીના હારની પેઠે ગુંથેલાં નિર્ગુંડીનાં પુષ્પવાળાં; વસન્તનાં પુષ્પરૂપી આભરણને–અલંકારને ધારણ કરતી.૫૩

**आवर्जिता किंचिदिव स्तनाभ्यां वासो वसाना तरुणार्करागम् ।**
**पर्याप्तपुष्पस्तबकावनम्रा संचारिणी पल्लविनी लतेव ॥५४॥**

બે સ્તનથી કંઇક નમી ગયેલી હોય એવી બાલસૂર્યના જેવાં રાતાં વસ્ત્રને ધારણ કરતી અને તેથી આવેલા પુષ્પના ગોટાથી નમેલી નવાંકુરવાળી હાલતી લતા હોય એવી દેખાતી. ૫૪.

**स्रस्तां नितम्बादवलम्बमाना पुनः पुनः केसरदामकाञ्चीम् ।**
**न्यासीकृतां स्थानविदा स्मरेण मौर्वीं द्वितीयामिव कार्मुकस्य ॥५५॥**

સ્થાન જાણનાર ( યોગ્ય ઠેકાણું ઓળખનાર ) કામદેવે થાપણરૂપ મૂકેલી ધનુષની બીજી દોરી ( પ્રત્યંચા ) હોય એવી દેખાતી; નિતમ્બથી ખસેલી કેસરના પુષ્પની માળા( બકુલમાળા )રૂપી કટીમેખલાને વારંવાર હાથથી ધારણ કરતી. ( અર્થાત્ કટીમેખલાને પોતાને હાથે ઝાલી રાખતી. ) ૫૫.

**सुगन्धिनिश्वासविवृद्धतृष्णं बिम्बाधरासन्नचरं द्विरेफम् ।**
**प्रतिक्षणं संभ्रमलोलदृष्टिर्लीलारविन्देन निवारयन्ती ॥५६॥**

સુગન્ધિવાળા નિશ્વાસ વાયુથી વધેલી તૃષ્ણાવાળા બિમ્બના જેવા અધરની પાસે ફરતા ભમરાને ક્ષણે ક્ષણે ભ્રમથી–ગભરાટથી ચપળ દ્રષ્ટિવાળી બની ક્રીડા કરવાના કમળથી રોકતી–દૂર કાઢી મૂકતી. ૫૬

**तां वीक्ष्य सर्वावयवानवद्यां रतेरपि ह्रीपदमादधानाम् ।**
**जितेन्द्रिये शूलिनि पुष्पचापः स्वकार्यसिद्धिं पुनराशशंसे ॥५७॥**

સર્વ અવયવોમાં અનિન્દ્યપણાવાળી અને કામદેવની સ્ત્રી–રતિની પણ લજ્જાને ધારણ કરતી એટલે રતીને પણ હલકી પાડતી તે પાર્વતીને જોઇને કામદેવ, જિતેન્દ્રિય ( અર્થાત્ દુઃખે કરીને જીતાય એમ વાંચતાં પણ ) શંકરને વિષે પોતાની કાર્યસિદ્ધિને ફરી ઇચ્છતો હવો. ( એટલે

એકાવનમા શ્લોકમાં કહ્યા પ્રમાણે શિવને જોઇને ગભરાઇ ગયો હતો તે પાર્વતીને જોઇને ફરી જીતવાની આશા કરવા લાગ્યો.) ૫૭

**भविष्यतः पत्युरुमा च शंभोः समाससाद प्रतिहारभूमिम्।**
**योगात्स चान्तः परमात्मसंज्ञं दृष्ट्वा परं ज्योतिरुपारराम ॥५८॥**

અને પાર્વતી ભવિષ્યમાં થનાર પતિ શંકરના દ્વારના સ્થાન પ્રત્યે જતી હવી. અને તે શંકર અંતઃકરણમાંથી પર આત્માની સંજ્ઞાવાળી પરમ-જ્યોતિને જોઇને યોગથી વિરામ પામતા હવા. (એટલે જ્યારે પાર્વતી શંકરના દ્વાર આગળ ગઇ ત્યારે શિવ પણ યોગથી પરવાર્યા હતા.) ૫૮

**ततो भुजंगाधिपतेः फणाग्रैरधः कथंचिद्धृतभूमिभागः।**
**शनैःकृतप्राणविमुक्तिरीशः पर्यङ्कबन्धं निबिडं बिभेद ॥५९॥**

ત્યાર પછી શેષનાગની ફણાઓના અગ્ર ભાગ (પૃથ્વી)થી નીચો, અત્યંત પ્રયત્નથી જેની ભૂમિનો ભાગ ધારણ કરાતો હતો એવા ધીમેધીમે રોકેલા પ્રાણને છોડતા. શંકર, ગાઢ (પલાંઠીને) વીરાસનના બંધને છોડતા હવા. (અર્થાત્ ધીમે ધીમે શ્વાસ ચલાવતા જાગૃત થઇ વીરાસનમાં પલાંઠી મારેલી હતી તે ઉતારી દેતા હવા.) ૫૯

**तस्मै शशंस प्रणिपत्य नन्दी शुश्रूषया शैलसुतामुपेताम्।**
**प्रवेशयामास च भर्तुरेनां भ्रूक्षेपमात्रानुमतप्रवेशाम् ॥६०॥**

નન્દી, તે શંકરને નમસ્કાર કરી સેવા માટે આવેલી તે શૈલસુતાને -પાર્વતીને પ્રગટ કરતો હવો. (એટલે "આપની સેવા માટે આ પાર્વતી આવ્યાં છે" એવું નન્દીએ શિવને જણાવ્યું) અને સ્વામીની ભ્રગુટિની સંજ્ઞાથી અંગિકાર થએલી પ્રવેશવાળી પાર્વતીને પ્રવેશકરાવતો હવો, એટલે પાર્વતીને શિવની પાસે બોલાવી લાવ્યો. ૬૦

**तस्याः सखीभ्यां प्रणिपातपूर्वं स्वहस्तलूनः शिशिरात्ययस्य।**
**व्यकीर्यत त्र्यम्बकपादमूले पुष्पोच्चयः पल्लवभङ्गभिन्नः ॥६१॥**

તે પાર્વતીની પૂર્વે કહેલી બે સખીઓએ પોતાના હાથથી તોડેલો વસન્તનો નવાંકુરવાળો પુષ્પનો સમૂહ, ત્રિનેત્ર-શંકરના ચરણમૂલમાં મુક્યો. (અર્થાત્ શંકરના ચરણમાં નમસ્કાર કરી સખીઓએ ફૂલનો ઢગલો કર્યો.) ૬૧

**उमापि नीलालकमध्यशोभि विस्रंसयन्ती नवकर्णिकारम्।**
**चकार कर्णच्युतपल्लवेन मूर्ध्ना प्रणामं वृषभध्वजाय ॥६२॥**

પાર્વતી પણ કાળાકેશમાં શોભનાર નવાંકરેણુના પુષ્પને વિખેરતી અને કાનથી પડતાં નવાંકુરવાળા મસ્તકથી-માથાથી શંકરને નમસ્કાર-પ્રણામ કરતી હવી. (અથાત્ પાર્વતીએ શિવને માથું નમાવ્યું તેથી માથામાં ગુંથેલાં પુષ્પ ખશી ગયાં તથા કાનમાં ખોસેલાં પલ્લવો નીકળી પડ્યાં.)૬૨

**अनन्यभाजं पतिमाप्नुहीति सा तथ्यमेवाभिहिता भवेन ।**
**न हीश्वरव्याहृतयः कदाचित्पुष्णन्ति लोके विपरीतमर्थम् ॥६३॥**

નમસ્કાર કરતી તે પાર્વતીને, શંકરે "બીજી સ્ત્રીને નહિ સેવનાર પતિને પામ" એટલે એકપત્નિવ્રતવાળો પતિ તને મળશે એમ સત્ય જ કહ્યું. (એવો આશીર્વાદ દીધો) એ જ રીતે મોટા પુરુષે કહેલાં વચન, કોઇ વખત પણ લોકમાં અવળા અર્થવાળાં નથી હોતાં. (અર્થાત્ અવળો અર્થ જણાવતાં નથી પણ અનુકૂળ અર્થવાળાં જ હોય છે.) ૬૩

**कामस्तु बाणावसरं प्रतीक्ष्य पतङ्गवद्वह्निमुखं विविक्षुः ।**
**उमासमक्षं हरबद्धलक्ष्यः शरासनज्यां मुहुराममर्श ॥६४॥**

કામદેવ તો બાણના વખતને જોઇને (પાર્વતીના સમીપ હોવાથી આજ બાણનો પ્રયોગ કરવાનો વખત છે એમ જાણીને) પતંગની પેઠે અગ્નિના મુખમાં પેસવાની ઇચ્છા રાખતો પાર્વતી સમક્ષ શંકરમાં બાંધેલા લક્ષવાળો વારંવાર ધનુષની દોરીને ખેંચતો હવો. (એટલે શિવના સામે બાણ તાકીને ધનુષ ખેંચવા લાગ્યો.) ૬૪.

**अथोपनिन्ये गिरिशाय गौरी तपस्विने ताम्ररुचा करेण ।**
**विशोषितां भानुमतो मयूखैर्मन्दाकिनीपुष्करबीजमालाम् ॥६५॥**

ત્યાર પછી પાર્વતી, તપસ્વી શંકરને લાલ રંગવાળા હાથથી સૂર્યનાં કિરણોવડે સૂકાએલી ગંગાનાં કમળનાં બીજની માળાને-જપમાળાને અર્પણ કરતી હવી. (અર્થાત્ પાર્વતીએ પોતાના કરકમળથી શંકરને કમળકાકડીની માળા પહેરાવી.) ૬૫

**प्रतिग्रहीतुं प्रणयिप्रियत्वात्त्रिलोचनस्तामुपचक्रमे च ।**
**संमोहनं नाम च पुष्पधन्वा धनुष्यमोघं समधत्त बाणम् ॥६६॥**

અને ત્રિલોચન—શંકર, પ્રણયિપ્રિય હોવાથી તે માળાને ગ્રહણ કરવાને તૈયાર થતા હવા. (અર્થાત્ ગ્રહણ કરતા હવા.) અને તે વખતે પુષ્પ ધનુષવાળો કામદેવ, મોહ પમાડનારૂં સંમોહન નામનું સફળ બાણ, ધનુષ ઉપર ચઢાવતો હવો. ૬૬

**हरस्तु किंचित्परिलुप्तधैर्यश्चन्द्रोदयारम्भ इवाम्बुराशिः ।**
**उमामुखे बिम्बफलाधरोष्ठे व्यापारयामास विलोचनानि ॥६७॥**

શંકર પણ ચન્દ્રોદય થવાના આરંભમાં સમુદ્ર કરે તેમ કંઇક સ્હેજ લોપાએલા ધૈર્યવાળા (પ્રાકૃતજનની પેઠે અત્યંત નહિ લોપાએલા ધૈર્યવાળા) બની બિમ્બફળના જેવા હોઠવાળા પાર્વતીના મુખ ઉપર પોતાના નેત્રને ફેરવતા હવા. (અર્થાત્ ત્રણ નેત્રથી ઇચ્છાપૂર્વક પાકા ધીલોડા જેવા અધરોષ્ટયુક્ત પાર્વતીના મુખને જોવા લાગ્યા. આથી શંકરના રતિભાવને ઉદય જણાવ્યા છે.) ૬૭

**विवृण्वती शैलसुतापि भावमङ्गैः स्फुरद्बालकदम्बकल्पैः ।**
**साचीकृता चारुतरेण तस्थौ मुखेन पर्यस्तविलोचनेन ॥६८॥**

હિમાલયની સુતા પાર્વતી પણ ખીલેલા બાળકદમ્બ જેવાં અંગોથી શૃંગારભાવને પ્રગટ કરતી અત્યંત સુન્દર (લાજથી) ચંચળ નેત્રવાળા મુખથી ત્રાંસુ જોઇ રહેતી હવી. (અર્થાત્ નેત્ર કટાક્ષ સાથે લાજથી મુખ ત્રાંસુ રાખીને ઉભી રહી.) કેવળ શંકરને રતિભાવ પ્રગટ થયો એમ નહિ પરંતુ પાર્વતીને પણ રતિભાવ પ્રગટ થયો.) ૬૮

**अथेन्द्रियक्षोभमयुग्मनेत्रः पुनर्वशित्वाद्बलवन्निगृह्य ।**
**हेतुं स्वचेतोविकृतेर्दिदृक्षुर्दिशामुपान्तेषु ससर्ज दृष्टिम् ॥६९॥**

ત્યાર પછી ત્રિનેત્ર-શંકર, જિતેન્દ્રિયપણું હોવાથી પૂર્વે કહેલા ઇન્દ્રિય વિકારને ફરીથી બળવડે રોકીને પોતાના ચિત્તના વિકારના હેતુને જોવાની ઇચ્છા રાખતા દિશાના છેડામાં નજર ફેરવતા હવા. (અર્થાત્ ચોતરફ જોવા લાગ્યા.) ૬૯

**स दक्षिणापाङ्गनिविष्टमुष्टिं नतांसमाकुञ्चितसव्यपादम् ।**
**ददर्श चक्रीकृतचारुचापं प्रहर्तुमभ्युद्यतमात्मयोनिम् ॥७०॥**

તે શંકર, જમણા લમણા આગળ રાખેલી મૂઠીવાળા; નમ્ર ખભાવાળા અને સંકોચેલા જમણા પગવાળા (ઉભા રહેવાના આ પ્રકારને આલીઢ[1] કહે છે.) અને ગોળાકાર કરેલા સુંદર ધનુષવાળા મારવા તૈયાર થએલા મનોજ-કામદેવ-ને જોતા હવા. ૭૦

[1]આલીઢનું લક્ષણ જણાવે છે કે:—

"स्थानानि धन्विनां पञ्च तत्र वैशाखमस्त्रियाम् ।
वितस्त्यन्तरगौ पादौ मण्डलं तोरणाकृति ॥

समानौ स्यात्समपदमालीढं पदमग्रतः ।
दक्षिणं वाममाकुञ्च्य प्रत्यालीढं विपर्ययः ॥

વૈશાખ, મંડલ, સમ, આલીગઢ અને પ્રત્યાલીઢઃ ઉભા રેહેવાંના એ પાંચ પ્રકારમાંથી ધનુર્ધારી પુરુષોએ ગમે તે એક પ્રકારે ઉભા રહેવું. (૧) એક પગથી બીજો પગ એક વેંતને અંતરે રાખી ઉભા રહેવું તે વૈશાખ, (૨) દરવાજાના આકારમાં બન્ને પગ સમાન રાખી ઉભા રહેવું તે મંડલ, (૩) બન્ને પગ સમાન રાખી ઉભા રહેવું એ સમ, (૪) જમણો પગ આગળ કરી ડાબા પગને સંકોચી ઉભા રહેવું તે આલીઢ, અને (૫) ડાબો પગ આગળ કરી જમણા પગને સંકોચી ઉભા રેહેવું તે પ્રત્યાલીઢ કહેવાય છે.

तपः परामर्शविवृद्धमन्योर्भ्रूभङ्गदुष्प्रेक्ष्यमुखस्य तस्य ।
स्फुरन्नुदर्चिः सहसा तृतीयादक्ष्णः कृशानुः किल निष्पपात ॥७१॥

તપના અટકાવથી વૃદ્ધિ પામેલા ક્રોધવાળા અને ભ્રગુટિ ફેરવવાથી દુઃખે જોવા લાયક મુખવાળા શંકરના, ત્રીજા નેત્રથી દેદીપ્યમાન ઉત્પન્ન થએલી જ્વાળાવાળો અગ્નિ, એકદમ ઉત્પન્ન થતો જ હવો. (અર્થાત્ ક્રોધને લીધે શંકરના ત્રીજા નેત્રમાંથી એકાએક અગ્નિ ઉત્પન્ન થયો.) ૭૧

क्रोधं प्रभो संहर संहरेति यावद्गिरः खे मरुतां चरन्ति ।
तावत्स वह्निर्भवनेत्रजन्मा भस्मावशेषं मदनं चकार ॥७२॥

"હે સ્વામિ! ક્રોધને દૂર કરો, દૂર કરો (શાન્ત કરો, શાન્ત કરો)" એવી દેવોની વાણી આકાશમાં જેટલીવારમાં પ્રવર્તે થઇ તેટલીવારમાં તો શંકરના નેત્રથી ઉત્પન્ન થએલો તે અગ્નિ, કામદેવને ભસ્મરૂપ કરતો હવો. (અર્થાત્ તે અગ્નિથી કામદેવ બળીને ભસ્મ જ થઇ ગયો.) ૭૨

तीव्राभिषङ्गप्रभवेण वृत्तिं मोहेन संस्तम्भयतेन्द्रियाणाम् ।
अज्ञातभर्तृव्यसना मुहूर्तं कृतोपकारेव रतिर्बभूव ॥ ७३ ॥

અત્યંત દુઃસહ પરાભવથી ઉત્પન્ન થએલા ઇન્દ્રિયના વ્યાપારને રોકી દેતી, મોહવડે-મૂર્છાથી કામદેવની સ્ત્રી-રતિ, મુહૂર્તવાર સ્વામીના દુઃખને એટલે નાશને નહીં જાણતી ઉપકાર કરેલી હોય તેમ થઇ ગઇ. (અર્થાત્ એકદમ દુઃખથી મૂર્છા પામી. મોહથી દુઃખની વેદના જાણવામાં ન આવવાથી ઉપકારકપણાની ઉક્તિ કહેલી છે.) ૭૩

तमाशु विघ्नं तपसस्तपस्वी वनस्पतिं वज्र इवावभज्य ।
स्त्रीसंनिकर्षं परिहर्तुमिच्छन्नन्तर्दधे भूतपतिः सभूतः ॥७४॥

તપસ્વી ભૂતના સ્વામી–શંકર, તપમાં વિઘ્નભૂત કામદેવને તરત જેમ વજ્ર (વીજળી) ઝાડને ભાગી નાંખે તેમ ભાગીને સ્ત્રીના સમીપપણાને ત્યાગ કરવાની ઈચ્છા રાખતા (સ્ત્રીના અનર્થપણાના હેતુથી સ્ત્રીયોથી દૂર થવા માટે) ગણો સાથે અંતર્દ્ધાન થતા હવા. ૭૪

शैलात्मजापि पितुरुच्छिरसोऽभिलाषं
व्यर्थं समर्थ्य ललितं वपुरात्मनश्च ।
सख्योः समक्षमिति चाधिकजातलज्जा
शून्या जगाम भवनाभिमुखी कथंचित् ॥७५॥

પાર્વતી પણ ઊંચા માથાવાળા પિતાના અભિલાષને (શંકર વર થાય એવા મનોરથને) અને પોતાના સુંદર શરીરને નિષ્ફળ થએલાં વિચારી, સખીઓ સમક્ષ, અને તેથી (સરખા માણસની સમક્ષ અપમાનના અતિ દુઃસહપણાથી) વધારે લાજ ઉત્પન્ન થએલી ઉત્સાહ વિનાની બની, મહા કષ્ટથી ઘરભણી જતી હવી. (આ શ્લોકમાં વસન્તતિલકા નામનું વૃત્ત છે. તેનું લક્ષણ દરેક ચરણમાં ત, ભ, જ, જ, ગ, ગ એ રીતે ચૌદ અક્ષર અને ચાર ચરણ હોય છે.) ૭૫

सपदि मुकुलिताक्षीं रुद्रसंरम्भभीत्या
दुहितरमनुकंप्यामद्रिरादाय दोर्भ्याम् ।
सुरगज इव बिभ्रत्पद्मिनीं दन्तलग्नां
प्रतिपथगतिरासीद्वेगदीर्घीकृताङ्गः ॥७६॥

તત્કાળ હિમાલય, શંકરના કોપના ભયથી મીંચેલાં નેત્રવાળી, દયા-જનક થએલી પુત્રીને હાથથી ઝાલીને દાંતમાં રહેલા કમળનાળને ધારણ કરતા ઐરાવત હાથીની પેઠે વેગથી લાંબા થએલા શરીરવાળો બની માર્ગને અનુસરનારી ગતિવાળો થતો હવો. (એટલે પાર્વતીનો હાથ ઝાલી હિમાચલ પંથે પડયો. આ શ્લોકમાં માલિનીવૃત્ત છે એનું લક્ષણ જુઓ સર્ગ ૧ નો શ્લોક ૬૦ મો.) ૭૬

॥इति श्रीकालिदासकृतौ महाकाव्ये कुमारसंभवे तृतीयः सर्गः॥३॥

રતિ મૂર્છા પામી એમ ત્રીજા સર્ગમાં કહ્યું છે. હવે તે રતિના વૃતાન્તને કહેછે.

**अथ मोहपरायणा सती विवशा कामवधूर्विबोधिता ।**
**विधिना प्रतिपादयिष्यता नववैधव्यमसह्यवेदनाम् ॥ १ ॥**

ત્યાર પછી મોહને જ આશ્રય થએલી છતાં મૂઢપણાથી ચેષ્ટા રહિત બનેલી કામદેવની સ્ત્રી-રતિને નહિ સહન થાય એવી વેદનાવાળા નવા વિધવાપણાને આપનાર દૈવે જગાડી. ( એટલે દૈવેચ્છાથી જાગૃત થઈ. ) આ સર્ગમાં વિયોગનિવૃત્ત છે. તેનું લક્ષણ પહેલા અને ત્રીજા ચરણમાં સ, સ, જ, ગ એ રીતે દશ દશ બીજા અને ચોથા ચરણમાં સ, ભ, ર, લ, ગ એ રીતે અગીઆર અગીઆર અક્ષર આવે છે. આનું બીજું નામ વૈતાલિયવૃત્ત છે. ) ૧

**अवधानपरे चकार सा प्रलयान्तोन्मिषिते विलोचने ।**
**न विवेद तयोरतृप्तयोः प्रियमत्यन्तविलुप्तदर्शनम् ॥ २ ॥**

તે રતિ, મૂર્છાના અન્તમાં ઉઘાડેલાં બે નેત્રને સાવધાન કરતી હવી. પ્રિયને જોઈને ( કોઇ દિવસ પણ ) ન તૃપ્ત થતાં તે બે નેત્રોનું અત્યંત નાશ પામેલું દર્શન ન જાણતી હવી. ( અર્થાત્ સ્વામીના નાશને બરાબર નહિ જાણતારી જોવાની ઇચ્છા કરતી હવી એટલે ચારે તરફ જોવા લાગી. ) ૨

**अयि जीवितनाथ जीवसीत्यभिधायोत्थितया तया पुरः ।**
**ददृशे पुरुषाकृति क्षितौ हरकोपानलभस्म केवलम् ॥ ३ ॥**

હે પ્રાણનાથ ! તમો જીવોછો કે શું ! એમ બોલીને ઊઠેલી તે રતિએ પોતાની આગળ પૃથ્વી ઉપર એક પુરુષની આકૃતિવાળી શંકરના કોપના અગ્નિની ભસ્મ દીઠી. ( ભસ્મમય પુરુષાકૃતિ દીઠી પણ કંઈ પુરુષ તો દીઠો નહિ )૩

**अथ सा पुनरेव विह्वला वसुधालिङ्गनधूसरस्तनी ।**
**विललाप विकीर्णमूर्धजा समदुःखामिव कुर्वती स्थलीम् ॥ ४ ॥**

રાખોડી-ભસ્મ જોયા પછી ફરીને પાછી વિહ્વળ થતી પૃથ્વીના આલિંગનથી-પૃથ્વીપર આળોટવાથી ધૂળવાળા થતા સ્તનોવાળી અને વિખરાએલા કેશવાળી રતિ, વનની ભૂમિને ( વનમાં રહેલા પ્રાણિઓને ) પોતાના સરખા શોકવાળી કરતી હોય તેમ વિલાપ કરવા લાગી. ૪

**उपमानमभूद्विलासिनां करणं यत्तव कान्तिमत्तया।**
**तदिदं गतमीदृशीं दशां न विदीर्ये कठिनाः खलु स्त्रियः ॥ ५ ॥**

તમારૂં જે ગાત્ર–શરીર સૌંદર્યવાળું હોવાથી વિલાસી પુરુષોનું ઉપમાન હતું તે શરીર આવી દશાને પામ્યું (અર્થાત્ ભસ્મરૂપ થયું.) તોપણ હું ફાટી પડતી નથી; એજ રીતે સ્ત્રિઓ કઠણ હૃદયનીજ હોય છે. (**धीरसंचारिणी दृष्टिगतिर्गौवृषभाञ्चिता। स्मितपूर्वं तथा लापो विलास इति कीर्तितः॥** ધીર સંચાર કરનારી દ્રષ્ટિ, ગાય અને વાછરડા જેવી ગતિ; અને સહજ હાસ્યપૂર્વક આલાપ: એ વિલાસ કહેવાય છે. આમાં અર્થાન્તરન્યાસ નામનો અલંકાર છે.) ૫

**क नु मां त्वदधीनजीवितां विनिकीर्य क्षणभिन्नसौहृदः।**
**नलिनीं क्षतसेतुबन्धनो जलसंघात इवासि विद्रुतः॥ ६ ॥**

હે પ્રિય! ભાગેલી પાળવાળો જળનો સમૂહ જેમ નલિનીને તજીને જાય (અર્થાત્ પાળ તૂટી જવાથી જેમ કમલિનીને મૂકીને વહી જાય) તેમ, તમારા આધારે જીવનારી એવી મને કયાં મૂકીને ક્ષણવારમાં સ્નેહ છોડી દેતા નાશી ગયા છો? ૬

**कृतवानसि विप्रियं न मे प्रतिकूलं न च ते मया कृतम्।**
**किमकारणमेव दर्शनं विलपन्त्यै रतये न दीयते ॥ ७ ॥**

હે સ્વામિ! તમે મારૂં અપ્રિય કરનારા નથી, તેમ મેં પણ તમારૂં કંઇ પ્રતિકૂલ કર્યું નથી તો કારણ વિના જ વિલાપ કરતી (અર્થાત્ તમારા દર્શનના અર્થવાળી) રતિને કેમ દર્શન નથી અપાતું? ૭

અપ્રિયની શંકા જણાવે છે કે:—

**स्मरसि स्मरमेखलागुणैरुत गोत्रस्खलितेषु बन्धनम्।**
**च्युतकेशर दूषितेक्षणान्यवतंसोत्पलताडनानि वा ॥ ८ ॥**

હે કામદેવ! નામના ઊલટાપણામાં મેખલાના દોરાથી બંધનને સ્મરણ કરોછોકે? અથવા પડતા પરાગથી દોષયુક્ત તમારાં નેત્ર થાય તેવાં મારા કાનના કમળનાં તાડનને સ્મરણ કરો છો? (અર્થાત્ અપકારના સ્મરણથી આપનું દર્શન થતું નથી.) ૮

**हृदये वससीति मत्प्रियं यदवोचस्तदवैमि कैतवम्।**
**उपचारपदं न चेदिदं त्वमनङ्गः कथमक्षता रतिः ॥ ९ ॥**

"તું મારા હૃદયમાં વસે છે" એમ તમે મને જે પ્રિય વચન કહેતા

હતા તે કપટવાળું (મિથ્યા) હતું એવું હું માનુંછું (મેં જાણ્યું.) એ વચન જો કપટવાળું ન હોય તો તમે અનંગ (દેહવિના) ક્યાંથી અને રતિ નાશ વિનાની ક્યાંથી હોય? (આશ્રય નાશ થયો એટલે આશ્રિત પણ નાશ જ થવો જોઇએ.) ૯

"મારો કંઇ વિચાર ન હોય તો પણ લોકો સંબંધી વિચાર કરો" એમ જણાવે છે.

**परलोकनवप्रवासिनः प्रतिपत्स्ये पदवीमहं तव ।**
**विधिना जन एष वञ्चितस्त्वदधीनं खलु देहिनां सुखम् ॥ १० ॥**

પરલોકમાં નવો પ્રવાસ કરનાર તમારા માર્ગને હું પામીશ (અર્થાત્ તમારી પાછળ આવીશ-સતી થઇશ એથી મારો બીજો વિચાર નથી.) કેમકે દૈવથી આ લોક છેતરાયલો છે. પ્રાણિઓનું સુખ નિશ્ચય તમારે અધીન છે. (અર્થાત્ તમારા અભાવથી હવે પ્રાણિઓને સુખ ક્યાંથી મળશે.)૧૦

તે સુખ જણાવે છેઃ-

**रजनीतिमिरावगुण्ठिते पुरमार्गे घनशब्दविक्लवाः ।**
**वसतिं प्रिय कामिनां प्रियास्त्वदृते प्रापयितु क ईश्वरः ॥ ११ ॥**

હે પ્રિય સ્વામિ! રાત્રિના અંધકારથી વ્યાપ્ત થએલા નગરના માર્ગમાં મેઘના શબ્દથી ભયને લીધે ગભરાતી સ્ત્રીઓને, કામી પુરુષોના સ્થાનપ્રત્યે લઇ જવા માટે તમારા વિના કોણ સમર્થ છે? (કામાન્ધ પુરુષોને ભય નથી.) ૧૧

**नयनान्यरुणानि घूर्णयन्वचनानि स्खलयन्पदे पदे ।**
**असति त्वयि वारुणिमदः प्रमदानामधुना विडम्बना ॥ १२ ॥**

રાતાં નેત્રને ભમાવનાર અને પદે પદે વચનને સ્ખલિત કરનાર સ્ત્રીઓના મદ્યનો મદ, હાલમાં તમારે વિષે નથી છતાં અનુકરણ માત્ર છે. (અર્થાત્ કામદેવના અભાવમાં મદનું નિષ્ફળપણું છે.) ૧૨

**अवगम्य कथीकृतं वपुः प्रियबन्धोस्तव निष्फलोदयः ।**
**बहुलेऽपि गते निशाकरस्तनुतां दुःखमनङ्ग मोक्ष्यति ॥ १३ ॥**

હે અનંગ! (હે શરીર વિનાના) પ્રિય મિત્ર એવા તમારૂં શરીર કથાને પ્રાપ્ત થએલું જાણીને નિષ્ફળ ઉદયવાળો ચન્દ્રમા, કૃષ્ણપક્ષ જશે તો પણ કૃશપણાના દુઃખને મૂકશે. (એટલે શુકલપક્ષમાં પણ પ્રાપ્ત થતી વૃદ્ધિને તમારા વગર વૃથા જાણી દુઃખ સહિત વૃદ્ધિ પામશે.) ૧૩

**हरितारुणचारुबन्धनः कलपुंस्कोकिलशब्दसूचितः ।**
**वद संप्रति कस्य बाणतां नवचूतप्रसवो गमिष्यति ॥ १४ ॥**

લીલા અને રાતા બન્ધનવાળો (ડીંટાવાળો કે વજ્જરવાળો) મધુર પુરુષજાતિનાં કોકિલના શબ્દથી જણાતો નવો આંબાનો મોર, હાલમાં કોનુ બાણ થશે તે કહો.( પુષ્પો, એ બીજાનાં બાણ થઇ શકતાં નથી માટે તમારા વગર કોનાં બાણ થશે! કોઇનાં નહિ.) ૧૪

**अलिपंक्तिरनेकशस्त्वया गुणकृत्ये धनुषो नियोजिता।**
**विरुतैः करुणस्वनैरियं गुरुशोकामनुरोदितीव माम् ॥ १५ ॥**

તમે વારંવાર ધનુષની દોરી કરવાના કામમાં ગોજેલી–ઉપયોગમાં લીધેલી આ ભમરાની પંક્તિ દીન શબ્દથી (વિલાપથી) મોટા શોકવાળી મને અનુસરતાં રડતી હોય તેમ જણાય છે. ૧૫

**प्रतिपद्य मनोहरं वपुः पुनरप्यादिश तावदुत्थितः।**
**रतिदूतिपदेषु कोकिलां मधुरालापनिसर्गपण्डिताम् ॥ १६॥**

તો ફરીને પણ મનોહર શરીર તે પામીને ઊઠી મધુર ભાષણોમાં સ્વભાવથી કુશળતાવાળી કોયલને સુરતકર્મની દૂતીની જગોએ (દૂતીનું કામ કરવાને માટે) આજ્ઞા કરો. (કુશળ જનોને જ દૂતપણું કરવાનો અધિકાર છે.) ૧૬

**शिरसा प्रणिपत्य याचितान्युपगूढानि सवेपथूनि च।**
**सुरतानि च तानि ते रहः स्मर संस्मृत्य नशान्तिरस्ति मे ॥१७॥**

હે કામ દેવ! વળી મસ્તકથી પ્રણામ કરીને યાચના કરેલાં, કંપવાળાં આલિંગનોને અને અનુભવેલાં તે તમારાં એકાન્તમાંના સુરતોને સ્મરણ કરવાથી મને શાન્તિ રહેતી નથી. ૧૭

**रचितं रतिपण्डित त्वया स्वयमङ्गेषु ममेदमार्तवम्।**
**ध्रियते कुसुमप्रसाधनं तव तच्चारु वपुर्न दृश्यते ॥ १८ ॥**

હે સુરતકર્મમાં કુશળ! તમે મારાં અંગમાં પોતે રચેલું વસન્તસંબંધી પુષ્પનું આભરણ આ હું ધારણ કરૂંછું તોપણ તમારૂં તે સુંદર શરીર નથી દેખાતું. ૧૮

**विबुधैरसि यस्य दारुणैरसमाप्ते परिकर्मणि स्मृतः।**
**तमिमं कुरु दक्षिणेतरं चरणं निर्मितरागमेहि मे ॥ १९ ॥**

ક્રૂર (પ્રાણનો નાશ કરનારા કર્મમાં યોજનારા હોવાથી ક્રૂર) દેવલોક, એ જે મારા ચરણનું રંગવું પૂરૂં થયું નહિ છતાં સ્મરણ કરાએલા–સંભારેલા છે; તો તે આ જમણાથી બીજા મારા ડાબા ચરણને રંગવાળો કરો,

અહિં આવો. (અર્થાત્ મારા પગ રંગવાનું કામ અધૂરૂં મુકીને તમે દેવનું કામ કરવા ગયા હતા તે હવે આવીને પુરૂં કરો.) ૧૯

**अहमेत्य पतङ्गवर्त्मना पुनरङ्काश्रयणी भवामि ते ।**
**चतुरैः सुरकामिनीजनैः प्रिय यावन्न विलोभ्यसे दिवि ॥ २० ॥**

હું પતંગના માર્ગથી (અર્થાત્ અગ્નિપ્રવેશથી) સતી થઇને આવી ફરીને તમારા ખોળામાં બેસનારી થઇશ (અર્થાત્ અગ્નિપ્રવેશ કરીશ) હે પ્રિય સ્વામિ ! સ્વર્ગમાં ચતુર દેવ લોકોની સ્ત્રીઓએ (અપ્સરાના સમૂહોએ) જેટલામાં તમે લોભ નહિં પામશો (અર્થાત્ દેવલોકોની સ્ત્રીઓ તમને જેટલીવારમાં લોભાવશે) એટલીવારમાં તો હું આવી તમારા ખોળામાં બેસીશ. ૨૦

**मदनेन विनाकृता रतिः क्षणमात्रं किल जीवितेति मे ।**
**वचनीयमिदं व्यवस्थितं रमण त्वामनुयामि यद्यपि ॥ २१ ॥**

હે રમણ! તમારી પાછળ આવુંછું જોકે–તોપણ "કામદેવ વિનાની થએલી રતિ, ક્ષણમાત્ર જીવી;" ખરે, એ પ્રકારનું નિન્દાવચન મારૂં રહેવાનું. (અર્થાત્ જો કે હું તમારી પાછળ આવુંછું પરંતુ તમારા વિના આટલું હું જીવીછું તેથી મારી નિન્દા જગતમાં કાયમ રહેવાની જ.) ૨૧

**क्रियतां कथमन्त्यमण्डनं परलोकान्तरितस्य ते मया ।**
**सममेव गतोऽस्यतर्कितां गतिमङ्गेन च जीवितेन च ॥ २२ ॥**

પરલોકમાં ગયેલા (મરી ગયેલા) તમારી મારાથી અંતકાળની સંપૂર્ણ શોભા શી રીતે કરાય ? કેમકે–અંગ અને જીવન સાથે વિચાર ન થઈ શકે એવી ગતિને તમે પામેલા છો. (અર્થાત્ એકદમ જીવ અને શરીર સાથે જ નાશ પામેલું હોવાથી અહિં મરેલું શરીર પણ નથી તો શોભા કોની કરવી.) ૨૨

**ऋजुतां नयतः स्मरामि ते शरमुत्सङ्गनिषण्णधन्वनः ।**
**मधुना सह सस्मितां कथां नयनोपान्तविलोकितं च यत् ॥ २३ ॥**

બાણને આવકાર આપતું જેના ખોળામાં ધનુષ છે એવા તમારી વસન્ત સાથે હાસ્યવાળી કથાને અને જે નેત્રની પાસેના ભાગથી–ત્રાંશી નજરે જોવું તેને હું સંભારૂંછું. ૨૩

**क्व नु ते हृदयंगमः सखा कुसुमायोजितकार्मुको मधुः ।**
**न खलूग्ररुषा पिनाकिना गमितः सोऽपि सुहृद्गतां गतिम् ॥२४॥**

તમારા હૃદયમાં રહેતો તમારો મિત્ર પુષ્પથી રચેલા ધનુષવાળો વસન્ત ક્યાં ગયો? તે પણ તીવ્ર ક્રોધવાળા શંકરથી મિત્રે પ્રાપ્ત કરેલી ગતિને એટલે –ભસ્મપણાને પામ્યો છે કે શું? (અર્થાત્ તે વસન્તને પણ તમારી પેઠે શંકરે બાળી નાંખ્યો છે કે શું?) ૨૪

**अथ तैः परिदेवताक्षरैर्हृदये दिग्धशरैरिवाहतः ।**
**रतिमभ्युपपत्तुमातुरां मधुरात्मानदर्शयत्पुरः ॥२५॥**

પછી વિલાપના વચનથી હૃદયમાં વિષ ચોપડેલા બાણથી નાશ પામ્યો હોય તેમ રહેલો વસન્ત, દુઃખી રતિને આશ્વાસન કરવાને સમીપ ભાગમાં પોતાના સ્વરૂપને પ્રગટ કરતો હતો. (અર્થાત્ પ્રગટ થયો.) ૨૫

**तमवेक्ष्य रुरोद सा भृशं स्तनसंबाधमुरो जघान च ।**
**स्वजनस्य हि दुःखमग्रतो विवृतद्वारमिवोपजायते ॥ २६ ॥**

તે રતિ, તે વસન્તને જોઇને અત્યંત રડવા લાગી; અને સ્તનને દુઃખ થાય તેમ કૂટવા લાગી. એજ રાતે સ્વજન પાસે દુઃખ ઉઘાડેલા દ્વારવાળું હોય એમ થાય છે. (આ ઉત્પ્રેક્ષાનો અભિપ્રાય છે.) ૨૬

**इति चैनमुवाच दुःखिता सुहृदः पश्य वसन्त किं स्थितम् ।**
**तदिदं कणशो विकीर्यते पवनैर्भस्म कपोतकर्बुरम् ॥ २७ ॥**

ઉત્પન્ન થએલા દુઃખવાળી રતિ, એ વસન્ત પ્રત્યે આ રીતે બોલતી હવીઃ–હે વસન્ત! જુઓ તમારા મિત્રને આ શું થયું? કબૂતરના જેવી કાબરચિત્રી ચૂર્ણરૂપ ભસ્મ પવનથી ઉડી જાય છે (અર્થાત્ જુઓ આ ભસ્મરૂપ તમારા મિત્ર! અરેરે!) ૨૭

**अयि संप्रति देहि दर्शनं स्मर पर्युत्सुक एष माधवः ।**
**दयितास्वनवस्थितं नृणां न खलु प्रेम चलं सुहृज्जने ॥ २८ ॥**

હે કામ દેવ! હાલમાં દર્શન આપો; આ વસન્ત તમારા દર્શનની ઇચ્છા રાખે છે (તમને પણ અનાદરવાળો વસન્ત કોણ હશે? એમ શંકા કરીને કહે છે કે) પુરુષોનો સ્ત્રીઓમાં પ્રેમ અસ્થિર–ચંચળ હોય છે પરંતુ મિત્ર જન વિષે તો પ્રેમ ચંચળ હોતો નથી. ૨૮

આવા મિત્રો કીયા ન હોય? એમ શંકા લાવી કહે છે. કોઇ પણ નથી એમ જણાવે છે.

**अमुना ननु पार्श्ववर्तिना जगदाज्ञां ससुरासुरं तव ।**
**विसतन्तुगुणस्य कारितं धनुषः पेलवपुष्पपत्रिणः ॥ २९ ॥**

ખરે, હે કામદેવ! પાસે રહેનારા (મિત્ર) આ વસન્તે, દેવ અને દૈત્ય-વાળું જગત્ બિસતન્તુયુક્ત દોરીવાળા; કોમળ પુરુષરૂપી બાણવાળા તમારા ધનુષની આજ્ઞા પ્રમાણે કરનાર કર્યું છે. (અર્થાત્ વસન્તે જગતૂને ધનુષની આજ્ઞા પ્રમાણે વર્તતું કર્યું છે.) ૨૯

**गत एव न ते निवर्तते स सखा दीप इवानिलाहतः ।**
**अहमस्य दशेव पश्य मामविषह्यव्यसनेन धूमिताम् ॥३०॥**

તે તારો મિત્ર વાયુથી ગએલો દીવો હોય તેમ ગયો જ. હવે તે પાછો નહિં આવે, હું એ ગત થએલા દિવાની દશાના જેવી—દીવેટ જેવી હું રહીછું તેટલા માટે સહન ન થાય એવા દુઃખથી ધુમાતી મને જુઓ. (અર્થાત્ પવનથી ગત થએલા દીવાની ધુમાડીવાળી (ધુમાતી) દીવેટ હોય તેવી દુઃખરૂપી ધુમાડાવાળી મને જુઓ.) ૩૦

**विधिना कृतमर्धवैशसं ननु मां कामवधे विमुञ्चता ।**
**अनपायिनि संश्रयद्रुमे गजभग्ने पतनाय वल्लरी ॥३१॥**

ખરે, હે વસન્ત! કામદેવનો વધ કરવામાં મને તજતા—મારતા દૈવે અડધો વધ કર્યો છે; અરે નહિ નાશ થનાર આશ્રયવૃક્ષ હાથીથી ભાગી જાય ત્યારે લતા (વેલો) પડી જાય છે. ૩૧

હવે તુરત કરવાના કર્તવ્યને માટે પ્રાર્થના કરે છેઃ—

**तदिदं क्रियतामनन्तरं भवता बन्धुप्रयोजनम् ।**
**विधुरां ज्वलनातिसर्जनान्ननु मां प्रापय पत्युरन्तिकम् ॥३२॥**

તે માટે (બીજે પ્રકારે મરણ તો અવશ્ય છે જ એ કારણથી) ત-ત્કાળ તમોએ આ બંધુજનનું કામ કરવું જોઇએ; ખરે, હે વસન્ત! મને દુઃખીને અગ્નિના દાનથી સ્વામિની પાસે લઇ જાઓ. (અર્થાત્ અગ્નિપ્રવેશ કરાવો.) ૩૨

સ્ત્રિઓને કરવાનો આ ધર્મ છે એમ જણાવે છે.

**शशिना सह याति कौमुदी सह मेघेन तडित्प्रलीयते ।**
**प्रमदाः पतिवर्त्मगा इति प्रतिपन्नं हि विचेतनैरपि ॥३३॥**

ચન્દ્રિકા, ચન્દ્ર સાથે જાય છે એટલે ચન્દ્ર અસ્ત પામે ત્યારે પોતે પણ અસ્ત થાય છે; વીજળી મેઘ સાથે નાશ પામે છે અને સ્ત્રીઓ, પતિના માર્ગને અનુસરનારી છે. એ પ્રકારે વિવેકવિનાના પુરુષોએ પણ જાણેલું છે જ. (પતિના માર્ગને અનુસરવા વિષે સ્મૃતિ છે કે:—"आर्तार्ते मुदिते

हृष्टा प्रोषिते मलिना कृशा। मृते म्रियेत या पत्यौ सा स्त्री ज्ञेया पतिव्रता॥
પતિને દુઃખે દુઃખી, સુખે સુખી, પતિ પરદેશ જાય ત્યારે મલિન ને દુર્બળ થાય તેમ જ પતિ મરણ પામે ત્યારે પોતે પણ મરણ પામે તે જ સ્ત્રી પતિવ્રતા જાણવી. ) ૩૩

अमुनैव कषायितस्तनी सुभगेन प्रियगात्रभस्मना।
नवपल्लवसंस्तरे यथा रचयिष्यामि तनुं विभावसौ ॥ ३४ ॥

આ આગળ દેખાતી સુંદર સ્વામિના શરીરની ભસ્મથી રંગાયેલા સ્તનવાળી હું નવા પલ્લવની શય્યામાં જેમ સ્થાપન કરૂં તેમ અગ્નિમાં દેહને સ્થાપન કરીશ. ( અર્થાત્ ચિતામાં પ્રવેશ કરીશ. ) ૩૪

कुसुमास्तरणे सहायतां बहुशः सौम्य गतस्त्वमावयोः।
कुरु संप्रति तावदाशु मे प्रणिपाताञ्जलियाचिताश्चिताम् ॥ ३५ ॥

હે સાધુ વસન્ત! તમે અમારા બે જણની બહુવાર પુષ્પની શય્યામાં સહાયપણાને પામેલા છો, એટલે અમારી પુષ્પશય્યા રચવામાં તમે ઘણી વાર સહાય કરી છે. તો હાલમાં નમસ્કાર પૂર્વક હાથ જોડીને યાચના કરેલા તમે તત્કાળ મારી ચિતા કરો. ( કેમકે મિત્ર જેમ આલોકમાં કામ કરે છે તેમ તેણે પરલોકનું કામ પણ કરવું જોઇએ. ) ૩૫

तदनु ज्वलनं मदर्पितं त्वरयेर्दक्षिणवातवीजनैः।
विदितं खलु ते यथा स्मरः क्षणमप्युत्सहते न मां विना ॥ ३६ ॥

તે ચિતા કર્યા પછી મારામાં અર્પણ કરેલા (મૂકેલા) અગ્નિને, દક્ષિણ દિશાના વાયુના પ્રસારણથી તરત પ્રજ્વલિત કરો ( સળગાવો). ઉતાવળ કરવાનું કારણ કહે છે કે તમે જાણો જ છો કે કામદેવ મારા વિના ક્ષણવાર પણ હર્ષિત થતા નથી, એટલે મારા વગર એકલા કામને ક્ષણવાર પણ આનંદ થતો નથી. ( તે તમે જાણોછો. ) ૩૬

इति चापि विधाय दीयतां सलिलस्याञ्जलिरेक एव नौ।
अविभज्य परत्र तं मया सहितः पास्यति ते स बान्धवः ॥३७॥

અને વળી એ પ્રકારે કરીને અમને બેઉ જણને એક જ જળની અંજળિ આપો; તે અંજળિને તે તમારા મિત્ર કામદેવ, પરલોકમાં મારી સાથે વેંહેંચ્યા વિના પીશે. ૩૭

परलोकविधौ च माधव स्मरमुद्दिश्य विलोलपल्लवाः।
निवपेः सहकारमञ्जरीः प्रियचूतप्रसवो हि ते सखा ॥ ३८ ॥

વળી હે વસન્ત! પરલોકની વિધિ (પિણ્ડોદકાદિ કર્મ)માં કામદેવને ઉદ્દેશીને ચંચળ પાંદડાંવાળી આંબાની માંજરોને આપો. (આપજો) કારણકે તમારા મિત્ર તેના ઉપર ઘણી પ્રીતિવાળા છે. (અર્થાત્ કામદેવને આંબાની માંજરો ઘણી વાહાલી છે.) ૩૮

**इति देहविमुक्तये स्थितां रतिमाकाशभवा सरस्वती ।**
**शफरीं ह्रदशोषविक्लवां प्रथमावृष्टिरिवान्वकम्पयत् ॥ ३९ ॥**

એ પ્રકારે દેહની મુક્તિ માટે તૈયારી કરી રહેલી (મરવાને માટે કરેલા નિશ્ચયવાળી) રતિને, આકાશમાંથી ઉત્પન્ન થએલી અશરીર-સરસ્વતી વાણી જેમ, ધરો (જે જગોએ નદીમાં પાણી ઊંડું હોય તેને ધરો કહે છે) સુકાવવાથી વિવ્હળ માછલીને પ્રથમ વૃષ્ટિ દયા કરે તેમ (તે આકાશવાણીથી) દયા કરતી હવી. (અર્થાત્ આકાશવાણીએ તે રતિ ઉપર કરુણા કરી.) ૩૯

**कुसुमायुधपत्नि दुर्लभस्तव भर्ता न चिराद्भविष्यति ।**
**शृणु येन स कर्मणा गतः शलभत्वं हरलोचनार्चिषि ॥ ४० ॥**

હે પુષ્પ આયુધવાળા કામદેવની સ્ત્રી રતિ, તારો સ્વામિ બહુ વખત સુધી દુર્લભ થશે નહિં. (અર્થાત્ તરત મળશે.) તેનાં કર્મ સાંભળ કે જે કર્મથી તારો સ્વામિ શંકરના નેત્રની જ્વાળામાં પતંગપણાને પામેલો છે. ૪૦

કામદેવનાં કર્મ જણાવે છે.

**अभिलाषमुदीरितेन्द्रियः स्वसुतायामकरोत्प्रजापतिः ।**
**अथ तेन निगृह्य विक्रियामभिशप्तः फलमेतदन्वभूत् ॥ ४१ ॥**

કામદેવે પ્રેરણા કરેલી ઇન્દ્રિયોવાળા બ્રહ્મા સ્વસુતાપ્રતિ પ્રીતિ કરતા હવા; ત્યાર પછી તે પ્રજાપતિ-બ્રહ્મા-એ, વિકાર રોકી શાપ આપ્યો માટે આ ફળ (દાહાત્મક તે તેના પોતાના કર્મફળનો અનુભવ છે તે) ભોગવતો હવો. (અર્થાત્ બ્રહ્માના શાપથી તારા સ્વામીની આ ગતિ થઇ છે.) ૪૧

શાપનો અવધિ પણ તેણે જ કીધો છે એમ બે શ્લોકથી જણાવેછે.

**परिणेष्यति पार्वतीं यदा तपसा तत्प्रवणीकृतो हरः ।**
**उपलब्धसुखस्तदा स्मरं वपुषा स्वेन नियोजयिष्यति ॥ ४२ ॥**
**इति चाह स धर्मयाचितः स्मरशापावधिदां सरस्वतीम् ।**
**अशनेरमृतस्य चोभयोर्वशिनश्चाम्बुधराश्च योनयः ॥ ४३ ॥**

ધર્મ નામના પ્રજાપતિએ પ્રાર્થના કરેલા તે બ્રહ્મા, તપવડે કરીને પાર્વતીને વિષે સન્મુખ થએલા શંકર જ્યારે પાર્વતીને પરણશે ત્યારે સુખ પા-

મેલા બની કામદેવને પોતાના શરીર સાથે યોજી દેશે; અને એ પ્રકારે કામદેવના શાપના અવધિવાળી વાણી પણ કહેતા હવા. (ક્રોધીને કેમ આવી શાન્તિ? તો કહે છે કે) જિતેન્દ્રિય પુરુષો અને મેઘો, વજ્ર અને અમૃત એ એનાં કારણવાળા હોય છે. (અર્થાત્ જિતેન્દ્રિય પુરુષો અશનિ-કોપ અને અમૃત-પ્રસાદ એ બેઉને ઉત્પન્ન કરનારા હોય છે; તેમ જ મેઘો પણ અશનિ-વીજળી અને અમૃત-જળને ઉત્પન્ન કરનારા હોય છે.) ૪૨-૪૩

**तदिदं परिरक्ष शोभने भवितव्यप्रियसंगमं वपुः ।**
**रविपीतजला तपात्यये पुनरोघेन हि युज्यते नदी ॥ ४४ ॥**

હે શોભને! તેટલા માટે તને ભવિષ્યમાં થનાર સ્વામીના સંગવાળું આ (તારૂં) શરીર, રક્ષણ કર. (બચાવ, સતી થઇશ નહિ) એ જ રીતે સૂર્યે પાન કરેલા જળવાળી નદી, વર્ષાઋતુમાં ફરી પ્રવાહ સાથે મળે છે જ. (તેમ તું તારા સ્વામી સાથે મળીશ જેથી શરીરનું રક્ષણ કર.) ૪૪

**इत्थं रतेः किमपि भूतमदृश्यरूपं मन्दीचकार मरणव्यवसायबुद्धिम् ।**
**तत्प्रत्ययाच्च कुसुमायुधबन्धुरेनामाश्वासयत्सुचरितार्थपदैर्वचोभिः॥४५॥**

એ પ્રકારથી નહિ દેખાતા રૂપવાળું કોઈ એક પ્રાણી (આકાશવાણી-રૂપ પ્રાણી) રતિની મરણના ઉદ્યોગની બુદ્ધિને મંદ-નિવારણ કરતું હવું; પછી કામદેવનો મિત્ર વસન્ત, તે વાણીના વિશ્વાસથી રતિને સુંદર અર્થ અને પદ-વાળાં વચનથી આશ્વાસન કરતો હવો. (અર્થાત્ સર્વ રીતે તારો દેવતાના પ્રસાદથી પ્રિયની સાથે સંગમ થશે. ઇત્યાદિ વચનથી રતિનું દુઃખ દૂર કરતો હવો. આ શ્લોકમાં વસન્તતિલકાવૃત્ત છે.) ૪૫

**अथ मदनवधूरुपप्लवान्तं व्यसनकृशा परिपालयां बभूव ।**
**शशिन इव दिवातनस्य लेखा किरणपरिक्षयधूसरा प्रदोषम् ॥४६॥**

ત્યાર પછી દુઃખથી કૃશ થએલી કામદેવની સ્ત્રી રતિ, દુઃખના અંતને જેમ, કિરણના નાશથી ભૂખરી થએલી દિવસના ચન્દ્રની રેખા રાત્રિની વાટ જુએ તેમ દુઃખના અંતની વાટ (રતિ) જોતી હવી. (આ શ્લોકમાં પુષ્પિ-તાગ્રાવૃત્ત છે. તેનું લક્ષણ પહેલા અને ત્રીજા ચરણમાં ન, ન, ર, ય, એવી રીતના ચાર ગણ મળી બાર બાર અક્ષર આવે છે અને બીજા તથા ચોથા ચરણમાં ન, જ, જ, ર, ગ એવી રીતે તેર અક્ષર આવે છે.) ૪૬

**इति श्रीकालिदासकृतौ महाकाव्ये कुमारसंभवे चतुर्थः सर्गः ॥४॥**

## સર્ગ ૫ મો.

**तथा समक्षं दहता मनोभवं पिनाकिना लग्नमनोरथा सती।**
**निनिन्द रूपं हृदयेन पार्वती प्रियेषु सौभाग्यफला हि चारुता ॥१॥**

પર્વતની પુત્રી ( પાર્વતી ) તે પ્રકારે પોતાની સમક્ષ કામદેવને ભસ્મ કરનાર શંકરથી ભાગી ગએલા મનોરથવાળી થઇ મનથી પોતાના રૂપ અને સૌંદર્યને નિંદતી હવી. ( ધિક્કાર છે મારા રૂપને કે જે રૂપથી શંકરના મનનું હરણ થયું નહિ કહિ નિંદા કરવા લાગી ) કેમકે સૌંદર્ય, પ્રિય સ્વામી વિષે સૌભાગ્યના ( પ્રિયને વહાલા લાગવાપણાના ) ફળવાળું હોય છે. એટલે જે પતિને વહાલું લાગે તે જ સૌંદર્ય કહેવાય. ( આ સર્ગમાં વંશસ્થવૃત્ત છે તેનું લક્ષણ દરેક ચરણમાં અનુક્રમે જ, ન, જ, ર એવા ચાર ગણ મળીને બાર બાર અક્ષર આવે છે ને ચાર ચરણ હોય છે. ) ૧

**इयेष सा कर्तुमवन्ध्यरुपतां समाधिमास्थाय तपोभिरात्मनः ।**
**अवाप्यते वा कथमन्यथा द्वयं तथाविधं प्रेम पतिश्च तादृशः ॥२॥**

તે પાર્વતિ, સમાધિને આશ્રય કરી તપવડે (કહેવામાં આવતા નિયમો-વડે ) પોતાના નિષ્ફલરૂપને સફળ કરવાની ઇચ્છા કરતી હવી. ( અર્થાત્ તપવડે શંકરને વશ કરવાનો ઉદ્યોગ કરતી હવી. ) બીજા પ્રકારથી તે બે શી રીતે મળે ? બે તે શું તે જણાવતાં કહે છે કે તે પ્રકારનો પ્રેમ કે જેથી શંકરનું અર્ધું અંગ ગ્રહણ થાય તેવો પ્રેમ, અને મૃત્યુને જીતે એવા શંકર સરખો પતિ એ બે શી રીતે મળે. ( કે જેથી શંકરના અર્ધા અંગને હરણ કરનારી થાઉં ) પ્રેમ અને પતિ એ બે નિશ્ચે સ્ત્રીઓનું ઇચ્છિત સ્વામીનું વલ્લભપણું તે અને તપના સાધ્યને એ પ્રકારે નિશ્ચય કરીને અહિં મનુએ કહ્યું છે કેઃ—**यद्दुष्करं यद्दुरापं यद्दुर्गं यच्च दुस्तरम् । तत्सर्वं तपसा प्राप्यं तपो हि दुरतिक्रमम् ॥** જે દુઃખે થાય એવું, જે દુઃખે મળે એવું, જે અઘરૂં હોય અને દુઃખથી અતિક્રમણ કરી શકાય એવું કામ હોય તે તપથી પ્રાપ્ત થાય છે. જેથી પાર્વતી તપ કરવા તૈયાર થતી હવી. ૨

**निशम्य चैनां तपसे कृतोद्यमां सुतां गिरीशप्रतिसक्तमानसाम् ।**
**उवाच मेना परिरभ्य वक्षसा निवारयन्ती महतो मुनिव्रताम् ॥३॥**

અને મેના, શંકરને વિષે આસક્ત થએલા મનવાળી અને તપ માટે ઉદ્યમ કરતી પુત્રિ–પાર્વતી–ને સાંભળીને તેને હૃદયથી ચાંપી મોટા મુનિવ્રતથી રોકતી બોલતી હવી. ૩

સામાન્ય નિષેધને કહિ વિશેષ નિષેધને જણાવે છે.

**मनीषिताः सन्ति गृहेषु देवतास्तपः क्व वत्से क्व च तावकं वपुः ।**
**पदं सहेत भ्रमरस्य पेलवं शिरीषपुष्पं न पुनः पतत्रिणः ॥४॥**

હે પુત્રિ ! મનમાં ઇચ્છેલા દેવ આપણા ઘરમાં છે (તું તેનું આરાધન કર.) તે તપ ક્યાં અને તારૂં શરીર ક્યાં ? એ જ રીતે કોમળ સરસવનું પુષ્પ ભમરાના પગને સહન કરે છે પણ પક્ષીના પગને સહન કરતું નથી. (અત્યંત સુકુમારપણું છે માટે દિવ્ય ઉપભોગ યોગ્ય તારૂં શરીર દારુણ તપ કરવા સમર્થ નથી. આમાં દ્રષ્ટાન્તાલંકાર છે.) ૪

**इति ध्रुवेच्छामनुशासती सुतां शशाक मेना न नियन्तुमुद्यमात् ।**
**क ईप्सितार्थस्थिरनिश्चयं मनः पयश्च निम्नाभिमुखं प्रतीपयेत् ॥५॥**

એ પ્રકારે ઉપદેશ કરતી મેના, નિશ્ચળ ઇચ્છાવાળી પુત્રીને ઉદ્યમથી (તપરૂપી ઉદ્યમથી) રોકવા અસમર્થ થઈ; એ જ રીતે ઇચ્છેલા અર્થમાં નિશ્ચયપણાવાળું મન, અને નીચા ભાગમાં આવતું પાણી કોણ પાછું વાળે ? (નીચા ભાગમાં આવતા જળની પેઠે ઇષ્ટ અર્થમાં પ્રવેશેલું મન પણ પાછું ફરતું નથી. આમાં અર્થાન્તરન્યાસ અલંકાર છે.) ૫

**कदाचिदासन्नसखीमुखेन सा मनोरथज्ञं पितरं मनस्विनी ।**
**अयाचितारण्यनिवासमात्मनः फलोदयान्ताय तपः समाधये ॥६॥**

ત્યાર પછી કોઇક દિવસ સ્થિર ચિત્તવાળી તે પાર્વતી, મનોરથ જાણનાર પિતા–હિમાલય–ને પાસે રહેલી સખીઓને મોંઢે ફલોદયના અવાધવાળા તપના નિયમ માટે પોતાના અરણ્યવાસ (વનવાસ)ને યાચતી હવી. એટલે તપનું ફળ પ્રાપ્ત થાય ત્યાં સુધી મારે વનમાં રહેવું છે એવું પાર્વતીયે પોતાની સખીઓ પાસે પિતાને કહેવરાવ્યું. ૬

**अथानुरूपाभिनिवेशतोषिणा कृताभ्यनुज्ञा गुरुणा गरीयसा ।**
**प्रजासु पश्चात्प्रथितं तदाख्यया जगाम गौरीशिखरं शिखण्डिमत् ॥७॥**

હવે પાર્વતી, યોગ્ય આગ્રહથી પ્રસન્ન થનાર પુજ્ય પિતાએ (હિમાલયે) આજ્ઞા કરેલી (તપ કર એમ પ્રેરણા કરેલી) તપ કર્યા પછી પ્રજાઓમાં ગૌરિશિખર એ નામથી પ્રસિદ્ધ થએલા મોરવાળા (હિંસા કરનાર પ્રાણિ વગરના) શિખર પ્રત્યે જતી હવી. એટલે પિતાની આજ્ઞા મળવાથી અર્થાત્ આજ્ઞા મેળવી એક શિખરપર ગઈ કે જે શિખરના ઉપર મયુરો રહેતા હતા અને જે શિખર પાછળથી ગૌરીશંકર એ નામે પ્રસિદ્ધ થયું છે. ૭

विमुच्य सा हारमहार्यनिश्चया विलोलयष्टिप्रविलुप्तचन्दनम् ।
बबन्ध बालारुणबभ्रु वल्कलं पयोधरोत्सेधविशीर्णसंहति ॥८॥

ન રોકવા લાયક નિશ્ચયવાળી તે પાર્વતી ચંચળ હારોથી લોપાઇ ગએલા ચંદનવાળા હારને ત્યાગ કરી બાલસૂર્યના જેવા પીળા વર્ણવાળા સ્તનના ઉંચા થવાથી તૂટેલા અવયવના સાંધાવાળા (સ્તનના ઉત્તરીયભૂત) વલ્કલને ધારણ કરતી હવી. ૮

यथा प्रसिद्धैर्मधुरं शिरोरुहैर्जटाभिरप्येवमभूत्तदाननम् ।
न षट्पदश्रेणिभिरेव पङ्कजं सशैवलासङ्गमपि प्रकाशते ॥९॥

તે પાર્વતીનું મુખ, શોભીતા કેશવડે જેવું મધુર પ્રિય લાગતું હતું તેવું જ જટાવડે કરીને પણ મધુર લાગતું હતું. કમળ, ભમરાની પંક્તિથી જ શોભે છે એમ નહિ પણ સેવાળ વળી હોય તો પણ શોભે છે. ૯

प्रतिक्षणं सा कृतरोमविक्रियां व्रताय मौञ्जीं त्रिगुणां बभार याम् ।
अकारि तत्पूर्वनिबद्धया तया सरागमस्या रसनागुणास्पदम् ॥१०॥

તે પાર્વતી ક્ષણેક્ષણે રૂવાંટાં ઉંચાં કરનાર ત્રણ દોરાવાળી જે મેખલાને તપ માટે ધારણ કરતી હતી તે જ પ્રથમ બાંધેલી તે મેખલાથી એ પાર્વતીનું કટીસ્થાન લાલ થતું હતું. (કેમકે અતિશય સુકુમારપણું છે માટે.) ૧૦

विसृष्टरागादधरान्निवर्तितः स्तनाङ्गरागारुणिताच्च कन्दुकात् ।
कुशाङ्कुरादानपरिक्षिताङ्गुलिः कृतोऽक्षसूत्रप्रणयी तया करः ॥११॥

તે પાર્વતીએ ત્યાગ કરેલા લાક્ષારાગવાળા ઓઠથી દૂર કરેલો સ્તનના અંગરાગથી (પડવાના સમયે તે પાર્વતીના સ્તનના ઉપરોધથી) લાલ થએલા દડાથી દૂર કરેલો અને દર્ભના અંકુર ઝાલવાથી છિદ્રવાળી થએલી આંગળીઓવાળો હાથ, અક્ષમાળામાં પ્રેમવાળો કર્યો. એટલે જે હાથે અધર ઉપર લાક્ષારસ ચોપડતી હતી અને પોતાના સ્તન ઉપર પડવાથી લાલ થતો દડો રમતી હતી અને દર્ભ વીણતી હતી તે હાથે હવે રૂદ્રાક્ષની માળા ફેરવવા લાગી. ૧૧

महार्हशय्यापरिवर्तनच्युतैः स्वकेशपुष्पैरपि या स्म दूयते ।
अशेत सा बाहुलतोपधायिनी निषेदुषी स्थण्डिल एव केवले ॥१२॥

અત્યંત મૂલ્યવાળી શય્યામાં આળોટવાવડે કરીને પડેલાં પોતાના કેશનાં પુષ્પથી પણ જે પાર્વતી ખેદ પામતી હતી, તે પાર્વતી હાથરૂપી ઓશીકાને ધારણ કરતી કેવળ પૃથ્વીપર જ સૂતી અને બેસતી હવી. ( અર્થાત્

પાર્વતી સુવા બેસવાનું પૃથ્વીપર કરવા લાગી, કોઈ બીજા ઉપર બેસતી કે સૂતી નહિં. ૧૨

**पुनर्ग्रहीतुं नियमस्थया तया द्वयेऽपि निक्षेप इवार्पितं द्वयम्।**
**लतासु तन्वीषु विलासचेष्टितं विलोलदृष्टं हरिणाङ्गनासु च ॥१३॥**

વ્રતમાં રહેલી તે પાર્વતીએ બેને વિષે પણ બે વસ્તુને ફરી લેવા માટે જાણે થાપણ અર્પણ કરી હોય એવું જણાયું. (એ બેને વિષે બે વસ્તુ કઇ ? તો જણાવે છે કે ) સૂક્ષ્મ–નાની લતાઓમાં ( વેલીઓમાં ) વિલાસ પૂર્વક ચેષ્ટા કરવી તે અને હરિણીઓમાં ચંચળ જોવું એ બે વસ્તુ. (વ્રતમાં રહેલી પાર્વતીમાં તે બે વાનાં ન જણાવાથી અને વેલી આદિમાં તે બે જણાવાથી પાર્વતીએ થાપણ મૂકી હોય એવી ઉત્પ્રેક્ષા કરી છે પણ વસ્તુથી અર્પણ નથી. ) ૧૩

**अतन्द्रिता सा स्वयमेव वृक्षकान्घटस्तनप्रस्रवणैर्व्यवर्धयत्।**
**गुहोऽपि येषां प्रथमाप्तजन्मनां न पुत्रवात्सल्यमपाकरिष्यति ॥१४॥**

તે પાર્વતી પોતે જ આળસ વિનાની થઇને નાના વૃક્ષોને ઘડા રૂપી સ્તનના સીંચવાથી વધારતી હવી. કાર્તિકસ્વામિ પણ પ્રથમ થએલા જન્મ-વાળા પ્રથમ ઉત્પન્ન થએલા) જે વૃક્ષો ઉપરનો પુત્ર સરખો પ્રેમ વાત્સલ્ય-ભાવ દૂર કરાવશે નહિ. ( અર્થાત્ કાર્તિકસ્વામીની ઉત્પત્તિ પછી પણ પાર્વ-તીનો પ્રેમ તે વૃક્ષો ઉપરથી દૂર થયો ન હતો. મતલબ કે કાર્તિકસ્વામિથી પણ વધારે પ્રેમ પાર્વતીનો તે વૃક્ષો ઉપર હતો. ૧૪

**अरण्यबीजाञ्जलिदानलालितास्तथा च तस्यां हरिणा विशश्वसुः।**
**यथा तदीयैर्नयनैः कुतूहलात्पुरः सखीनाममिमीत लोचने ॥१५॥**

અને અરણ્યનાં બીજ આપવાથી લાલચુ હરિણો પાર્વતીને વિષે તેવો વિશ્વાસ પામતા હતા કે જે પ્રકારે ઉત્સુકપણાથી તે(મૃગના) નેત્રવડે સખી-ઓની સમક્ષ પોતાનાં બે લોચનને માપતી હવી. ( અર્થાત્ પોતાનાં નેત્રને અને મૃગના નેત્રને અડકાડીને સખીઓ સમક્ષ સરખાવી જોતી હતી. કોઈ કહે છે કે–તપને લીધે પાર્વતી પોતાની આંખો માપતી નહોતી પણ સખી-ઓની આંખો માપતી હતી. ૧૫

તપનો પ્રભાવ જણાવે છે.

**कृताभिषेकां हुतजातवेदसं त्वगुत्तराङ्गवतीमधीतिनीम्।**
**दिदृक्षवस्तामृषयोऽभ्युपागमन्न धर्मवृद्धेषु वयः समीक्ष्यते ॥१६॥**

સ્નાન કરતી, અગ્નિમાં હુત દ્રવ્ય હોમતી, મૃગના ચર્મને ધારણ કરતી, અને સ્તુતિપાઠ કરતી તે પાર્વતીને જોવાની ઇચ્છાવાળા ઋષિઓ આવતા હવા. ધર્મથી વૃદ્ધને વિષે ઉમ્મર જોવાતી નથી. (પાર્વતીના ધર્મના મોટાપણામાં ઉમ્મરનું મોટાપણું પ્રયોજક નથી. મનુએ કહ્યું છે કેઃ–**न तेन वृद्धो भवति येनास्येपलितं शिरः । यो वा युवाप्यधीयानस्तं देवाः स्थविरं विदुः ॥** માથે પળીઆં આવે છે તેથી વૃદ્ધપણું ગણાતું નથી. જે યુવાન પણ ધર્મવાળો હોય તેને દેવો વૃદ્ધ સમાન જાણે છે. તે કારણથી જ વૃદ્ધ ઋષિઓ યુવાન પાર્વતીને જોવા આવ્યા.) ૧૬

**विरोधिसत्वोज्झितपूर्वमत्सरं द्रुमैरभीष्टप्रसवार्चितातिथि ।**
**नवोटजाभ्यन्तरसंभृतानलं तपोवनं तच्च बभूव पावनम् ॥१७॥**

વિરોધિ પ્રાણિયો–ગાયો, વાઘ આદિએ ત્યાગ કરેલા પ્રથમના વૈરવાળું (હિંસા રહિત) વૃક્ષોએ ઇચ્છિત ફળવડે કરીને પૂજેલા અતિથિ અભ્યાગતવાળું અને નવી પર્ણશાલામાં (અર્થાત્ ઝુંપડીયોમાં) દીપ્યમાન અગ્નિવાળું તે તપોવન પવિત્ર થયું. (તે તપોવન અહિંસા, અતિથિનો સત્કાર અને અગ્નિની પૂજાવડે કરીને જગતને પવિત્ર કરનાર થતું હતું.) ૧૭

**यदा फलं पूर्वतपःसमाधिना न तावता लभ्यममंस्त काङ्क्षितम् ।**
**तदानपेक्ष्य स्वशरीरमार्दवं तपो महत्सा चरितुं प्रचक्रमे ॥१८॥**

તે પાર્વતી જ્યારે તેટલા પ્રમાણવાળી પ્રથમ જણાવેલી તપસમાધિ વડે કરીને ઇચ્છિત ફળ પામવાને અસર્થ થઇ ત્યારે પોતાના શરીરના કોમળપણાને ન ગણુતા મોટું તપ કરવાને આરંભ કરતી હવી. ૧૮

**क्लमं ययौ कन्दुकलीलयापि या तया मुनीनां चरितं व्यगाह्यत ।**
**ध्रुवं वपुः काञ्चनपद्मनिर्मितं मृदु प्रकृत्या च ससारमेव च ॥१९॥**

જે પાર્વતી દડાની રમતથી પણ ખેદ પામતી હતી તે પાર્વતીએ મુનિઓનું ચરિત્ર–તીવ્ર તપ કરવા માંડયું. (અહિં ઉત્પ્રેક્ષા કરે છે કે) ખરે! પાર્વતીનું શરીર સોનાના કમળથી બનાવેલું હશે તેટલા માટે પ્રકૃતિથી (કમળના સ્વભાવથી) કોમળ અને ઉપરથી (સોનાના સ્વભાવથી) કઠીણ બળવાળું હતું. (જેથી પાર્વતીનું શરીર અત્યંત કોમળ છતાં પણ દુઃસહ તપને યોગ્ય બન્યું હતું.) ૧૯

**शुचौ चतुर्णां ज्वलतां हविर्भुजां शुचिस्मिता मध्यगता सुमध्यमा ।**
**विजित्य नेत्रप्रतिघातिनीं प्रभामनन्यदृष्टिः सवितारमैक्षत ॥२०॥**

મંદહાસ્યવાળી અને સુંદર કટીમધ્યભાગવાળી પાર્વતી, ગ્રીષ્મઋતુમાં દીપ્યમાન ચાર અગ્નિ મધ્યે રહીને (ચાર દિશાએ અગ્નિ સળગાવી વચ્ચે બેશીને) નેત્રનો ઘાત કરનારી કાન્તિને જીતીને બીજામાં નજર ન રાખતાં સૂર્યને જોતી હવી. (**"ग्रीष्मे पञ्चाग्निमध्यस्थो वर्षासु स्थण्डिलेशयः"**) ગ્રીષ્મઋતુમાં પંચાગ્નિ મધ્યે રહીને અને વર્ષાઋતુમાં સ્થણ્ડિલમાં રહીને એ પ્રકારની સ્મૃતિથી પંચાગ્નિ મધ્યે રહી તપ કરવા લાગી. તેમાં સૂર્ય જ પાંચમો અગ્નિ છે કહ્યું છે કે. **'अग्निः सविता सवितैवाग्निः'** અગ્નિ, સૂર્ય છે અને સૂર્ય જ અગ્નિ છે એ પ્રકારના શ્રૌતલિંગથી પંચાગ્નિ મધ્યે રહીને તપ કરતી હતી.) ૨૦

**तथातितप्तं सवितुर्गभस्तिभिर्मुखं तदीयं कमलश्रियं दधौ ।**
**अपाङ्गयोः केवलमस्य दीर्घयोः शनैः शनैः श्यामिकया कृतं पदम् ॥२१॥**

સૂર્યનાં કીરણોથી પૂર્વે કહેલા પ્રકારે અત્યંત તપેલું તે પાર્વતીનું મુખ, કમળની શોભાને ધારણ કરતું હતું. (જેમ સૂર્યના તાપથી કમળ મ્લાન થતું નથી પણ વિકાસ પામે છે તે પ્રકારે જ પાર્વતીનું મુખ પ્રકાશ પામતું હતું.) પરંતુ એનાં બે નેત્રોની પાસેના (–એ નેત્રોની લાંબી પાંપણોની આસપાસના) ભાગની કાળાશથી ધીમે ધીમે સ્થાન કરાયું. અર્થાત્ કાળાશ આવી (કારણ કે તે ભાગ વધારે કોમળ હતો.) ૨૧

**अयाचितोपस्थितमम्बु केवलं रसात्मकस्योडुपतेश्च रश्मयः ।**
**बभूव तस्याः किलपारणाविधिर्न वृक्षवृत्तिव्यतिरिक्तसाधनः ॥२२॥**

યાચના કર્યા વિના મળેલું કેવળ જળ માત્ર અને અમૃતમય ચન્દ્રનાં કિરણો એ બે વાનાં જ પાર્વતીના પારણા–ભોજન–નાં સાધન બન્યાં હતાં; વૃક્ષોના જીવનથી જુદા ઉપાયવાળા ભોજનનાં સાધન હતાં નહિ (અર્થાત્ ઝાડ પણ યાચના વિના પ્રાપ્ત થએલા મેઘના જળથી અને ચન્દ્રનાં કીરણોથી જીવે છે તે પ્રકારે જ પાર્વતી પણ જીવવા લાગી.) ૨૨

**निकामतप्ता विविधेन वह्निना नभश्चरेणेन्धनसंभृतेन सा ।**
**तपात्यये वारिभिरुक्षिता नवैर्भुवा सहोष्माणममुञ्चदूर्ध्वगम् ॥२३॥**

પાંચ પ્રકારના અને આકાશમાં જનાર (સૂર્યરૂપે) લાકડાંથી પ્રકાશ પમાડેલા અગ્નિથી અત્યંત તપેલી તે પાર્વતી, ગ્રીષ્મઋતુના અન્તમાં (વર્ષાઋતુમાં) નવા જળથી છંટાએલી ભૂમિ સાથે (પંચાગ્નિથી તપેલી) ઊંચે ગતિ કરનાર બાફને છોડતી હતી. એટલે જેમ પૃથ્વી ઉપર પ્રથમ વૃષ્ટિ પડ-

વાથી પૃથ્વીમાંનો બાફ ઊંચે જાય છે તેમ પાર્વતી પણ પોતાનો શ્વાસ ઊંચે કાઢતી હતી કારણ કે પૃથ્વી ને પાર્વતી બેઉ પંચાગ્નિથી તપેલાં હતાં. ૨૩

**स्थिताः क्षणं पक्ष्मसु ताडिताधराः पयोधरोत्सेधनिपातचूर्णिताः ।**
**वलीषु तस्याः स्खलिताः प्रपेदिरे चिरेण नाभिं प्रथमोदबिन्दवः ॥२४॥**

પ્રથમનાં જળબિન્દુ ( પ્રથમ વિશેષણથી બિન્દુઓનું વીરલત્વ અને બહુ વચનથી અતિ વીરલપણું જણાવ્યું છે. ) પાર્વતીના નેત્રનાં રૂવાંટાં–પાંપણો–માં ક્ષણવાર રહેતાં હતાં ( રહેતાં હતાં એમ કહેવાથી નેત્રની પાંપણોનું સાન્દ્રત્વ–ધાડાપણું અને ક્ષણવાર કહેવાથી સ્નિગ્ધ ભાવ–ચીકણાપણું જણાવ્યું છે. ). પછી વ્યથિત થતા હોઠપર ( એથી હોઠનું કોમળપણું જણાવ્યું છે. ) પછી સ્તનના ઉપરના ભાગપર પડવાથી જર્જરિત થઇ ( કુચનું કઠણ પણું જણાવ્યું છે. ), તે પછી ઉદરની ત્રીવલિ–રેખા–માં પેશી ઘણીવારે ( ઊંચાનીચાપણાને લીધે તુરત નહિં. પ્રતિબન્ધના બહુપણાથી ) નાભિ પ્રત્યે પ્રવેશ કરતાં હતાં. (અર્થાત્ નાભિમાંથી નીકળી જતાં નહોતાં એથી નાભિનું ગામ્ભીર્ય જણાવ્યું છે. અહિં દરેક પદ અર્થવાળું હોવાથી પરિકર નામનો અલંકાર છે. ) ૨૪

**शिलाशयां तामनिकेतवासिनीं निरन्तरास्वन्तरवातवृष्टिषु ।**
**व्यलोकयन्नुन्मिषितैस्तडिन्मयैर्महातपः साक्ष्य इव स्थिताः क्षपाः ॥२५॥**

નિરંતર તથા અંતર્વાત ચાલતી–મધ્યે વાયુવાળી વૃષ્ટિઓમાં ઘર વિના રહેનારી તથા શિલાપર સૂતારી તે પાર્વતીને, મોટા તપની સાક્ષીપણામાં રહેલી રાત્રિઓ જાણે વીજળીરૂપી નેત્રથી જોતી હોય એમ જણાતું હતું. ( કેમકે **आदित्य-चन्द्रावनिलोऽनलश्च द्यौर्भूमिरापो हृदयं यमश्च । अहश्च रात्रिश्च उभे च संध्ये धर्मश्च जानाति नरस्य वृत्तम् ॥**" સૂર્ય, ચન્દ્ર, વાયુ, અગ્નિ, આકાશ, પૃથ્વી અને યમરાજા, હૃદય, દીવસ અને રાત્રિ, બન્ને સંધ્યાકાળ અને ધર્મઃ એ પુરુષના વૃતાન્તને જાણે છે. જેથી નેત્રથી જોવાનું ઉત્પ્રેક્ષા કરે છે તે પ્રમાણ સિદ્ધ છે માટે ઉત્પ્રેક્ષ્ય નથી. ) ૨૫

એ પ્રકારે વર્ષાઋતુમાં કરેલા તપનો પ્રકાર જણાવી હવે હેમન્તઋતુના તપ કરવાના પ્રકારને જણાવે છે.

**निनाय सात्यन्तहिमोत्किरानिलाः सहस्यरात्रीरुदवासतत्परा ।**
**परस्पराक्रन्दिनि चक्रवाकयोः पुरो वियुक्ते मिथुने कृपावती ॥२६॥**

તે પાર્વતી, ઘણા હિમના વાયુને ફેંકનારી પોષ માસની રાત્રિઓને

જળમાં રહેવાની આસક્તિવાળી, પરસ્પર રડતા પોતાની આગળ વિયોગી ચક્રવાકના જોડામાં દયા લાવતી કાઢતી હવી. ( દુઃખીને વિષે દયા એ મોટા પુરુષનો સ્વભાવ છે એ પ્રકારે ચક્રવાકના જોડામાં દયા આવવાથી કંઇ કામને લીધે નહિ. " **अप्सु वासस्तु हेमन्ते क्रमशो वर्धयेत्तपः** " હેમન્ત ઋતુમાં જળમાં વાસ એમ ક્રમથી તપ વૃદ્ધિ પમાડવું એવું મનુએ કહ્યું છે.) ૨૬

**मुखेन सा पद्मसुगन्धिना निशि प्रवेपमानाधरपत्रशोभिना ।**
**तुषारवृष्टिक्षतपद्मसंपदां सरोजसंधानमिवाकरोदपाम् ॥२७॥**

તે પાર્વતી, રાત્રીમાં કમળના જેવા સુગંધવાળા, કંપતા ઓઠરૂપી પત્રથી શોભતા મુખવડે બરફની વૃષ્ટિથી નાશ પામેલી કમળની સંપત્તિઓવાળા પાણીને જાણે કમળનું સંધાન કરી આપતી હોય એમ જણાયું. ( એ પ્રકારે આમાં ઉત્પ્રેક્ષા અલંકાર છે. બીજાં કમળો બરફથી નાશ પામ્યા છતાં પાર્વતીનું મુખરૂપી કમળ બરફથી કંઈ હણાતું નહીં જેથી વ્યતિરેકાલંકાર પણ થાય છે. ) ૨૭

**स्वयं विशीर्णद्रुमपर्णवृत्तिता परा हि काष्ठा तपसस्तया पुनः ।**
**तदप्यपाकीर्णमतः प्रियंवदां वदन्त्यपर्णेति च तां पुराविदः ॥२८॥**

પોતાની મેળે પડેલાં પાંદડાંથી જ જીવન રાખવાપણું એ તપની છેલ્લી હદ છે તે પાર્વતીએ પછી તે પાંદડાંનું જીવન પણ ત્યાગ કર્યું; તે કારણથી પ્રિય બોલતી તે પાર્વતીને કપિલાદિ ઋષિઓ ( તપ કરવાને સમયે ) આપર્ણા ( બીજા નામના સમૂહવાળા અર્થને–પાંદડાંના ભક્ષણ વિનાની એવી ) કહે છે. ( પોતે પ્રિય બોલનાર પારકાનું પણ પ્રિય બોલવાનું પાત્ર બને છે, એટલે પ્રિય બોલનારનું બીજા પ્રિય બોલે છે. ) ૨૮

**मृणालिकापेलवमेवमादिभिर्व्रतैः स्वमङ्गं ग्लपयन्त्यहर्निशम् ।**
**तपः शरीरैः कठिनैरुपार्जितं तपस्विनां दूरमधश्चकार सा ॥२९॥**

કમળીનિના કંદ સરખા કોમળ પોતાના શરીરને ઉપર કહેલા પ્રકારથી વ્રતવડે કરીને ( જળ અને અગ્નિ મધ્યે વાસાદિ વ્રતવડે કરીને ) દિનરાત સૂકાવતી તે પાર્વતી કઠણ શરીરથી સંપાદન કરેલા તપસ્વિના તપને અતિશય તિરસ્કાર કરતી હવી. ( અર્થાત્ કઠણ શરીરવાળા તપસ્વિઓનું પણ તપ એના તપથી હઠી ગયું. ) ૨૯

**अथाजिनाषाढधरः प्रगल्भवाग्ज्वलन्निव ब्रह्ममयेन तेजसा ।**
**विवेश कश्चिज्जटिलस्तपोवनं शरीरबद्धः प्रथमाश्रमो यथा ॥३०॥**

ત્યાર પછી કાળા મૃગનું ચર્મ-મૃગ ચર્મ અને ખાખરાનો દંડ ધારણ કરતો, પ્રગલ્ભવાણિવાળો, બ્રહ્મમય તેજથી દીપ્યમાન હોય એવો, કોઇ એક જટાવાળા જેવો, દેહધારી બ્રહ્મચર્યાશ્રમે હોય તેવો તે પાર્વતીના તપોવન પ્રત્યે પ્રવેશ કરતો હવો. ૩૦

**तमातिथेयी बहुमानपूर्वया सपर्यया प्रत्युदियाय पार्वती ।**
**भवन्ति साम्येऽपि निविष्टचेतसां वपुर्विशेषेष्वतिगौरवाः क्रियाः ॥३१॥**

અતિથિ ઉપર ભાવ રાખનારી પાર્વતી, તે બ્રહ્મચારીને બહુ માનપૂર્વક પૂજાવડે કરી સામે ગઇ. (બંને સરખાં જણ છે તો પણ પાર્વતીની આટલી બધી પ્રતિપત્તિ શા માટે? તેના ઉત્તરમાં જણાવે છે કે) સરખાપણામાં પણ સ્થિર ચિત્તવાળા પુરુષના વિશેષ વપુવિષે અતિ ગૌરવવાળી ક્રિયાઓ થાય છે. (સાધુ પુરુષો સામ્ય વિષે સંપૂર્ણ લક્ષ રાખતા નથી.) ૩૧

**विधिप्रयुक्तां परिगृह्य सत्क्रियां परिश्रमं नाम विनीय च क्षणम् ।**
**उमां स पश्यन्नृजुनैव चक्षुषा प्रचक्रमे वक्तुमनुज्झितक्रमः ॥३२॥**

તે બ્રહ્મચારી, વિધિથી કરેલા સત્કારને ગ્રહણ કરી અને ક્ષણવાર પરિશ્રમ-થાક દૂર કરી પછી પાર્વતીને સરલ (કપટ રહિત) નેત્રથી જોતા અનુક્રમ છોડયા વિના બોલવાનો પ્રારંભ કરતા હવા. ૩૨

**अपि क्रियार्थं सुलभं समित्कुशं जलान्यपि स्नानविधिक्षमाणि ते ।**
**अपि स्वशक्त्या तपसि प्रवर्तसे शरीरमाद्यं खलु धर्मसाधनम् ॥३३॥**

ક્રિયા માટે સમિધો અને દાભ મળી શકે છેને, જળ પણ તારા સ્નાનવિધિને યોગ્ય છેને, અને વળી તું પોતાની શક્તિથી તપમાં પ્રવર્તે છેને, (અર્થાત્ દેહને ન દુઃખી કરી તપ કરૂં છુંને) કારણ કે શરીર છે એ મુખ્ય ધર્મનું સાધન છે એ ખરૂં છે. (ધર્મ કાયાથી, વાણીથી, બુદ્ધિથી, ધનથી વિગેરે બહુ પ્રકારે સધાય છે તેમાં શરીર જ મુખ્ય સાધન છે. અને તેમાં વપુએ જ મુખ્ય સાધન હોવાને લીધે તેથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ લક્ષણવાળા ચાર વર્ગ સધાય છે એટલા માટે "सततमात्मानमेव गोपयीत" -નિરંતર આત્માનું જ રક્ષણ કરવું એવી શ્રુતિ છે.) ૩૩

**अपि त्वदावर्जितवारिसंभृतं प्रवालमासामनुबन्धि वीरुधाम् ।**
**चिरोज्झितालक्तकपाटलेन ते तुलां यदारोहति दन्तवाससा ॥३४॥**

તે છાંટેલા જળથી ઉત્પન્ન થએલું આ લતાનું પ્રવાળ (નવાંકુર) ખરી

તો પડયું નથી ને, જે નવાંકુર બહુ વખત અળતો ત્યાગ કર્યા છતાં પણ (સ્વાભાવિક રીતે) લાલ છે તે તારા અધરોષ્ઠથી સરખાપણું પામે છે એટલે સ્વભાવથી રક્તતાવાળા તારા અધર સરખું રાતું છે, ૩૪

**अपि प्रसन्नं हरिणेषु ते मनः करस्थ दर्भप्रणयापहारिषु ।**
**य उत्पलाक्षि प्रचलैर्विलोचनैस्तवाक्षिसादृश्यमिव प्रयुञ्जते ॥३५॥**

હાથમાં રહેલા દાભને સ્નેહથી ખેંચનાર (અર્થાત્ અપરાધવાળા) મૃગોમાં તારૂં મન પ્રસન્ન છે ને, (અર્થાત્ તપસ્વિ પુરુષોએ અપરાધિને વિષે પણ ક્રોધ કરવો નહિ.) હે કમળ નેત્રી! જે મૃગો ચપળ નેત્રથી તારા તેમના સરખાપણાને જાણે પામે છે. (અર્થાત્ પ્રસન્નતાથી મૃગનાં નેત્રો તારા નેત્રના સરખાપણાને પામે છે.) ૩૫

**यदुच्यते पार्वती पापवृत्तये न रूपमित्यव्यभिचारि तद्वचः ।**
**तथाहि ते शीलमुदारदर्शने तपस्विनामप्युपदेशतां गतम् ॥३६॥**

હે પાર્વતી! રૂપ (સૌમ્યાકૃતિ) પાપના આચરણ માટે નથી એમ જે લોકો કહે છે તે સત્ય છે. એ જ રીતે હે ઉદાર દર્શનવાળી (દીર્ઘાક્ષી-સુરૂપવાળી), તારૂં સદાચરણ તપસ્વિયોને પણ ઉપદેશ આપનાર છે. (અર્થાત્ મુનિઓ પણ તને જોઈને પોતાની તપની વૃત્તિમાં પ્રવર્તે છે.) ૩૬

**विकीर्णसप्तर्षिबलिप्रहासिभिस्तथा न गाङ्गैः सलिलैर्दिवश्च्युतैः ।**
**यथा त्वदीयैश्चरितैरनाविलैर्महीधरः पावित एष सान्वयः ॥३७॥**

આ હિમાલય, ઉપહાર તરીકે વેરેલી સાત ઋષિઓની પુષ્પ સામગ્રિવડે કરી હસતા આકાશની ગંગાના જળથી તેવો પવિત્ર થતો નથી કે જેવો મેલ વિનાનાં તારાં ચરિત્રવડે સકુટુમ્બ પવિત્ર થાય છે. (અર્થાત્ પાર્વતીના ચરિત્રથી આખું હિમાલયનું કુળ પવિત્ર થયું છે.) ૩૭

**अनेन धर्मः सविशेषमद्य मे त्रिवर्गसारः प्रतिभाति भाविनि ।**
**त्वया मनोनिर्विषयार्थकामया यदेक एव प्रतिगृह्य सेव्यते ॥३८॥**

મોટા અભિપ્રાયવાળી! હે પાર્વતી! એ કારણથી ધર્મ અતિશયપણાવાળો હાલમાં મને ત્રણ વર્ગ (-ધર્મ, અર્થ અને કામ એ ત્રણે)માં સારભૂત લાગે છે; કારણ કે મનમાં વિષય વિનાના અર્થ અને કામવાળી તું એકલા ધર્મને જ ગ્રહણ કરી સેવન કરે છે. (અર્થાત્ તેં અર્થ અને કામ ત્યાગ કરી ધર્મ જ પકડયો છે એથી અમારા સર્વનું કલ્યાણ થશે.) ૩૮

હવે જીજ્ઞાસુ (બ્રહ્મચારી) પોતાના મનોરથને જણાવે છે—

**प्रयुक्तसत्कारविशेषमात्मना न मां परं संप्रतिपत्तुमर्हसि ।**
**यतः सतां संनतगात्रि संगतं मनीषिभिः साप्तपदीनमुच्यते ॥३९॥**

તેં કરેલી પૂજાના સત્કારવાળો મને બીજો જાણવો યોગ્ય નથી (અર્થાત્ મને જુદો ગણીશ નહિ) હે નમ્ર અંગવાળી (પાર્વતી), કારણ કે સત્પુરુષોએ સજ્જનોની મિત્રતા સાતપદના ઉચ્ચારથી થનારી કહેવાય છે. (તેં અમારા કરેલા સત્કારના પ્રયોગથી તે સિદ્ધ જ છે.) ૩૯

**अतोऽत्र किंचिद्भवतीं बहुक्षमां द्विजातिभावादुपपन्नचापलः ।**
**अयं जनः प्रष्टुमनास्तपोधने न चेद्रहस्यं प्रतिवक्तुमर्हसि ॥४०॥**

હે તપરૂપી ધનવાળી (પાર્વતી), એ કારણ માટે મિત્રતાના સંબંધમાં ઘણી યોગ્યતાવાળી પ્રત્યે બ્રાહ્મણપણાથી પ્રાપ્ત થએલા ચાપલ્યવાળો આ જન (હું પોતે) કંઇ પુછવાની ઇચ્છાવાળો છું માટે જો છાનું ન હોય તો તે તું કહેવા લાયકછે. (અર્થાત્ બહુ છાનું રાખવા યોગ્ય ન હોય તો હું પુછું તે મને કહો કે.) ૪૦

હવે પૂછવા યોગ્ય પ્રશ્નને જણાવે છે.

**कुले प्रसूतिः प्रथमस्य वेधसस्त्रिलोकसौन्दर्यमिवोदितं वपुः ।**
**अमृग्यमैश्वर्यसुखं नवं वयस्तपःफलं स्यात्किमतः परं वद ॥४१॥**

પ્રથમ બ્રહ્માના કુળમાં (તારી) ઉત્પત્તિ છે; (બ્રહ્મપુરાણમાં લખ્યું છે કે— "**यज्ञार्थं हि मया सृष्टो हिमवानचलेश्वरः**" બ્રહ્માએ હિમાલય યજ્ઞ માટે બનાવ્યો છે જેથી તે બ્રહ્માનું કુળ જ ગણાય.) શરીર ત્રૈલોકયના સૌંદર્ય સરખુ થએલું છે; ઐશ્વર્યસુખ ખોળવા જેવું નથી. (સિદ્ધ જ છે.) અને અવસ્થા નવી છે (અર્થાત્ યૌવન છે.) આથી બીજું શું તપનું ફળ હોય તે તું કહે? અર્થાત્ ત્યારે આથી બીજું કયું ફળ મેળવવાને માટે તું તપ કરે છે તે કહે.

**भवत्यनिष्टादपि नाम दुःसहान्मनस्विनीनां प्रतिपत्तिरीदृशी ।**
**विचारमार्गप्रहितेन चेतसा न दृश्यते तच्च कृशोदरि त्वयि ॥४२॥**

દુઃખે સહન કરવા લાયક અનિષ્ટ (સ્વામીએ કરેલા અનિષ્ટ)થી પણ ધીર સ્ત્રીઓની આવી પ્રવૃત્તિ થાય ખરી. અને વિચારમાર્ગમાં પ્રેરાએલા મનથી તે (અનિષ્ટ) હે કૃશ ઉદરવાળી—હે પાર્વતી! તારામાં જણાતું નથી. (અસંભવિત છે માટે તે પણ નથી. મતલબ કે—તારા સ્વામીએ તારૂં

કંઈ અનીષ્ટ કર્યું હોય એમ પણ લાગતું નથી કારણકે તારામાં તેવું થવા જેવો કોઇ પણ અવગુણ જણાતો નથી.

અનિષ્ટના અભાવને જ જણાવે છે.

**अलभ्यशोकाभिभवेयमाकृतिर्विमानना सुभ्रु कुतः पितुर्गृहे ।**
**पराभिमर्शो न तवास्ति कः करं प्रसारयेत्पन्नगरत्नसूचये ॥४३॥**

સુંદર ભ્રકુટીઓવાળી હે પાર્વતી, આ તારી મૂર્તિ ( ભર્તારાદિએ કરેલા અપમાનથી ઉપજેલા) શોકના પરાભવને પ્રાપ્ત કરવાને યોગ્ય જણાય છે. અને બાપને ઘેર તો અપમાન ક્યાંથી હોય ? ત્હારે બીજાની અડચણ પણ નથી. ( બલાત્કારથી બીજો કોઇ સ્પર્શ કરી શકે એમ પણ નથી. ) કારણ કે-શેષનાગના માથાના મણિની સળીને લેવાને કોણ હાથ લાંબો કરે ? (અર્થાત્ તારી આકૃતિ ઉપરથી જણાય છે કે ભર્તાર તારો તિરસ્કાર કરે તેમ નથી, તને તારાં માબાપ તરફથી તો અપમાન થાય જ નહિં, તથા સ્વામી અને માબાપ વગર અન્યની તો તેમ કરવાની હિમ્મત જ ચાલે તેમ નથી. તેમ છતાં શા માટે આવું તપ કરે છે તે સમજાતું નથી. ) ૪૩

**किमित्यपास्याभरणानि यौवने धृतं त्वया वार्धकशोभि वल्कलम् ।**
**वद प्रदोषे स्फुटचन्द्रतारका विभावरी यद्यरुणाय कल्पते ॥४४॥**

હે પાર્વતી ! શા કારણ માટે યુવાવસ્થામાં તેં આભરણ ત્યાગ કરી વૃદ્ધાવસ્થામાં શોભનાર વલ્કલ ધારણ કર્યું છે ? સાયંકાળે સ્પષ્ટ દેખાતા ચન્દ્ર અને તારાવાળી રાત્રી સૂર્યને પામવાની ઇચ્છા કરતી હોય તો તું કહે. (દીપ્યમાન તારા ને ચન્દ્રવાળા સાયંકાળે જો સૂર્ય ઉગે તો તું આભૂષણ ત્યાગ કરીને વલ્કલ ધારણ કરે એ ઘટિત છે).

તપનું પ્રયોજન જ નથી એમ જણાવવા માટે કહે છે.

**दिवं यदि प्रार्थयसे वृथा श्रमः पितुः प्रदेशास्तव देवभूमयः ।**
**अथोपयन्तारमलं समाधिना न रत्नमन्विष्यति मृग्यते हि तत् ॥४५॥**

તું જો સ્વર્ગની ઇચ્છા કરતી હોઉં તો તારો શ્રમ મિથ્યા છે. (અર્થાત્ જો સ્વર્ગ માટે તપ કરતી હોઉં તો તપ કરીશ નહિ) કેમકે તારા પિતાના હિમાલયના પ્રદેશો દેવભૂમિ છે અને જો વરની ઇચ્છા કરતી હોઉં તો તપથી અટકવું જોઇએ. ( અર્થાત તપની જરૂર નથી.) કારણ કે રત્ન, ગ્રાહકને ખોળતું નથી પણ લેનાર ( ગ્રાહક ) રત્નને ખોળે છે. ( જેથી વર માટે તારે તપ કરવું યોગ્ય નથી પરંતુ વરે જ તારે માટે તપ કરવું જોઇએ છે.) ૪૫

વરવાચક અક્ષર સાંભળતાં જ પાર્વતીને ઉષ્ણોચ્છ્વાસિત થયેલી જોઇને

તથા પ્રશ્નમાં પ્રત્યુત્તર ન પામવાથી પોતે જ શંકા કરી જણાવે છે કે–

**निवेदितं निश्वसितेन सोष्मणा मनस्तु मे संशयमेव गाहते ।**
**न दृश्यते प्रार्थयितव्य एव ते भविष्यति प्रार्थितदुर्लभः कथम् ॥४६॥**

બાષ્યયુક્ત નિશ્વાસવાયુવડે કરીને જણાયું. (ચિંતાના અનુભાવરૂપ ઉના શ્વાસથી તારૂં વરનું અર્થીપણું જણાયું તો ફરી પ્રશ્ન કરવાનું કારણ શું ? તો જણાવે છે કે–) તો પણ મારૂં મન સંશયને જ પામે છે (કેમકે) તારો તે અર્થ પ્રાર્થના કરવા યોગ્ય જ નથી જણાતો; (છતાં) તે પ્રાર્થના કરેલો કેમ દુર્લભ થશે ? (નહિં જ થાય. કારણકે બીજા પાસે વર માગવો એ યોગ્ય હથી પણ વરને જ પ્રાર્થના કરી હોય તો તે પ્રાપ્ત થાય જ.) ૪૬.

પતિની પ્રાર્થના જ કરવાની છે એવું સિદ્ધ થયું હોય એમ સમજી જણાવે છે કે—

**अहो स्थिरः कोऽपि तवेप्सितो युवा चिराय कर्णोत्पलशून्यतां गते ।**
**उपेक्षते यः श्लथलम्बिनीर्जटाः कपोलदेशे कलमाग्रपिङ्गलाः ॥४७॥**

અહો, કેવું આશ્ચર્ય ! તારો પ્રિય (તું જેની ઇચ્છા કરે તે) યુવાન પુરુષ કોઈ પણ રીતે કઠીનપણે વર્તતો જણાય છે ! કેમકે, જે પુરુષ બહુ વખતથી કર્ણાભુપણના કમળથી શૂન્ય થયેલા ગણ્ડસ્થળમાં શિથિલ બંધનવાળી અને તેથી લાંબી વધેલી ડાંગરની અણીયો જેવી પીળી જટાઓને ઉપેક્ષા કરે છે. એટલે બાંધતો નથી. ( અર્થાત્ જે પુરુષ તને આવી જોઇ દુઃખી થતો નથી તે ખરે વજ્ર હૃદયનો હશે. ) ૪૭

**मुनिव्रतैस्त्वामतिमात्रकर्शितां दिवाकराप्लुष्टविभूषणास्पदाम् ।**
**शशाङ्कलेखामिव पश्यतो दिवा सचेतसः कस्य मनो न दूयते ॥४८॥**

મુનિના ( ચાન્દ્રાયણાદિ ) વ્રતથી અત્યંત કૃશ થયેલી અને સૂર્યેશ્યામ કરેલા આભૂપણોના સ્થાનોવાળી અને તેથી દિવસના ચન્દ્રની લેખાના જેવી દેખાતી તને જોનાર જીવતા કયા પુરુષનું મન ખેદ પામે નહિ. ( અર્થાત્ તને જોઈ સર્વનું મન ખેદ પામે જ. ) ૪૮

**अवैमि सौभाग्यमदेन वञ्चितं तव प्रियं यश्चतुरावलोकिनः ।**
**करोति लक्ष्यं चिरमस्य चक्षुषो न वक्त्रमात्मीयमरालपक्ष्मणः ॥४९॥**

તારો પ્રિય પોતાના સૌંદર્યના મદથી છેતરાએલો છે એમ જાણું છું કારણ કે જે પ્રિય, ચતુર જોનાર, મધુરપણે જોનારાં કુટિલ રૂવાંટાંવાળાં આ તારાં નેત્રનું પોતાનું મુખ ચિરલક્ષ્ય નથી કરતો. ( અર્થાત્ તારી દૃષ્ટિ

આગળ આવતો નથી. તેથી એ અહંકારથી હણાતો નિષ્ફળ સ્વાર્થવાળો થયો છે.) ૪૯

**कियच्चिरं श्राम्यसि गौरि विद्यते ममापि पूर्वाश्रमसंचितं तपः।**
**तदर्धभागेन लभस्व काङ्क्षितं वरं तमिच्छामि च साधु वेदितुम् ॥५०॥**

હે પાર્વતી! હજુ ક્યાં સુધી તપ કરીશ? મારૂં પણ પૂર્વાશ્રમ (બ્રહ્મચર્યાશ્રમ) વડે કરીને સંપાદન કરેલું તપ છે; તો તે તપના અર્ધ ભાગથી તે તારા ઇચ્છિત વરને પામ; પરંતુ તે વરને સારી રીતે જાણવાને હું ઇચ્છું છું. (જો એ વર યોગ્ય હશે તો તેમાં મારી પણ સંમતિ આપું.) ૫૦

**इति प्रविश्याभिहिता द्विजन्मना मनोगतं सा न शशाक शंसितुम्।**
**अथो वयस्यां परिपार्श्ववर्तिनीं विवर्तिताञ्जननेत्रमैक्षत ॥५१॥**

એ પ્રકારે વેષધારી બ્રહ્મચારીએ પોતાનો થઇને રહસ્ય જેને કહ્યું એવી તે પાર્વતી, લાજથી મનમાં રહેલા વરને કહી શકી નહિં, પણ તે ત્યાર પછી પાસે રહેલી સખીને ચલાયમાન અંજનવાળાં નેત્રથી જોતી હવી. (અર્થાત્ આંખના અણસારાથી જ પ્રત્યુત્તર આપવાનું સખીને કહેતી હવી.) ૫૧

**सखी तदीया तमुवाच वर्णिनं निबोध साधो तव चेत्कुतूहलम्।**
**यदर्थमम्भोजमिवोष्णवारणं कृतं तपः साधनमेतया वपुः ॥५२॥**

તે પાર્વતીની સખી તે બ્રહ્મચારી પ્રત્યે બોલતી હવી; હે વિદ્વાન્! તમારી જો સાંભળવાની ઉત્કંઠા હોય તો સાંભળો: (શું સાંભળવાનું છે તે જણાવે છે કે-) જે લાભને માટે આ પાર્વતીએ કમળને છત્ર કરે તેમ શરીરને તપનું સાધન કર્યું છે. (અર્થાત્ તપની પ્રવૃત્તિનું કારણ કહું છું તે સાંભળો.) ૫૨

દ્રષ્ટિનો સંગ, મનનો સંગ, સંકલ્પ, જાગરણ, કૃશતા, પ્રીતિ, લજ્જાનો ત્યાગ, ઘેલછા, મૂર્છા, અને છેલ્લો અંત: આ દશ કામદેવની દશા છે તેમાં રહેલી કેટલીક દશાઓ ક્રમનો અનાદર કરીને જ ૭ શ્લોકથી જણાવે છે.

**इयं महेन्द्रप्रभृतीनधिश्रियश्चतुर्दिगीशानवमत्य मानिनी।**
**अरूपहार्यं मदनस्य निग्रहात्पिनाकपाणिं पतिमाप्तुमिच्छति ॥५३॥**

અભિમાનવાળી આ પાર્વતી, અત્યંત ઐશ્વર્યવાળા ઇન્દ્રાદિ ચાર દિશાઓના સ્વામિ(દિગ્પાળો)ને ત્યાગ કરીને કામદેવને જીતવાથી (અર્થાત્ અકામુક છે એ હેતુથી) સૌંદર્યથી વશ ન થાય તેવા પિનાકપાણિ-શંકર-ને

પતિરૂપે પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે. (આથી સંકલ્પાવસ્થા જણાવી.) ૫૩

**असह्यहुंकारनिवर्तितः पुरा पुरारिमप्राप्तमुखः शिलीमुखः ।
इमां हृदि व्यायतपातमक्षिणोद्विशीर्णमूर्तेरपि पुष्पधन्वनः ॥५४॥**

પુર્વે અસહ્ય (નહિં સહન કરવા લાયક) હુંકાર શબ્દથી પાછા ફરેલા અને તેથી શંકરને નહિં પામવારૂપ ફલવાળા, નાશ પામેલા શરીરવાળા પણ કામદેવનું બાણ, આ પાર્વતીને હૃદયમાં ઊંડું પેશીને ક્ષીણ કરતું હતું. (કોમળને સઘળે બાધ છે. એથી સર્ગ ૩ ના ૬૮ મા શ્લોક પ્રમાણે અહિં કહ્યું. ચક્ષુ, પ્રીતિ, મન, સોબત, એ અવસ્થાઓ અને પછીની અવસ્થાના ઉપયોગિતાથી નૂતનકાર્શ્ય અવસ્થા જણાવી છે.) ૫૪

**तदाप्रभृत्युन्मदना पितुर्गृहे ललाटिकाचन्दनधूसरालका ।
न जातु बाला लभते स्म निर्वृतिं तुषारसंघातशिलातलेष्वपि ॥५५॥**

તે દિવસથી અત્યંત વધેલા કામદેવવાળી અને લલાટમાં ચંદનવડે કરીને ધૂસર–ભૂરા થએલા કેશવાળી પાર્વતી, બાપને ઘેર કોઇ દિવસ હિમવાળી શિલાઓ ઉપર પણ સુખ પામી નહિં. ૫૫

**उपात्तवर्णे चरिते पिनाकिनः सबाष्पकण्ठस्खलितैः पदैरियम् ।
अनेकशः किंनरराजकन्यका वनान्तसंगीतसखीररोदयत् ॥५६॥**

શંકરના ચરિત્ર વિષે (ત્રિપુર વિજયાદિમાં) ક્રમપૂર્વક ગીતનો પ્રારંભ કરતાં આ પાર્વતી, બાષ્પવાળા એટલે ગદ્ગદ્ કંઠમાંથી નીકળતાં સ્ખલિત થતાં પદોવડે (સુપ્તિઙન્ત રૂપ પદવડે કરી) વનની મધ્યે ગાયનના નિમિત્તથી સખી થનારી કિન્નર લોકોની કન્યાઓને અનેકવાર રડાવતી હતી. (અર્થાત્ શંકરના ચરિત્રના ગાયનથી ઉત્પન્ન થએલા કામદેવના અત્યંત દુઃખવાળી થતી પાર્વતીને જોઇને કિન્નરીઓ પણ રડતી હતી. અહિં વર્ણસ્ખલનના લક્ષણની કાર્યોક્તિથી વારંવાર તેના કારણભૂત મૂર્છાવસ્થાનું પ્રાકટય જણાય છે અને બીજે પ્રકારે સખીઓનું રડવું તેની ઉક્તિ બારમી અવસ્થાના પક્ષમાં તો પ્રલાપાવસ્થા જણાય છે "**प्रलापो गुणकीर्तनम्**" ગુણનું કીર્તન તે પ્રલાપ એવી અલંકારિકા છે.) ૫૬

**त्रिभागशेषासु निशासु च क्षणं निमील्य नेत्रे सहसा व्यबुध्यत ।
क्व नीलकण्ठ व्रजसीत्यलक्ष्यवागसत्यकण्ठार्पितबाहुबन्धना ॥५७॥**

અને વળી ત્રણ પોહોરની રાત્રિઓથી બાકી રાત્રિઓમાં ક્ષણ માત્ર

નેત્રો મીંચીને અકસ્માત્ હે નીલકણ્ઠ! હે શંકર! ક્યાં જાઓ છો? એ પ્રકારે નહિ સમજાતી વાણિ બોલતી, મિથ્યા કંઠમાં હાથ નાંખતી પાર્વતી જાગતી હતી. (એકદમ જાગી ઉઠતી હતી. આથી જાગરણ અને ઉન્માદ એટલે ઘેલછા સૂચવી છે.) ૫૭

સ્વપ્નનું સાદૃશ્ય, પ્રતિકૃતિ (છબી) દર્શન, તેના અંગનો સ્પર્શ અને નામ એ ચાર વિયોગીનાં વિનોદ છે. તેમાં સ્વપ્નના સંદર્શનને કહીને પ્રતિકૃતિના દર્શનને જણાવે છે.

**યદા બુધૈઃ સર્વગતસ્ત્વમુચ્યસે ન વેત્સિ ભાવસ્થમિમં કથં જનમ્।**
**ઇતિ સ્વહસ્તોલ્લિખિતશ્ચ મુગ્ધયા રહસ્યુપાલભ્યત ચન્દ્રશેખરઃ ॥૫૮॥**

જ્યારે તમને વિદ્વાન્ પુરુષો સર્વવ્યાપી કહે છે, ત્યારે તમારે વિષે પ્રીતિ રાખનાર આ જનને (અર્થાત્ મને) કેમ જાણતા નથી? એ પ્રકારે મૂઢ પાર્વતીથી પોતાના હાથથી ચિત્રમાં આ લખેલા ચન્દ્રશેખર-શંકર, એકાન્તમાં એટલે સખિયો માત્રની સમક્ષ ઠપકો પામતા હતા. (અર્થાત્ પાર્વતી શંકરને ઠપકો દઇ કહેલા સમુચ્ચયને અર્થવાળી કરતી હતી; જ્યારે એકાન્તમાં એમ કહ્યું છે તો પણ સખીઓની સમક્ષ હોવાથી લાજનો ત્યાગ જણાય છે જ.) ૫૮

**યદા ચ તસ્યાધિગમે જગત્પતેરપશ્યદન્યં ન વિધિં વિચિન્વતી।**
**તદા સહાસ્માભિરનુજ્ઞયા ગુરોરિયં પ્રપન્ના તપસે તપોવનમ્ ॥૫૯॥**

જગતના પતિ શંકરની પ્રાપ્તિમાં બીજા ઉપાયને ખોળતી, જ્યારે બીજો ઉપાય નહિં જોતી હવી ત્યારે આ પાર્વતી પિતાની આજ્ઞાથી અમારી સાથે તપ કરવા સારૂ તપોવનમાં આવી છે. ૫૯

**દ્રુમેષુ સખ્યા કૃતજન્મસુ સ્વયં ફલં તપઃસાક્ષિષુ દૃષ્ટમેષ્વપિ।**
**ન ચ પ્રરોહાભિમુખોઽપિ દૃશ્યતે મનોરથોઽસ્યાઃ શશિમૌલિસંશ્રયઃ।૬૦।**

મારી સખિ-પાર્વતીયે, કરેલા જન્મવાળા (એટલે પોતે રોપેલા) તપના સાક્ષીરૂપ વૃક્ષોમાં પણ ફળ દીઠું; (ઉત્પન્ન થયું પરંતુ) પાર્વતીનો ચન્દ્રશેખર(શંકર)રૂપી મનોરથ તો ફુટતા અંકુરવાળો પણ દેખાતો નથી. (અર્થાત્ પોતે રોપેલા વૃક્ષને ફળ આવવા લાગ્યાં તો પણ પાર્વતીના મનોરથનો તો અંકુરોદય પણ નથી જણાતો ત્યારે ફળની તો આશા જ શી?) ૬૦

**ન વેદ્મિ સ પ્રાર્થિતદુર્લભઃ કદા સખીભિરસ્રોત્તરમીક્ષિતામિમામ્।**
**તપઃકૃશામભ્યુપપત્સ્યતે સખીં વૃષેવ સીતાં તદવગ્રહક્ષતામ્ ॥૬૧॥**

ઇચ્છા કર્યા છતાં પણ દુર્લભ તે દેવ–શંકર, તપવડે સૂકાએલી અને તેથી સખિયોએ આસુંવાળું થવાય તેમ જોવાતી આ અમારી સખિ–પાર્વતીને જેમ, અનાવૃષ્ટિથી–વગર વરસાદથી પીડાતી કૃષ પૃથ્વીને ઇન્દ્ર અનુગ્રહ કરે તેમ (શંકર) ક્યારે અનુગ્રહ કરશે ? (તે હું જાણુતી નથી.) ૬૧

**अगूढसद्भावमितीङ्गितज्ञया निवेदितो नैष्ठिकसुन्दरस्तया ।**
**अयीदमेवं परिहास इत्युमामपृच्छदव्यञ्जितहर्षलक्षणः ॥६२॥**

પાર્વતીના હૃદયને જાણુનારી તે સખીથી એ પ્રકારે સ્પષ્ટ અભિપ્રાય જાણનારા નૈષ્ઠિક (જીવતા સુધી બ્રહ્મચારી) વિલાસી, હર્ષ લક્ષણને પ્રગટ ન કરતાં શંકર, હે પાર્વતી! આ તારી સખીએ કહેલું સત્ય છે કે મશ્કરી છે ? એ પ્રકારે પાર્વતીને પૂછતા હવા. (અર્થાત્ શંકર, પાર્વતીને હર્ષનું ચિન્હ બતાવ્યા વિના પૂછવા લાગ્યા.) ૬૨

**अथाग्रहस्ते मुकुलीकृताङ्गुलौ समर्पयन्ती स्फटिकाक्षमालिकाम् ।**
**कथंचिदद्रेस्तनया मिताक्षरं चिरव्यवस्थापितवागभाषत ॥६३॥**

ત્યારપછી હિમાલય પર્વતની પુત્રી–પાર્વતી, જોડેલી (વાળેલી) આંગળિઓવાળા આગલા હાથમાં સ્ફાટિકની અક્ષરમાલાને ગ્રહણ કરતી, મહામહેનતથી ઘણે વખતે વાણીને બોલવા જેવી કરીને (એથી લાજનો ઉપરોધ જણાવ્યો છે.) જેમ પરિમિત વર્ણન થાય તેમ (અર્થાત્ થોડા અક્ષરથી) બોલતી હવી. ૬૩

શું બોલતી હવી તે જણાવે છે.

**यथा श्रुतं वेदविदां वर त्वया जनोयमुच्चैः पदलङ्घनात्सुकः ।**
**तपः किलेदं तदवाप्तिसाधनं मनोरथानामगतिर्न विद्यते ॥६४॥**

હે વેદ જાણુનારાઓમાં શ્રેષ્ઠ તમે જેવું જોઇએ તેવું સાંભળ્યું છે; (સાંભળેલું કહે છે–) આ જન–હું પોતે, શંકરના લાભરૂપ ઊંચા પદને ઉલ્લંઘન કરવાની ઇચ્છા કરે છે; આ તપ તે શંકરની પ્રાપ્તિમાં સાધનરૂપ આટલું જ તપ છે તે (અતિ તુચ્છ હોવાથી સાધક ન બને તેવું છે. તો ત્યાગ કરો એમ શંકા કરીને દુરાશા મને મુકતી નથી એ આશયથી જણાવે છે કે–) મનોરથોની ગતિ ન હોય એવું કંઈ નથી. (અર્થાત્ મનોરથોની ગતિ થાય છે જ. પોતાની શક્તિનો વિચાર કરીને મનોરથો પ્રવર્તતા નથી.) ૬૪

**अथाह वर्णी विदितो महेश्वरस्तदर्थिनी त्वं पुनरेव वर्तसे ।**
**अमङ्गलाभ्यासरतिं विचिन्त्य तं तवानुवृत्तिं न च कर्तुमुत्सहे ॥६५॥**

ત્યાર પછી બ્રહ્મચારી-શંકર, બોલતા હવા. (શું બોલ્યા તો કહે છે કે-) મહાદેવ જાણીતા છે. (હું મહાદેવને ઓળખુંછું. જે શંકરે તને પ્રથમ ભાગી ગએલા મનોરથવાળી કરી હતી.) ફરીને એટલે (તેના મહિમાને જાણે છે તો પણ) તું તેની ઇચ્છા રાખે છે; (અનુસરણમાં શો દોષ છે તો જણાવે છે-) આ મંગળ અભ્યાસ-આચાર-માં પ્રીતિવાળા શંકરને વિચારી તારી વૃત્તિને અનુસરવામાં ઉત્સાહ પામતો નથી. (અર્થાત્ હું તને અનુમતિ આપી શકતો નથી.) ૬૫

**अवस्तुनिर्बन्धपरे कथं नु ते करोऽयमामुक्तविवाहकौतुकः ।**
**करेण शंभोर्वलयीकृताहिना सहिष्यते तत्प्रथमावलम्बनम् ॥६६॥**

તુચ્છ વસ્તુમાં આગ્રહવાળી હે પાર્વતી! બાંધેલા વિવાહના દોરાવાળો તારો આ હાથ, કંકણરૂપ કરેલા સાપવાળા શંકરના હાથથી પ્રથમ થતા તે અવલમ્બનને (પરિચયવિના અત્યંત ભયંકર) કેમ સહન કરી શકશે? (અર્થાત્ શંકર પોતાના સર્પયુક્ત હાથથી તારા કોમળ હાથને ગ્રહણ કરશે તે તારા હાથ કોઇ દિવસ પણ સહન નહિ કરે. પ્રથમ જે ભાવિ છે તે જ દૂર છે મતલબ કે પ્રથમ હાથ ઝાલવો જ દુઃસહ છે.) ૬૬

**त्वमेव तावत्परिचिन्तय स्वयं कदाचिदेते यदि योगमर्हतः ।**
**वधूदुकूलं कलहंसलक्षणं गजाजिनं शोणितबिन्दुवर्षि च ॥६७॥**

હે પાર્વતી! તું પોતે જ તેટલું વિચાર કર કે, મધુર હંસના ચિન્હવાળું નવોઢાનું વસ્ત્ર અને રુધિરના બિન્દુને વરસાવતું (એટલે ભીનું) હસ્તીનું ચર્મ—હાથીનું ચામડું, આ બેઉનો સંબંધ કોઇ દિવસ પણ થાય? (એ તું જ વિચાર કર; લગ્ન વખતે વરકન્યાના વસ્ત્રની ગાંઠ બાંધે છે તો શંકરના લગ્નમાં વલ્કલ ધારણ કરનારના વસ્ત્રની ગાંઠ શી રીતે બંધાશે?) ૬૭

**चतुष्कपुष्पप्रकरावकीर्णयोः परोऽपि को नाम तवानुमन्यते ।**
**अलक्तकाङ्कानि पदानि पादयोर्विकीर्णकेशासु परेतभूमिषु ॥६८॥**

ઘરના પુષ્પસમૂહવાળા ચોકમાં મુકાતા (અર્થાત્ ફૂળથી ફેલાએલા દિવ્યભવનોની પૃથ્વીમાં ચાલવા યોગ્ય) તારા ચરણનાં લાક્ષારાગના ચિન્હવાળાં પગલાં, પથરાએલા (વેરાયલા) કેશવાળી શબની ભૂમિ (સ્મશાન)માં મુકવા શત્રુ પણ જરાએ અનુમતિ આપે! (અર્થાત્ આપે જ નહિ. શંકરના લગ્નથી સ્મશાન વિષે સાહચર્ય છે માટે તારે પણ અવશ્ય ત્યાં જવું પડશે.) ૬૮

अयुक्तरूपं किमतः परं वद त्रिनेत्रवक्षः सुलभं तवापि यत् ।
स्तनद्वयेऽस्मिन्हरिचन्दनास्पदे पदं चिताभस्मरजः करिष्यति ॥६९॥

શંકરનું વક્ષઃસ્થળ (આલિંગન) તને સુલભ છે; પરંતુ આલિંગનના લાભથી બીજું અઘટિત શું છે તે કહે? (એના જેવું બીજું અઘટિત કંઈ નથી.) કેમકે હરિચંદનના સ્થાનવાળા આ તારા સ્તનદ્વયમાં ચિતાની ભસ્મરૂપી રજ ચોંટશે. (અર્થાત્ શંકરના અંગની ભસ્મ પણ તારી હરિચંદનવાળી છાતીને ચોંટશે.) ૬૯

इयं च तेऽन्या पुरतो विडम्बना यदूढया वारणराजहार्यया ।
विलोक्य वृद्धोक्षमधिष्ठितं त्वया महाजनः स्मेरमुखो भविष्यति ।७०।

અને વળી આ તારૂં બીજું હસવા લાયક થશે (શું હસવા લાયક થશે તે જણાવે છે કે-) પરણ્યા પછી તું હાથીપર બેસવા લાયક થએલી તે વૃદ્ધ પોઠીઆપર બેસીશ તે જોઇ મોટા લોકો હસતા મુખવાળા બનશે. હસશે. (આ તારૂં બીજું હસવા જેવું થશે.) ૭૦

द्वयं गतं संप्रति शोचनीयतां समागमप्रार्थनया पिनाकिनः ।
कला च सा कान्तिमती कलावतस्त्वमस्य लोकस्य च नेत्रकौमुदी ।७१।

શંકરના સમાગમની ઇચ્છાકરનારથી હાલમાં બે જણાં શોક કરવાની યોગ્યતાને પામેલાં છે; એક તો કાન્તિવાળી ચન્દ્રની કળા અને લોકના નેત્રને આનંદ આપનારી બીજી તું. (અર્થાત્ તમે બેઉ કાન્તિવાળાં છતાં શંકરના સમાગમથી શોક કરવા યોગ્ય થશો.) ૭૧

'कन्या वरयते रूपं माता वित्तं पिता श्रुतम् ।
बान्धवाः कुलमिच्छंति मिष्टान्नमितरे जनः ॥'

કન્યા રૂપને ઇચ્છે છે, મા ધનને, બાપ ભણેલાને, ભાઇઓ કુળને અને બીજા પુરુષો સારા ભોજનની ઇચ્છા કરે છે; તો શંકરમાં તેમાંનું એકે પણ નથી એમ જણાવતાં કહે છે કે

वपुर्विरूपाक्षमलक्ष्यजन्मता दिगम्बरत्वेन निवेदितं वसु ।
वरेषु यद्बालमृगाक्षि मृग्यते तदस्ति किं व्यस्तमपि त्रिलोचने ।७२।

શરીર વિરૂપાક્ષ ત્રણ નેત્રવાળું છે, (એટલે સૌંદર્યવાર્તા પણ નથી,) જન્મ તો અલક્ષ્ય છે, (એટલે કુલ પણ જણાતું નથી) ધન, દિગમ્બર-

પણાથી જાણવું ( એટલે ધન પણ નથી ), ( જો ધન ન હોય તો દિગમ્બર કેમ થાય માટે નિર્ધન જ જાણવા, (**किंबहुना**) બહુ કહેવાથી શું ? ) માટે હે બાલ મૃગના સરખા નેત્રવાળી પાર્વતી ! વરને વિષે જે રૂપ, ધનાદિ ખોળાય છે તેમાંનું શંકરમાં એક પણ છે શું ? (નથી જ. એટલે બધાં તો ન હોય પણ એકે ય નથી. ) ૭૨

**निवर्तयास्माद्सदीप्सितान्मनः क्व तद्विधस्त्वं क्व च पुण्यलक्षणा ।**
**अपेक्ष्यते साधुजनेन वैदिकी श्मशानशूलस्य न यूपसत्क्रिया ॥७३॥**

આ અનિષ્ટ મનોરથથી મન પાછું ફેરવ; તેવા પ્રકારના તે ક્યાં અને પુણ્યચિન્હવાળી તું ક્યાં ? ( એ કારણ માટે તને યોગ્ય નથી.) સાધુ પુરુષોથી શ્મશાનના સોય્યામાં થાંભલાની ક્રિયા નથી ઇચ્છાતી. ( અર્થાત્ જેમ શ્મશાનશૂળમાં થાંભલાની ક્રિયા એટલે પશુના બંધનના સાધનભૂત ક્રિયા ઘટતી નથી તેમ તું પણ શંકરને યોગ્ય નથી. એટલે વિદ્વાનો જેમ શ્મશાનની શૂળને યૂપ-( જેને યૂપ કહેવામાં આવે છે તે ખદીરના લાકડાનો કે વાંસનો સ્તંભ હોય છે અને તે વધક્રિયા માટે શ્મશાનમાં દાટવામાં આવે છે તેને 'શ્મશાન શૂળ' કહેવામાં આવે છે. )-સ્તંભ કરવાનું ન ઇચ્છે તેમ તારે શંકરની ઇચ્છા ન કરવી જોઇએ. ) ૭૩

**इति द्विजातौ प्रतिकूलवादिनी प्रवेपमानाधरलक्ष्यकोपया ।**
**विकुञ्चितभ्रूलतमाहिते तया विलोचने तिर्यगुपान्तलोहिते ॥७४॥**

એ પ્રકારે દ્વિજ (બ્રહ્મચારી) શંકર, અવળું બોલ્યા ત્યારે કંપાયમાન હોઠવડે જણાતા ક્રોધવાળી તે પાર્વતીએ પ્રાન્ત ભાગમાં લાલ થએલા લોચનને વિષે કુટિલ ભ્રકુટીઓ થાય તે રીતે જોતી હવી. ( અર્થાત્ અનાદરથી પાર્વતી ભ્રૂભંગ સહિત વાંકુ જોતી હતી. ) ૭૪

**उवाच चैनं परमार्थतोहरं न वेत्सि नूनं यत एवमात्थ माम् ।**
**अलोकसामान्यमचिन्त्यहेतुकं द्विषन्ति मन्दाश्चरितं महात्मनाम् ॥७५॥**

ત્યાર પછી એ બ્રહ્મચારી-શંકર પ્રત્યે બોલતી હવી; પરમાર્થથી એટલે તત્ત્વથી તમે શંકરને જાણતા જ નથી એમ જણાય છે; તેનું કારણ એ જ કે તમે મારા પ્રત્યે આવું (ઉપર કહ્યું તેવું) બોલો છો. ( એટલે જો જાણતા હો તો એવું ઉલટું બોલો જ નહિં. અજ્ઞાનથી જ તમને આ શંકરનો દ્વેષ છે એમ જણાવે છે-) મૂર્ખ પુરુષો લોકમાં સામાન્ય નહિં તેવા (અસાધારણ) અને તેથી જેના હેતુઓ બીજાથી અચિન્ત્ય છે તેવા મહાત્માનાં ચરિત્રને

દોષિત કરે છે. (અર્થાત્ કારણના અજ્ઞાનથી દૂષણવાળા સમજે છે પરંતુ વિદ્વાનો તો "આમાં કંઇ પણ હેતુ હશે જ" એવું જાણી તેમનાં ચરિત્રોને ઘણું માન આપે છે.) ૭૫

હવે ૬૫ મા શ્લોકમાં જણાવેલા દોષનો નીચેના છ શ્લોકથી ઉત્તર આપે છે.

**विपत्प्रतीकारपरेण मङ्गलं निषेव्यते भूतिसमुत्सुकेन वा ।**
**जगच्छरण्यस्य निराशिषः सतः किमेभिराशोपहतात्मवृत्तिभिः ॥७६॥**

દુઃખનો નાશ કરવામાં તૈયાર થનારે અથવા ઐશ્વર્યની ઇચ્છા રાખનાર પુરુષે (એટલે અનિષ્ટને દૂર કરવાની અને ઇષ્ટને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ) ગંધમાલ્યાદિ સારી વસ્તુ સેવન કરાય પરંતુ જગતને શરણરૂપ અને આશા વિનાના શિવની તૃષ્ણાથી દૂષિત થએલી આત્મવૃત્તિવાળાં (અંતઃકરણની વૃતિવાળાં) મંગળોથી શું? (અર્થાત્ સકામીને ગંધ પુષ્પાદિ કામના છે પણ નિષ્કામીને તો તે કેવળ નિરુપયોગી છે.) ૭૬

**अकिंचनः सन्प्रभवः स संपदां त्रिलोकनाथः पितृसद्मगोचरः ।**
**स भीमरूपः शिव इत्युदीर्यते न सन्ति याथार्थ्यविदः पिनाकिनः ।७७।**

તે શંકર, કંઇ પણ ધન વિનાના-દરિદ્રી છે તો પણ ધનને ઉત્પન્ન કરતાર છે; શ્મશાનમાં રહે છે તો પણ ત્રણ લોકના ધણી છે; તે શંકર, ભયંકરરૂપવાળા છે છતાં શિવ છે; (સૌમ્યરૂપ છે) એમ કહેવાય છે; માટે શંકરના તત્ત્વને યથાર્થ જાણનાર કોઇ નથી) લોકોત્તર મહિમાથી નિર્લેપનું કોઇ પણ સ્થાન દોષ માટે નથી એથી સર્ગ ૫ મા ના ૬૬ મા શ્લોકમાં જણાવેલા દોષનો પરિહાર કર્યો છે.) ૭૭

શંકરનું લૌકિક કે અલૌકિક પ્રસાધન શણગાર નથી એવા આશયથી જણાવે છે કે—

**विभूषणोद्भासि पिनद्धभोगि वा गजाजिनालम्बि दुकूलधारि वा ।**
**कपालि वा स्यादथवेन्दुशेखरं न विश्वमूर्तेरवधार्यते वपुः ॥७८॥**

વિશ્વમૂર્તિ-અષ્ટ મૂર્તિ—શંકરનું શરીર, ભૂષણોથી શોભનારૂં હોય; અથવા સાપને ધારણ કરનારૂં હોય; અથવા હાથીના ચામડાવાળું હોય; અથવા દુકૂલ ધારણ કરનારૂં હોય; અથવા બ્રહ્મકપાળવાળું-કપાળવાળું હોય કે માથા ઉપર ચન્દ્રવાળું પણ હોય; કેવું હોય તેનો નિશ્ચય કરી શકાતો નથી. (અર્થાત્

સર્વે સંભવે છે. આ સર્ગ ૫ માના ૬૭ મા શ્લોકમાં કહેલા પ્રત્યે કહેલું છે એમ જાણવું. ) ૭૮

હવે સર્ગ ૫ મા ના ૬૯ મા શ્લોકમાં કહેલા પ્રત્યે કહે છે કે—

**तदङ्गसंसर्गमवाप्य कल्पते ध्रुवं चिताभस्मरजो विशुद्धये ।**
**तथाहि नृत्याभिनयक्रियाच्युतं विलिप्यते मौलिभिरम्बरौकसाम् ॥७९॥**

તે શંકરના અંગના સંસર્ગને પામીને ચિતાની ભસ્મરૂપા રજ શુદ્ધિને માટે જ છે એમ નક્કી જાણવું. ( પ્રમાણસિદ્ધ છે તો પ્રમાણને જણાવે છે કે–) કારણ પ્રસિદ્ધ જ છે કે–તાણ્ડવનૃત્યમાં ચેષ્ટા કરવારૂપી ક્રિયાથી ખરી પડેલી (ચિતાની ભસ્મરૂપી ) રજ દેવ લોકોના માથાથી ધારણ કરાય છે. ( અર્થાત્ અશુદ્ધ હોય તો ઇન્દ્રાદિ દેવ કેમ ધારણ કરે ? એ અનુમાન અથવા પ્રમાણ છે. ) ૭૯

**असंपदस्तस्य वृषेण गच्छतः प्रभिन्नदिग्वारणवाहनो वृषा ।**
**करोति पादावुपगम्य मौलिना विनिद्रमन्दाररजोरुणाङ्गुली ॥८०॥**

મદનો સ્રાવ કરનારી દિશાના હાથીરૂપી વાહનવાળો ( ઐરાવતાદિ હાથીપર બેસનાર) ઇન્દ્ર, સંપત્તિ વિનાના પોઠીઆપર બેશીને ચાલનારા તે શંકરના બે ચરણને માથાથી નમીને ખીલેલાં કલ્પવૃક્ષનાં પુષ્પના પરાગથી રાતી આંગળીઓવાળા કરે છે; ( અર્થાત્ દિશારૂપી હાથીપર બેસનાર ઇન્દ્રાદિ દેવોને પણ નમવા યોગ્ય શંકરને સંપત્તિઓથી શું અથવા પોઠીઆપર બેસવામાં દોષ પણ શો છે ? ) ૮૦

હવે સર્ગ ૫ માના ૭૨ મા શ્લોકમાં " अलक्ष्यजन्मता " એ પ્રકારે કહ્યું તેના ઉત્તરમાં જણાવે છેઃ–

**विवक्षता दोषमपि च्युतात्मना त्वयैकमीशं प्रति साधु भाषितम् ।**
**यमामनन्त्यात्मभुवोऽपि कारणं कथं स लक्ष्यप्रभवो भविष्यति ॥८१॥**

નષ્ટસ્વભાવવાળા અને તેથી દોષને કહેવાની ઇચ્છા રાખનારા પણ તમે શંકર પ્રત્યે એક વચન સારૂં કહ્યું છે તે એ કે જે શંકરને બ્રહ્માનું પણ કારણ વિદ્વાન્ લોકો કહે છે; તો તે શંકર જણાતા જન્મવાળા શી રીતે બની શકે. ( અર્થાત્ અનાદિથી નિધન–અનાદ્યન્ત શંકરના જન્મની શંકારૂપ કલંક જોવા યોગ્ય નથી. ) ૮૧

**अलं विवादेन यथा श्रुतस्त्वया तथाविधस्तावदशेषमस्तु सः ।**
**ममात्र भावैकरसं मनः स्थितं न कामवृत्तिर्वचनीयमीक्षते ॥८२॥**

અથવા આટલા વિવાદથી ઘણું છે, તમેં જે પ્રકારે તે શંકર સાંભળેલા છે એ સમગ્ર તે પ્રકારે ભલે હોય; તમારૂં કહેવું ખરૂં હશે પરંતુ મારૂં મન તો તે શંકરમાં શૃંગાર ભાવના અદ્વિતીય રસના સ્વાદમાં રહેલું છે. કારણ કે ઇચ્છાપૂર્વક ચાલનાર પુરુષ ખામી—અયોગ્ય સોબતના અપવાદ—ને જોતો નથી. (અર્થાત્ પોતાની ઇચ્છાપૂર્વક વર્તનાર પુરુષ લોકોના અપવાદથી ભય પામતો નથી.) ૮૨

**निवार्यतामालि किमप्ययं बटुः पुनर्विवक्षुः स्फुरितोत्तराधरः ।**
**न केवलं यो महतोऽपभाषते शृणोति तस्मादपि यः स पापभाक् ॥८३॥**

હે આલિ—હે સખિ! સ્ફુર્ણાયમાન થતા હોઠવાળા આ બ્રહ્મચારી કંઇક પણ બોલવાની ઇચ્છા કરે છે માટે તેને રોક; (ત્યારે બોલવા કેમ દેતી નથી તો કહે છે કે) જે પુરુષ, પૂજ્ય પુરુષોને અપવાદ આપે છે તે પોતે એકલો પાપી થતો નથી પણ તેનું જે સાંભળે છે તે પણ પાપી થાય છે. (અહિં સ્મૃતિ છે કે—**गुरोः प्राप्तः परीवादो न श्रोतव्यः कथंचन । कर्णौ तत्र पिधातव्यौ गन्तव्यं वा ततोऽन्यतः**"॥ ગુરુને પ્રાપ્ત થએલો અપવાદ કદી પણ સાંભળવો નહિં ત્યાં કાનને ઢાંકી દેવા અગર ત્યાંથી બીજે જતા રહેવું.) ૮૩

હવે દૂર જવાના પક્ષને સ્વીકારે છે

**इतो गमिष्याम्यथवेति वादिनी चचाल बाला स्तनभिन्नवल्कला ।**
**स्वरूपमास्थाय च तां कृतस्मितः समाललम्बे वृषराजकेतनः ॥८४॥**

અહિંથી બીજે જાઉંછું, એમ બોલતી (ચાલવાના વેગને લીધે) સ્તનથી ખશી જતા વસ્ત્રવાળી તે બાલા—પાર્વતી, ચાલવા મંડી; વૃષભના ચિહ્નવાળા શંકર પોતાના રૂપને પ્રગટ કરી હશી પડીને પાર્વતીને ઝાલતા હવા. ૮૪

**तं वीक्ष्य वेपथुमती सरसाङ्गयष्टिर्निक्षेपणाय पदमुद्धृतमुद्वहन्ती ।**
**मार्गाचलव्यतिकराकुलितेव सिंधुः शैलाधिराज तनया न ययौ न तस्थौ ।**

તે દેવ—શંકર—ને જેઇને કંપતી, પરસેવાવાળા શરીરવાળી (મહાદેવના દર્શનથી પાર્વતીનું સાત્ત્વિકપણું કહ્યું) અને બીજા સ્થાનમાં મુકવા માટે ઉપાડેલા પગ ધારણ કરતી પાર્વતી, માર્ગમાં પર્વતના રોકાણથી ભ્રમવાળી નદી કરે તેમ (લાજથી) ચાલી નહિ તેમ ઉભી પણ રહી નહિ. (આ શ્લોકોમાં વસન્તતિલકાવૃત્ત છે.) ૮૫

अद्य प्रभृत्यवनताङ्गि तवास्मि दासः
क्रीतस्तपोभिरिति वादिनि चन्द्रमौलौ ।
अह्नाय सा नियमजं क्लममुत्ससर्ज
क्लेशः फलेन हि पुनर्नवतां विधत्ते ॥ ८६ ॥

ચન્દ્રમૌલિ ( શંકર ) હે નમ્ર અંગવાળી પાર્વતી, આજથી તારા તપવડે વેચાયલો હું તારો દાસ છું, એમ બોલ્યા કે-તે પાર્વતી વેગથી તપને લીધે ઉત્પન્ન થએલા ક્લેશને તજી દેતી હવી. ( અર્થાત્ શંકર એમ બોલ્યા એટલે પાર્વતીનો ક્લેશ તત્કાળ દૂર થયો. ) ક્લેશ ફલસિદ્ધિથી ફરીને નવાપણાને પામે છે જ. ( અર્થાત્ ફળસિદ્ધિ પછી ક્લેશ નવો જ-નવા સ્વરૂપવાળો જ લાગે છે. એટલે સફળ થએલો ક્લેશ, ક્લેશ નથી પણ આનંદરૂપ છે.)૮૬

इति श्रीकालिदासकृतौ महाकाव्ये कुमारसंभवे पञ्चमः सर्गः ॥५॥

## સર્ગ ૬ ઠ્ઠો.

अथ विश्वात्मने गौरी संदिदेश मिथः सखीम् ।
दाता मे भूभृतां नाथः प्रमाणीक्रियतामिति ॥१॥

હવે શંકરનો અનુગ્રહ થયા પછી ગૌરી-પાર્વતી વિશ્વના આત્મા શંકરને એકાન્તમાં પોતાની સખીને સંદેશો લેઇને મોકલતી હવી; પર્વતોનો નાથ ( હિમાલય ) મને આપનાર થાય-કન્યાદાન કરે એવું સ્વીકારો. ( અર્થાત્ મારા પિતા હિમાલય, તમને મારૂં દાન આપે તો ઠીક એવી મારી ઇચ્છા છે કેમકે-પિતાએ આપેલીનું મારૂં પરિગ્રહણ કરો એ મને મોટા અનુગ્રહ રૂપ છે. એવું પાર્વતીએ પોતાની સખી પાસે એકાન્તમાં મહાદેવને કહેવરાવ્યું )૧

तया व्याहृतसंदेशा सा बभौ निभृता प्रिये ।
चूतयष्टिरिवाभ्यासे मधौ परभृतोन्मुखी ॥२॥

તે સખીએ પહોંચાડેલા સંદેશાવાળી અને તેથી શંકર પ્રત્યે નિશ્ચલ ચિત્તવાળી થએલી તે ગૌરી-પાર્વતી, વસન્તઋતુમાં સ્થિર અને કોયલવડે બોલતી ( કોયલાના મુખથી બોલતી ) આંબાના ઝાડની શાખા શોભે તેમ

સમીપમાં ( પાર્વતી ) શોભતી હવી. એટલે જ્યારે શિવને પાર્વતીની સખી સ્હેજ વેગળે લઈ જઈ સંદેશો કહેતી હતી ત્યારે પાર્વતી સ્થિર થઈ શિવ તરફ નિશ્ચળ ચિત્તે જોતી ઉભી હતી તે આમ્રવૃક્ષની સ્થિર શાખા જેવી દેખાતી હતી અને સખી બોલતી કોયલના જેવી શોભતી હતી. ૨

स तथेति प्रतिज्ञाय विसृज्य कथमप्युमाम् ।
ऋषिञ्ज्योतिर्मयान्सप्त सस्मार स्मरशासनः ॥३॥

તે કામદેવને શિક્ષા કરનાર શંકર, 'તમારા કહ્યા પ્રમાણે કરીશ' એમ પ્રતિજ્ઞા કરીને (ગાઢ પ્રીતિ હોવાથી ) પાર્વતીને મહા મહેનતથી છોડીને, તેજરૂપ સાત (અંગિરાદિ) ઋષિઓને સંભારતા હવા. (અર્થાત્ શંકરે સાત ઋષિઓનું સ્મરણ કર્યું. ) ૩

ते प्रभामण्डलैर्व्योम द्योतयन्तस्तपोधनाः ।
सारुन्धतीकाः सपदि प्रादुरासन्पुरः प्रभोः ॥४॥

તે તપરૂપી જ ધનવાળા અંગિરાદિ સાત ઋષિઓ કાન્તિસમૂહથી આકાશને પ્રકાશિત કરતા ( અર્થાત્ જેના આવવાથી આકાશ શોભવા લાગ્યું એવા ) અરુન્ધતી સાથે એકદમ શંકરની પાસે પ્રગટ થતા હવા. ૪

આ પછીના છ શ્લોકવડે કરીને તે અંગિરાદિ સાત ઋષિઓને વર્ણવે છે.

आप्लुतास्तीरमन्दारकुसुमोत्किरवीचिषु ।
व्योमगङ्गाप्रवाहेषु दिङ्नागमदगन्धिषु ॥५॥

( તે ઋષિઓ ) કાંઠા ઉપરનાં મન્દાર વૃક્ષોનાં પુષ્પોને ફેંકનાર તરંગોવાળા, અને દિશાના હાથીના મદની સુગન્ધીવાળા, આકાશની ગંગાના પ્રવાહોમાં સ્નાન કરેલા-નાએલા). ૫

मुक्तायज्ञोपवितानि बिभ्रतो हैमवल्कलाः ।
रत्नाक्षसूत्राः प्रव्रज्यां कल्पवृक्षा इवाश्रिताः ॥६॥

મોતીમય યજ્ઞોપવીત-જનોઈ ધારણ કરેલા, સુવર્ણમય-સોનાના વલ્કલવાળા, રત્નમય-રત્નવાળી સ્ફાટિકમણિની માળાવાળા. ચતુર્થાશ્રમ-વાનપ્રસ્થ-ને ધારણ કરનારા અને કલ્પવૃક્ષ જેવા; (ચતુર્થાશ્રમવાચિ પ્રવ્રજ્ય શબ્દથી વાનપ્રસ્થાશ્રમ જાણવો. ) ૬

अधःप्रस्थापिताश्वेन समावर्जितकेतुना ।
सहस्ररश्मिना साक्षात्सप्रणाममुदीक्षिताः ॥७॥

નીચા ભાગમા રાખેલા ઘોડાવાળા ( કેમકે સૂર્યમંડળ ઉપર સાત ઋષિ-

ઓતું મંડલ છે માટે ) અને નમેલી ધ્વજાવાળા સૂર્યે સાક્ષાત્પ્રણામપૂર્વક જોએલા ( અર્થાત્ સૂર્યનારાયણને પણ ઉપાસના કરવા યોગ્ય. ) ૭

**आसक्तबाहुलतया सार्धमुद्धृतया भुवा।**
**महावराहदंष्ट्रायां विश्रान्ताः प्रलयापदि ॥८॥**

( વળી તે મુનિઓ કેવા હતા કે ) પ્રલયકાળના સંકટમાં મહાવરાહની દાઢમાં મજબૂત વળગાડેલી કરેલી બાહુ લતાવાળી અને તેથી (દાઢથી) ઉંચી થએલી પૃથ્વીની સાથે મહાવરાહની દાઢમાં વિશ્રામ પામેલા ( અર્થાત્ મહાપ્રલય વખતે પણ નાશ વિનાના એટલે મહાવરાહની દાઢને ઝાલીને મહાવરાહની સાથે પૃથ્વી પાણીથી બહાર આવી હતી ત્યારે પણ આ સપ્તર્ષિઓ તેની ઉપર રહેલા હતા. ) ૮

**सर्गशेषप्रणयनाद्विश्वयोनेरनन्तरम् ।**
**पुरातनाः पुराविद्भिर्धातार इति कीर्तिताः ॥९॥**

બ્રહ્માની પછી ( બ્રહ્માએ સૃજેલી સૃષ્ટિથી ) બાકી રહેલી સૃષ્ટિને સરજવાથી, પુરાણને જાણનાર ( વ્યાસાદિઓએ ) " પુરાતન બ્રહ્મા " એ પ્રકારે કહેલા. ૯

**प्राक्तनानां विशुद्धानां परिपाकमुपेयुषाम् ।**
**तपसामुपभुञ्जानाः फलान्यपि तपस्विनः ॥१०॥**

પુરાતની ( બીજા જન્મમાં ઉત્પન્ન થએલા ) નિર્મળ ફળના સન્મુખપણાને પામેલા અને તપના ફલોને ભોગવનારા છતાં પણ તપસ્વી–( પ્રારબ્ધ ને ભોગવતા છતાં નિઃસ્પૃહી રહેતા. ) ૧૦

**तेषां मध्यगता साध्वी पत्युः पादार्पितेक्षणा ।**
**साक्षादिव तपःसिद्धिर्बभासे बह्वरुन्धती ॥११॥**

તે અંગિરાદિ ઋષિઓની મધ્યે રહેલી સાધ્વી–પતિવ્રતા, પતિ–વશિષ્ઠના ચરણોમાં અર્પણ કરેલી દૃષ્ટિવાળી અરુન્ધતી જેમ, સાક્ષાત્ (પ્રત્યક્ષ) તપની સિદ્ધિ શોભે તેમ ( ઋષિઓની મધ્યે ) અત્યંત શોભતી હતી. ૧૧

**तामगौरवभेदेन मुनींश्चापश्यदीश्वरः ।**
**स्त्रीपुमानित्यनास्थैषा वृत्तं हि महितं सताम् ॥१२॥**

શંકર, તે અરુન્ધતીને અને અંગિરાદિ ઋષિઓને સમાન ભાવથી જોતા હવા; ( એટલે સ્ત્રીપુરુષના અભેદભાવથી જોવા લાગ્યા. એ અવિવેક નથી એમ જણાવતાં કહે છે કે ) જે કારણથી સ્ત્રી, પુરુષ એ પ્રકારનો ભેદ

જોવા લાયક નથી પરંતુ સાધુ પુરુષનું ચરિત્ર જ ના ગુણો જ પૂજવા યોગ્ય છે. ("**गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः।**" ગુણવાન પુરુષોના ગુણો જ પૂજાનું સ્થાન છે—અર્થાત્ પૂજવા યોગ્ય છે, કંઈ તેમનાં ચિહ્ન કે ઉમ્મર પૂજવા યોગ્ય નથી. ) ૧૨

**तद्दर्शनादभूच्छंभोर्भूयान्दारार्थमादरः।**
**क्रियाणां खलु धर्म्याणां सत्पत्न्यो मूलकारणम् ॥१३॥**

તે અરુન્ધતીનું દર્શન થવાથી, શંકરને દારા માટે—સ્ત્રીને માટે અત્યંત આદર થતો હવો; ( સ્ત્રીઓ ક્યાં ઉપયોગી થાય છે તે જણાવતાં કહે છે કે–) ધર્મથી નહિ ભ્રષ્ટ થએલી યાગાદિ ક્રિયાઓનું (ધર્મનાં કર્મોનું) મૂળ કારણ પતિવ્રતા સ્ત્રીઓ જ છે. ( અર્થાત્ ધર્મક્રિયા કરવામાં મૂળ સાધન-ભૂત સન્નારીઓ જ છે. ) ૧૩

**धर्मेणापि पदं शर्वे कारिते पार्वतीं प्रति।**
**पूर्वापराधभीतस्य कामस्योच्छ्वासितं मनः ॥१४॥**

ધર્મથી પણ શંકર, પાર્વતી પ્રત્યે સ્થાન કરતા થયા ત્યારે, પ્રથમના અપરાધથી ભય પામેલા કામદેવનું મન ફરીને જીવનના અવકાશવાળું થયું. (અર્થાત્ ધર્મને લીધે શર્વે પાર્વતી ઉપર પ્રીતિ કરી ત્યારે પ્રથમ શિક્ષા પામેલા કામદેવનું મન પુનર્જીવનની આશાવાળું બન્યુ. ) ૧૪

**अथते मुनयः सर्वे मानयित्वा जगद्गुरुम्।**
**इदमूचुरनूचानाः प्रीतिकण्टकि तत्वचः ॥१५॥**

ત્યાર પછી, અંગ સાથે વેદને કહેનાર અને પ્રીતિ વડે રોમાંચયુક્ત ચામડીવાળા તે સર્વ ઋષિઓ, જગતના ગુરુ( શંકર )નું પૂજન કરીને નીચે પ્રમાણે બોલતા હવા. ૧૫

**यद्ब्रह्म सम्यगाम्नातं यदग्नौ विधिना हुतम्।**
**यच्च तप्तं तपस्तस्य विपक्वं फलमद्य नः ॥१६॥**

જે સારી રીતે વેદાધ્યયન કરેલું છે, જે અગ્નિમાં વિધિપૂર્વક હોમેલું છે, અને જે ચાન્દ્રાયણાદિ તપ કરેલું છે તે સર્વનું ફળ આજ અમને પ્રાપ્ત થયું.૧૬

તે જ ફળને જણાવે છે કે—

**यदध्यक्षेण जगतां वयमारोपितास्त्वया।**
**मनोरथस्याविषयं मनोविषयमात्मनः ॥१७॥**

કારણ કે-જગતના અધ્યક્ષ (અધિપતિ) એવા તમારાથી અમે, મનોરથથી ન જાણી શકાય એવા (તમારા) પોતાના મનના વિષય બન્યા છીએ (એ જ ફળ અમને પ્રાપ્ત થયું. સકલ જગત્ જેને શોધે એવા શંકરના પણ અમે શોધવા યોગ્ય થયા છીએ એ જ અમારો પરમ ઉત્કૃષ્ટ છે એમ અમે માનીએ છીએ.) ૧૭

તેજ ઉપપાદન કરે છે.

**यस्य चेतसि वर्तेथाः स तावत्कृतिनां वरः।**
**किं पुनर्ब्रह्मयोनेर्यस्तव चेतसि वर्तते ॥१८॥**

જે પુરુષના ચિત્તમાં તમે રહેલા છો, તે પુરુષ કૃતાર્થ પુરુષોમાં શ્રેષ્ઠ છે. (અર્થાત્ જે પુરુષ તમને સંભારે છે તે કૃતાર્થ જ છે.) બ્રહ્માના અથવા વેદના કારણ એવા તમારા ચિત્તમાં જે રહેલા છે (અર્થાત્ તમે જેને સંભારોછો) તેને માટે તો પછી કહેવું જ શું? (તે તો કૃતાર્થ પુરુષોમાં શ્રેષ્ઠ કહેવાય જ. એટલે જે તમને સંભારે છે તે કૃતાર્થ પુરુષોમાં શ્રેષ્ઠ કહેવાય તો તમે જ જાતે જેને સંભારો તેતો તેવો કહેવાય જ એમાં શું કહેવું?) ૧૮

**सत्यमर्काच्च सोमाच्च परमध्यास्महे पदम्।**
**अद्य तूच्चैस्तरं ताभ्यां स्मरणानुग्रहात्तव ॥१९॥**

સૂર્યથી અને ચન્દ્રથી ઊંચા સ્થાન પ્રત્યે (અમે) રહીએ છીએ તે સત્ય છે; હાલમાં તો તમે કરેલા સ્મરણ (અનુગ્રહ) રૂપી કૃપાથી, સૂર્યચન્દ્ર કરતાં અત્યંત ઊંચા સ્થાનમાં (રહેલા છીએ.) ૧૯

**त्वत्संभावितमात्मानं बहु मन्यामहे वयम्।**
**प्रायः प्रत्ययमाधत्ते स्वगुणेषूत्तमादरः॥२०॥**

અમો, તમોએ સત્કાર કરેલા પોતાને (અમને) અત્યંત અધિક માનીએ છીએ; કેમકે-સત્પુરુષે કરેલો સત્કાર, પોતાના ગુણોમાં બહુ જ વિશ્વાસ ઉત્પન્ન કરે છે. (અર્થાત્ સર્વને પણ મોટા પુરુષનો પરિગ્રહ જ (સત્કાર) પૂજ્યતાનું કારણ છે.) ૨૦

**या नः प्रीतिर्विरूपाक्ष त्वदनुध्यानसंभवा।**
**सा किमावेद्यते तुभ्यमन्तरात्मासि देहिनाम् ॥२१॥**

હે વિરૂપાક્ષ! (હે શંકર!) તમારા ધ્યાનથી ઉત્પન્ન થએલી અમારી જે પ્રીતિ તે તમોને શા માટે જણાવવી જોઇએ? કારણકે પ્રાણીઓના (તમે)

અન્તર્યામી છો. અર્થાત્ સર્વના સાક્ષી તમે અમારી પ્રીતિ જણાવ્યા વગર પણ જાણો જ. જેથી જાણેલાને જણાવવું એ સંભવતું નથી.) ૨૧

**साक्षाद्दृष्टोऽसि न पुनर्विद्मस्त्वां वयमञ्जसा।**
**प्रसीद कथयात्मानं न धियां पथि वर्तसे॥२२॥**

(હે દેવ!) સાક્ષાત્ (તમને) જોયા પરંતુ તત્ત્વથી તો તમને અમે જાણતા નથી. (દૃશ્યમાન્ રૂપતું અતાત્ત્વિકપણું હોવાથી) માટે પ્રસન્ન થાઓ, અને પોતાનું તત્ત્વસ્વરૂપ કહો. (સુબોધ નથી કહ્યો એમ જણાવે છે) કારણ કે બુદ્ધિના માર્ગમાં (તમે) રહ્યા નથી, અર્થાત્ તમો બુદ્ધિથી જણાઓ એવા નથી. માટે તમો તમારા તત્ત્વ રૂપને કહેવા યોગ્ય છો.) ૨૨

" તાત્ત્વિક રૂપ આવું, દૃશ્યમાન ન છતાં પણ તે રૂપને તત્ત્વથી નિરૂપણ કરવા સમર્થ છો એમ જણાવતાં કહે છે કે—

**किं येन सृजसि व्यक्तमुत येन बिभर्षि तत्।**
**अथ विश्वस्य संहर्ता भागः कतम एष ते॥२३॥**

(હે દેવ!) આ દેખાય છે તે તમારી મૂર્તિ છે કે શું? કે જે ભાગથી (જે મૂર્તિથી) વ્યક્તને-પ્રપંચને સૃજો છો એટલે બનાવો છો (એવી જે મૂર્ત્તિથી) તે પ્રપંચને (જગતને ધારણ કરો છો, પાળો છો (તે તમારી મૂર્તિ છે?) અથવા જે ભાગ-મૂર્તિ, વિશ્વનો નાશ કરે છે (તે તમારી મૂર્ત છે? (અર્થાત્ બ્રહ્મા, વિષ્ણુ અને શંકરમાં આ કયો ભાગ છે. કઈ મૂર્ત્તિ છે? તે કહો.) ૨૩

આ શંકર છે એ પ્રકારે નિશ્ચય છતાં કેમ સંશય થાય છે તેના ઉત્તરમાં જણાવે છે.

**अथवा सुमहत्येषा प्रार्थना देव तिष्ठतु।**
**चिन्तितोपस्थितांस्तावच्छाधि नः करवाम किम्॥२४॥**

(અથવા હે દેવ!) અત્યંત મોટી (ગૂઢ માટે અત્યંત દુર્લભ) પોતાના રૂપના નિરૂપણની પ્રાર્થના પડી રહો, પરંતુ ચિન્તવનથી પ્રાપ્ત થએલા (આવેલા) અમને આજ્ઞા કરો, (અમે) શું કરીએ? (અર્થાત્ અપ્રસ્તુત આટલાથી પરિપૂર્ણ છે પરંતુ તે ચાલતા કાર્યમાં અમારો નિયોગ કરો-અમોને કામ બતાવો.) ૨૪

**अथ मौलिगतस्येन्दोर्विशदैर्दशनांशुभिः।**
**उपचिन्वन्प्रभां तन्वीं प्रत्याह परमेश्वरः॥२५॥**

ત્યાર પછી પરમેશ્વર, ( શંકર ) માથામાં રહેલા ચન્દ્રની સૂક્ષ્મ કાન્તિને નિર્મળ દાંતના કિરણોથી વધારતા બોલતા હવા. ૨૫

**विदितं वो यथा स्वार्था न मे काश्चित्प्रवृत्तयः ।**
**ननु मूर्तिभिरष्टाभिरित्थंभूतोऽस्मि सूचितः ॥ २६ ॥**

( હે ઋષિઓ ) મારો કોઇ પણ વ્યાપાર સ્વાર્થી નથી તે તમે જાણો છો; ( પારકા ઉદ્યોગમાં પ્રમાણ જણાવે છે. ) આઠ મૂર્તિથી આ પ્રકારનો હું છું તે ( પણ તમે ) જાણો છો. ( અર્થાત્ મારી પોતાની મૂર્તિની ચેષ્ટાથી જ પારકાનો કે પોતાનો અર્થ અનુમાન કરવા યોગ્ય છે. ) ૨૬

**सोऽहं तृष्णातुरैर्वृष्टिं विद्युत्वानिव चातकैः ।**
**अरिविप्रकृतैर्देवैः प्रसूतिं प्रतियाचितः ॥ २७ ॥**

પારકાના અર્થની-પરોપકારની વૃત્તિવાળો હું ( મારી ) જેમ તૃષ્ણાથી આતુર-પીડાતા ચાતક પક્ષીઓ વરસાદ માટે મેઘની યાચના કરે તેમ, શત્રુએ પીડા કરેલા દેવલોકોથી પુત્રોત્પત્તિ ( કાર્તિકેયસ્વામિની ઉત્પત્તિ ) માટે યાચના કરાયો છું ( દેવોએ મારી પાસે માગણી કરી છે. ) ૨૭

**अत आहर्तुमिच्छामि पार्वतीमात्मजन्मने ।**
**उत्पत्तये हविर्भोक्तुर्यजमान इवारणिम् ॥ २८ ॥**

તેટલા માટે પુત્ર ઉત્પન્ન કરવા સારૂ પાર્વતીને, જેમ યજમાન, હુતદ્રવ્યને ખાનાર અગ્નિની ઉત્પત્તિ માટે અરણિ ( મંથન કરવાના અરણિના કાષ્ઠ)ને ગ્રહણ કરવાની ઇચ્છા કરે તેમ, ગ્રહણ કરવાની (હું) ઇચ્છા કરૂંછું.૨૮

**तामस्मदर्थे युष्माभिर्याचितव्यो हिमालयः ।**
**विक्रियायै न कल्पन्ते संबन्धाः सदनुष्ठिताः ॥ २९ ॥**

અમારા પ્રયોજનના નિમિત્ત માટે તમોએ તે પાર્વતી સારૂ હિમાલયને યાચવો જોઇએ; ('એ આવશ્યક છે એમ જણાવતાં કહે છે કે-) સત્પુરુષોએ રચેલા ( યાનાદિ ) સંબંધો વિકાર માટે સમર્થ નથી. અર્થાત્ વિકાર પામતા નથી. ) ૨૯

" હું લોભથી સ્ત્રીની ઇચ્છા કરતો નથી પણ દેવલોકોના ઉપકાર માટે ઇચ્છુંછું. વિદ્યમાન સમગ્ર દેવલોકોમાં હિમાલય પર્વતની કન્યા ( પાર્વતી ) ને પરણવાની ઇચ્છા કેમ થઇ એમ કહેતા હોવ તો આ વિષયમાં " હિમાલય વખાણવા યોગ્ય સંબંધવાળો છે, એટલે હિમવાન મારે સંબંધ કરવા યોગ્ય છે." એમ જણાવતાં કહે છે કે—

**उन्नतेन स्थितिमता धुरमुद्वहता भुवः ।**
**तेन योजितसंबन्धं वित्त मामप्यवञ्चितम् ॥३०॥**

મોટા ( ઊંચા બીજા અર્થમાં પ્રસિદ્ધ ) પ્રતિષ્ઠાવાળો અને પૃથ્વીના ભારને ધારણ કરનાર એવા તે હિમાલય જોડે બાંધેલા સંબંધવાળો મને પણ અવંચિત ( અસાવધતાવાળો નહિ ) જાણો. ૩૦

ત્યારે હિમાલયને શું કહેવું એ પ્રકારની શંકા કરીને જણાવે છે.

**एवं वाच्यः सकन्यार्थमिति वो नोपदिश्यते ।**
**भवत्प्रणीतमाचारमामनन्ति हि साधवः ॥३१॥**

કન્યાને માટે હિમાલયને આ પ્રકારે કહેવું એવો તમને ઉપદેશ કરવો પડશે જ નહિ; કારણકે વિદ્વાન્ પુરુષો તમોએ ( સ્મૃતિરૂપથી બાંધેલા ) બનાવેલા સ્મૃતિરૂપી આચારને ઉપદેશ કરે છે. ( તમે પોતે વિદ્વાનોને ઉપદેશ કરવાનું શીખવોછો માટે તમને શીખવવાની જરૂર નથી. ) ૩૧

**आर्याप्यरुन्धती तत्र व्यापारं कर्तुमर्हति ।**
**प्रायेणैवंविधे कार्ये पुरंध्रीणां प्रगल्भता ॥३२॥**

પૂજન કરવા લાયક અરુન્ધતી પણ તે વિવાહકાર્યમાં સાહાય્ય કરવા યોગ્ય છે કારણ કે-બહુધા એ ( દુર્ઘટ ) વિવાહ કાર્યમાં નગરની સ્ત્રીઓનું પણ ચતુરપણું હોય છે. ( અર્થાત્ સ્ત્રીઓના કામમાં સ્ત્રીયો જ કુશળ હોય છે એટલે તે પણ સમજાવે તેમ છે. ) ૩૨

**तत्प्रयातौषधिप्रस्थं सिद्धये हिमवत्पुरम् ।**
**महाकोशीप्रपातेऽस्मिन्संगमः पुनरेव नः ॥३३॥**

તે કારણ માટે ઔષધિપ્રસ્થ નામના હિમવાનના નગરમાં કાર્યની સિદ્ધિ માટે જાઓ; આ મહાકોશી નામની નદીનો પ્રવાહ પડે છે ( ત્યાં આગળ ) ફરીને આપણે મળીશું. ( અર્થાત્ તમારા આવતા સુધી હું અહિં જ રહીશ. ) ૩૩

**तस्मिन्संयमिनामाद्ये जाते परिणयोन्मुखे ।**
**जहुः परिग्रहव्रीडां प्राजापत्यास्तपस्विनः ॥३४॥**

યોગિઓમાં મુખ્ય એવા શંકર, વિવાહોત્સવવાળા થયા ત્યારે પ્રજાપતિઓ (-બ્રહ્માના પુત્રો ) તપસ્વિ ( મુનિઓ ) સ્ત્રીયોથી (ગાર્હસ્થ્યનિમિત્ત) લાજને ત્યાગ કરતા હવા. ( અર્થાત્ સરખા ગુણ અને દોષમાં લાજ નથી એટલે ઋષિઓ પોતે સ્ત્રીયોવાળા હોવાથી સ્ત્રી વગરના શંકરથી શરમાતા હતા પરંતુ જ્યારે શંકરે પરણવાનું ધાર્યું ત્યારે તેઓએ તે શરમ તજી દીધી. ) ૩૪

ततः परममित्युक्त्वा प्रतस्थे मुनिमण्डलम् ।
भगवानपि संप्राप्तः प्रथमोद्दिष्टमास्पदम् ॥३५॥

ત્યાર પછી મુનિમંડળ, ઓંમ એવું બોલી તે ચાલતું હતું, ભગવાન શંકર પણ પ્રથમ કહેલા ( મહાકોશીનો પ્રવાહ પડે છે તે ) સ્થાન પ્રત્યે આવતા હવા. ૩૫

ते चाकाशमसिश्यामसुत्पत्य परमर्षयः ।
आसेदुरोषधिप्रस्थं मनसा समरंहसः ॥३६॥

મન સરખા વેગવાળા તે મહર્ષિઓ, ( પૂર્વ શ્લોકમાં કહેલા ઐશ્વર્યના સમૂહને અર્થવાળો કરતા હવા. ) તરવાર જેવા શ્યામ-કાળા આકાશમાં ઉતરીને ઔષધિપ્રસ્થ નામના ( હિમાલયના ) નગરમાં તરત પેહોંચતા હવા. ( અર્થાત્ ઋષિઓ હિમાલયના નગરમાં ગયા. ) ૩૬

હવે નીચેના દશ શ્લોકથી ઔષધિપ્રસ્થ નગરનું વર્ણન કરે છે.

अलकामतिवाह्यैव वसतिं वसुसंपदाम् ।
स्वर्गाभिष्यन्दवमनं कृत्वेवोपनिवेशितम् ॥३७॥

ધનની સમૃદ્ધિના સ્થાનરૂપ અલકાનગરી ( કુબેરની નગરી )ને ભાગીને-અતિક્રમણ કરીને જ જાણે ગોઠવ્યું હોય, તથા સ્વર્ગના લોકોનું વમન કરી બનાવ્યું હોય એવું-( અલકા અને અમરાવતીથી અતિશય સમૃદ્ધિવાન એ નગર હતું. ) ૩૭

गङ्गास्रोतःपरिक्षिप्तं वप्रान्तर्ज्वलितौषधि ।
बृहन्मणिशिलासालं गुप्तावपि मनोहरम् ॥३८॥

ગંગાના પ્રવાહથી વીંટાએલું ( ગંગાનો પ્રવાહ જેની આસપાસ ખાડી રૂપે થએલો છે એવું. ) કિલ્લાના અંદરના ભાગમાં પ્રકાશિત ઔષધિઓ વાળુ, મણિની શીલાના માણિક્યના કિલ્લાવાળું અને તેથી ગુપ્તમાં છતાં મનોહર લાગતું, ( અર્થાત્ જ્વલિત ઔષધિઓથી રાત્રિમાં જનારાઓને દીવાની ઇચ્છા વિનાનું એટલે દીવા, ન હોય તો પણ ચાલી શકે એવું-સંવરણમાં પણ મનોહર અકૃત્રિમ સંવરણ-ઢાંકણુવાળું. ) ૩૮

जितसिंहभया नागा यत्राश्वा बिलयोनयः ।
यक्षाः किंपुरुषाः पौरा योषितो वनदेवताः ॥३९॥

જે ( ઔષધિપ્રસ્થ ) નગરમાં હાથીઓ સિંહના ભય વગરના (અર્થાત્ જ્યાં હાથીઓ સિંહથી અધિક બળવાન છે ) જેમાં ઘોડા ભોંયરામાંથી

ઉત્પન્ન થએલા છે ( એ એક આશ્ચર્ય છે કેમકે-બીજે કોઇ ઠેકાણે તેમ નથી, કહ્યું છે કે-" **अमृताद्बाष्पतो वह्नेर्वेदेभ्योऽण्डाच्च गर्भतः । साम्नो हयानामुत्पत्तिः सप्तधा परिकीर्तिता ॥** " ઘોડાની ઉત્પત્તિ, અમૃતથી, બાષ્પથી, અગ્નિથી, વેદથી, અંડથી, ગર્ભથી અને સામ્નથી એમ સાત પ્રકારે કહેલી છે.) યક્ષ અને કિન્નરો (એજ) નગરના લોકો છે તથા વનની દેવીઓ તે જ નગરની સ્ત્રીઓ છે. ( અર્થાત્ મનુષ્ય નથી. ) ૩૯

**शिखरासक्तमेघानां व्यज्यन्ते यत्र वेश्मनाम् ।**
**अनुगर्जितसंदिग्धाः करणैर्मुरजस्वनाः ॥४०॥**

જે ઔષધિપ્રસ્થમાં, શિખરો ઉપર અડકી રહેલા મેઘોયુક્ત ભવનો-ધરો, સંબંધી મેઘની સામી ગર્જનાથી, ( ઘનગર્જનાના પડધાથી ) સંદેહવાળા, મુરજ ( મૃદંગ ) વાજીંત્રના શબ્દો તાલવડે કરીને સ્પષ્ટ જણાય છે. ( તેને માટે રાજકંદર્પે કહ્યું છે કે-**नृत्यवादित्रगीतानां प्रयोगवशभेदिनाम् । संस्थानं ताडनं रोधः करणानि प्रचक्षते ॥** પ્રયોગવશના ભેદવાળાં નાચ, વાજીંત્ર અને ગાયનનાં સંસ્થાન, તાડન અને રોધ એ કરણો કહેવાય છે.) ૪૦

**यत्र कल्पद्रुमैरेव विलोलविटपांशुकैः ।**
**गृहयन्त्रपताकाश्रीरपौरादरनिर्मिता ॥४१॥**

જે નગરમાં ડાળિઓ ઉપર હાલતાં વસ્ત્રવાળાં કલ્પવૃક્ષોથી જ નગરના લોકોના પ્રયત્ન વિના થએલી, ઘરોમાં લાકડાંના ટેકા (થાંભલા વિગેરે) ઉપર ધ્વજાઓની શોભા છે. ( તે નગરમાં લાંબાં વસ્ત્રોવાળાં કલ્પવૃક્ષ જ ધ્વજાઓ રૂપે શોભે છે. ) ૪૧

**यत्र स्फटिकहर्म्येषु नक्तमापानभूमिषु ।**
**ज्योतिषां प्रतिबिम्बानि प्राप्नुवन्त्युपहारताम् ॥४२॥**

જે નગરમાં, રાત્રે સ્ફાટિકમણિની હવેલીઓવાળી પાન કરવાની ભૂમિમાં નક્ષત્રના-તારાના પ્રતિબિમ્બો, પુષ્પના ઉપહારપણાને ( અથવા મોતીના ઉપહારપણાને ) પામે છે. ( અર્થાત્ તારાઓનાં પ્રતિબિમ્બો પુષ્પો જેવાં કે મોતી જેવાં શોભે છે. ) ૪૨

**यत्रौषधिप्रकाशेन नक्तं दर्शितसंचराः ।**
**अनभिज्ञास्तमिस्राणां दुर्दिनेष्वभिसारिकाः ॥४३॥**

જે નગરમાં, મેઘોથી ઢંકાએલાં દિવસોમાં અંધારે, ઔષધિઓના પ્રકાશથી જેનો માર્ગ પ્રકાશિત થાય છે એવી, સ્વામિની પાસે જવા નીકળેલી સ્ત્રીઓ, અંધકારની અજાણી છે એટલે અંધકારને ઓળખતી નથી.) ૪૩

**यौवनान्तं वयो यस्मिन्नान्तकः कुसुमायुधात् ।**
**रतिखेदसमुत्पन्ना निद्रा संज्ञाविपर्ययः ॥४४॥**

જે નગરમાં વય, યૌવનથી અટકનાર છે, એટલે વૃદ્ધાવસ્થા નથી. (અર્થાત્ સર્વ યુવાન જ રહે છે.) કુસુમાયુધ–કામદેવવિના (બીજો કોઇ અંતક) મૃત્યુ લાવનાર નથી (અને તેથી તેના કાર્યભૂત મરણનો પણ અભાવ છે એવા આશયથી જણાવે છે.) સુરતકર્મના ખેદથી આવેલી ઊંઘ, એ જ ચેતનનો નાશ કરનાર છે. (અર્થાત્ દીર્ઘ ઊંઘ–મોત નથી. સારાંશ કે- ત્યાં રહેલા સર્વ લોકો અજર અને અમર છે.) ૪૪

**भ्रूभेदिभिः सकम्पोष्ठैर्ललिताङ्गुलितर्जनैः ।**
**यत्र कोपैः कृताः स्त्रीणामाप्रसादार्थिनः प्रियाः ॥४५॥**

જે નગરમાં યુવાન પુરુષો વાંકી ભ્રૂકુટીઓવાળા, કંપતા ઓઠવાળા અને સુંદર આંગળીઓના તિરસ્કારવાળા, સ્ત્રીઓના કોપથી યાચકો બન્યા છે. (પરંતુ શત્રુના કોપથી યાચક–ગરીબ બન્યા નથી.) ૪૫

**संतानकतरुच्छायासुप्तविद्याधराध्वगम् ।**
**यस्य चोपवनं बाह्यं गन्धवद्गन्धमादनम् ॥४६॥**

વળી (જે નગરમાં) કલ્પવૃક્ષની છાયામાં સૂતેલા દેવ લોકો જ વટેમાર્ગુ છે અને અત્યંત સુગંધવાળો ગન્ધમાદન નામનો પર્વત, જે નગરના બહારના ભાગમાં બાગરૂપ (ઉપવન) છે. ૪૬

**अथ ते मुनयो दिव्याः प्रेक्ष्य हैमवतं पुरम् ।**
**स्वर्गाभिसंधिसुकृतं वञ्चनामिव मेनिरे ॥४७॥**

ત્યારપછી તે દિવ્ય ઋષિઓ, હિમાલયના (ઔષધિપ્રસ્થ નામના) નગરને જોઇને સ્વર્ગ મેળવવાના ઉદ્દેશથી કરાતાં સુકૃત (જ્યોતિષ્ટોમાદિ અનુષ્ઠાન) જેમ વંચિતકરનાર હોય તેવાં માનતા હવા. (અર્થાત્ હિમાલયના નગરને જોઇ પુણ્યફલને કહેનાર વેદથી અમે વંચિત થયા છીએ, એટલે આ નગર સ્વર્ગથી પણ અતિ રમણીય છે.) ૪૭

**ते सद्मनि गिरेर्वेगादुन्मुखद्वाःस्थवीक्षिताः ।**
**अवतेरुर्जटाभारैर्लिखितानलनिश्चलैः ॥४८॥**

લખેલા–ચિત્રેલા અગ્નિની પેઠે નિશ્ચલ જટા ભારથી જણાતા તે ઋષિઓ, ઊંચા મુખવાળા દ્વારપાલોએ જોએલા (અર્થાત્ પાછા નહિ કાઢેલા) હિમાલયના ઘર (ભવન)માં વેગથી ઉતરતા હવા. ૪૮

गगनादवतीर्णा सा यथावृद्धपुरःसरा।
तोयान्तर्भास्करालीव रेजे मुनिपरम्परा ॥४९॥

ગગનથી ઉતરેલી, વૃદ્ધના અનુક્રમ પૂર્વક રહેલી, જેમ જળના મધ્ય ભાગમાં પ્રતિબિમ્બરૂપે સૂર્યની પંક્તિ શોભે તેમ ઋષિ લોકોની પંક્તિ શોભતી હવી. (એથી ઋષિઓનું તેજસ્વીપણું સુખકારક દર્શનવાળું સૂચવે છે. સૂર્યનું ભૂયિષ્ઠપણું સંભવવા માટે જળની મધ્યે કહ્યું માટે સૂર્યનું બહુપણું સિદ્ધિવાળું છે.) ૪૯

तानर्घ्यानर्घ्यमादाय दूरात्प्रत्युद्ययौ गिरिः ।
नमयन्सारगुरुभिः पादन्यासैर्वसुंधराम् ॥५०॥

ગિરિ હિમાલય અર્ઘ્યં માટે (પુજન સારૂ) જળને લઇ સારવડે (અન્તઃસત્વના ભારવાળા) ભારે પગ મુકવાથી પૃથ્વીને નમાવતા પૂજા કરવા યોગ્ય તે મુનિઓને દૂરથી જોઇ સામોં આવતો હવો. ૫૦

હવે હિમાલયને જ સ્થાવર અને જંગમ રૂપ બેઉને લાગતાં વિશેષણથી વર્ણવે છે.

धातुताम्राधरः प्रांशुर्देवदारुबृहद्भुजः।
प्रकृत्यैव शिलोरस्कः सुव्यक्तो हिमवानिति ॥५१॥

ધાતુના જેવા લાલ ઓઠવાળો, (સ્થાવર રૂપમાં ધાતુરૂપી લાલ ઓઠવાળો) ઉંચો દેવદારૂના જેવા મોટા હાથવાળો (સ્થાવરરૂપે દેવદાર રૂપી લાંબા હાથવાળો) અને સ્વભાવથી જ શિલા જેવા વક્ષઃસ્થળવાળો) સ્થાવર રૂપમાં શિલા રૂપી વક્ષઃસ્થલવાળો)હિમાલય, આ છે એમ સ્પષ્ટ જણાતો હતો. (અર્થાત્ ખચીત "આ જ હિમાલય છે" એવો તેનો ધર્મ જાણવાથી નિશ્ચય થયો હતો.) ૫૧

विधिप्रयुक्तसत्कारैः स्वयं मार्गस्य दर्शकः।
स तैराक्रमयामास शुद्धान्तं शुद्धकर्मभिः ॥५२॥

તે હિમાલય, વિધિપૂર્વક કરેલા સત્કારવાળા, શુદ્ધ કર્મવાળા તે મુનિઓ સાથે પોતે માર્ગનો બતાવનાર બની (તેઓને) શુદ્ધ અંતઃપુર પ્રત્યે પ્રવેશ કરાવતો હવો. ૫૨

तत्र वेत्रासनासीनान्कृतासनपरिग्रहः।
इत्युवाचेश्वरान्वाचं प्राञ्जलिर्भूधरेश्वरः ॥५३॥

અંતઃપુરમાં નેતરના આસનપર બેઠેલા તે મુનિઓને (સમર્થ ઋષિ-

ઓ )ને પર્વતોનો સ્વામિ-હિમાલય, આસનનો પરિગ્રહ કરી એટલે પોતે પણ આસન પર બેશી હાથ જોડી આ પ્રમાણે વાણીને બોલતો હવો. ( અર્થાત્ હિમાલય હાથ જોડી નીચે પ્રમાણે બોલ્યો. ) ૫૩

**अपमेघोदयं वर्षमदृष्टकुसुमं फलम् ।**
**अतर्कितोपपन्नं वो दर्शनं प्रतिभाति मे ॥५४॥**

અણચિન્તવ્યું જ થએલું (અત્યંત અસંભવિત) તમારૂં દર્શન, મેઘના ઉદય વિનાની વૃષ્ટિના જેવું, અને નહિ દીઠેલા પુષ્પવાળા ફળના જેવું મને જણાય છે. ( અર્થાત્ તમારા દર્શનથી મને અત્યંત દુર્લભ લાભ પ્રાપ્ત થયો. અહિં મેઘોદય અને પુષ્પરૂપ કારણના અભાવમાં પણ વર્ષા અને ફળરૂપ કાર્યના ઉદયથી વિભાવના અલંકાર અને મુનિના દર્શનનું વિશિષ્ટ વૃત્તિપણાથી નિરૂપણ કરવાથી રૂપકાલંકાર છે એમ બંનેની પ્રવૃત્તિ છે એમ જાણવું. ) ૫૪

**मूढं बुद्धमिवात्मानं हैमीभूतमिवायसम् ।**
**भूमेर्दिवमिवारूढं मन्ये भवदनुग्रहात् ॥५५॥**

તમારા અનુગ્રહથી મને પોતાને મૂઢ, જ્ઞાની થએલો હોય એમ, લોઢું સોના રૂપે થયું હોય ( અર્થાત્ લોઢાને ત્યાગ કરી સૌવર્ણ-સોનાપણાને પામ્યું હોય ) એમ અને ભૂલોકથી સ્વર્ગ પામતો હોઉં એમ હું માનુંછું. (અર્થાત્ મારા જ્ઞાન, રૂપ અને સ્થાન તમારા દર્શનથી પરમ ઉત્કર્ષ પામ્યાં છે.)૫૫

**अद्यप्रभृति भूतानामधिगम्योऽस्मि शुद्धये ।**
**यदध्यासितमर्हद्भिस्तद्धि तीर्थं प्रचक्षते ॥५६॥**

આપના આવવાથી આજથી આરંભીને પ્રાણિઓની શુદ્ધિ માટે તીર્થભૂત થયોછું. (અર્થાત્ આપના પધારવાથી શુધ્યર્થિઓનો હું તીર્થભૂત થયોછું.) કેમકે-મોટા પુરુષે સેવન કરેલું જે સ્થળ તે તીર્થ કહેવાય છે. ૫૬

**अवैमि पूतमात्मानं द्वयेनैव द्विजोत्तमाः ।**
**मूर्ध्नि गङ्गाप्रपातेन धौतपादाम्भसा च वः ॥५७॥**

હે દ્વિજને વિષે ઉત્તમ ! ( હે ઋષિઓ ! ) હું, બે વસ્તુથી જ મને પવિત્ર જાણુંછું (તે વસ્તુ કયી તે જણાવતાં કહે છે કે-) માથા ઉપર ગંગાના પડવાથી અને તમારા ધોએલા પગના જળથી. ( એ બે વસ્તુથી ગંગાજળના જેવું પગના જળનું પવિત્રપણું કહ્યું જેથી દીપકાલંકાર છે. "प्रियः प्रियतराख्यानम्" એ લક્ષણે પ્રિયાલંકાર પણ થાય છે. ) ૫૭

**जंगमं प्रैष्यभावे वः स्थावरं चरणाङ्कितम् ।**
**विभक्तानुग्रहं मन्ये द्विरूपमपि मे वपुः ॥५८॥**

( હે ઋષિઓ ! ) બે પ્રકારનું ( સ્થાવર, જંગમ ) મારૂં શરીર, કરેલા અનુગ્રહવાળું હું માનુંછું; કેમકે-જે જંગમરૂપ શરીર, તમારા કિંકરપણામાં (રહેલું છે) અને સ્થાવરરૂપ (શરીર) તમારા ચરણથી ચિહ્નવાળું છે. (અર્થાત્ દાસજનની કર્મમાં યોજના અને માથાપર પગનો ન્યાસ-આરોપણ એ બે જ મોટા અનુગ્રહ છે.) ૫૮

**भवत्सभावनोत्थाय परितोषाय मूर्च्छते ।**
**अपि व्याप्तदिगन्तानि नाङ्गानि प्रभवन्ति मे ॥५९॥**

દિશાઓમાં વ્યાપ્ત છતાં પણ ( અર્થાત્ અત્યંત મોટાં પણ ) મારાં અંગો તમારી સંભાવનાથી ઉત્પન્ન થવા માટે વ્યાપેલાં છે; સંતોષને માટે વ્યાપ્તમાન થતાં નથી. ( અર્થાત્ જે પ્રકારે મારાં મોટાં પણ ગાત્રામાં ન માય તે પ્રકારે મને હર્ષ વધે છે. ) ૬૦

**न केवलं दरीसंस्थं भास्वतां दर्शनेन वः ।**
**अन्तर्गतमपास्तं मे रजसोऽपि परं तमः ॥ ६० ॥**

મારા તેજસ્વિ દર્શનથી કેવળ ગુફામાં રહેલો અંધકાર નાશ પામ્યો નથી પણ અંતર્ (હૃદય)માં રહેલો રજોગુણથી બીજો ગુણ જે તમ-અજ્ઞાનરૂપી (અન્ધકાર તે) નાશ પામ્યો છે. (અર્થાત્ રજોગુણ તો પાદ ન્યાસથી જ દૂર થયો છે. પ્રસિદ્ધ તેજસ્વિપણાથી બહારનો અંધકાર નાશ પામે છે, એણે કરીને અંદરનો પણ નાશ પામે, એથી વ્યતિરેક અલંકાર થાય છે.)૬૦

**कर्तव्यं वो न पश्यामि स्याच्चेत्किं नोपपद्यते ।**
**मन्ये मत्पावनायैव प्रस्थानं भवतामिह ॥ ६१ ॥**

તમારે શું કામ કરવાનું છે તેને (નિઃસ્પૃહતા છે માટે) જોતો નથી, જો કામ હોય તો શું નથી સિદ્ધ થતું (સર્વ સુલભ જ છે) અથવા આ બાબતમાં પ્રયોજનની ચિન્તાથી (શું કામ છે? એમ જણાવતાં કહે છે કે-) મને પવિત્ર કરવાને જ આપનું અહિં આગમન (આવવું ) છે એમ માનુંછું. ૬૧

**तथापि तावत्कस्मिंश्चिदाज्ञां मे दातुमर्हथ ।**
**विनियोगप्रसादा हि किंकराः प्रभविष्णुषु ॥६२॥**

તો પણ હાલમાં કોઇક કાર્યમાં આજ્ઞા આપવા લાયકછો ( અર્થાત્ જે કામ હોય તે કહો) કેમકે-દાસ પુરુષો-ચાકરો મોટા પુરુષ વા સ્વામિને વિષે વિનિયોગ રૂપી અનુગ્રહવાળા હોય છે એટલે સ્વામિ કિંકરોને કંઇ પણ કામ કરવાની આજ્ઞા કરે તો તે સ્વામિની કૃપા કિંકર ઉપર છે એમ જણાય છે, બીજે પ્રકારે પોતાના સ્વામિનો ભાવ નિષ્ફળ છે. ) ૬૨

**एते वयममी दाराः कन्येयं कुलजीवितम् ।**
**ब्रूत येनात्रवः कार्यमनास्था बाह्यवस्तुषु ॥६३॥**

(બહુ કહેવાથી શું.) આ અમે, આ સ્ત્રિઓ, આ કુલના જીવન (પરમ પ્રેમના સ્થાન) રૂપ કન્યા છે, તો એમાં જે જનથી આપનું કાર્ય કરવું હોય તે કહો, (રત્ન કે સોનાની તો મને ગણુતરી નથી એમ જણાવતાં કહે કે–) બહારની વસ્તુ માંગે એટલે રત્ન અને સોનાદિમાં તો મારે અનાદર રહેલો છે. (અર્થાત્ ન આપવા લાયક મારે કંઇ નથી જે જેટલું માગશો તે તેટલું આપીશ.) ૬૩

**इत्यूचिवांस्तमेवार्थं गुहामुखविसर्पिणा ।**
**द्विरिव प्रतिशब्देन व्याजहार हिमालयः ॥६४॥**

એવી રીતે બોલતો હિમાલય, ગુફારૂપી મુખમાં ફેલાતા પ્રતિધ્વનિથી (સામા શબ્દથી) તે જ અર્થને બેવારની પેઠે બોલતો હવો. (અર્થાત્ હિમાલય ગુફારૂપી મુખમાં પડેલા પડઘાના શબ્દથી જાણે બે વખત બોલતો હોય તેમ જણાયું.) ૬૪

**अथाङ्गिरसमग्रण्यमुदाहरणवस्तुषु ।**
**ऋषयो नोदयामासुः प्रत्युवाच स भूधरम् ॥६५॥**

ત્યારપછી ઋષિઓ, વાર્તારૂપી વસ્તુઓમાં શ્રેષ્ટ–મુખ્ય વસ્તુ અંગિરસ ઋષિ–ને (બોલવાને) પ્રેરણા કરતા હવા. એટલે તે અંગિરસ ઋષિ હિમાલય પ્રત્યે બોલતા હવા. ૬૫

**उपपन्नमिदं सर्वमतः परमपि त्वयि ।**
**मनसः शिखराणां च सदृशी ते समुन्नतिः ॥६६॥**

આથી (સર્ગ છઠ્ઠાના શ્લોક ૬૩ માં જે કહ્યું તેથી) વધારે પણ તમારામાં ઘટે છે, કારણ કે તમારા મનની અને શિખરોની ઉન્નતિ સરખી છે. (અર્થાત્ શિખર જેમ મોટાં છે તેમ તમારૂં મન પણ મોટું છે, મોટા મનવાળાને દુષ્કર શું છે? આ દીપકાલંકાર છે.) ૬૬

**स्थाने त्वां स्थावरात्मानं विष्णुमाहुस्तथाहि ते ।**
**चराचराणां भूतानां कुक्षिराधारतां गतः ॥६७॥**

તમને સ્થાવરરૂપી વિષ્ણુ કહે છે તે યોગ્ય છે ("**स्थावराणां हिमालयः॥**" સ્થાવરોમાં હિમાલય એવું ગીતાનું વચન છે) કેમકે–તમારી કૂખ, સ્થાવર જંગમ પ્રાણિના–પૃથિવ્યાદિના આધારરૂપ છે. (અર્થાત્ તમે જ વિષ્ણુની કૂખ છો.) ૬૭

गामधास्यत्कथं नागो मृणालमृदुभिः फणैः ।
आ रसातलमूलात्त्वमवालम्बिष्यथा न चेत् ॥६८॥

તમે પાતાળ પર્યંત (ચરણથી) ન અવલમ્બન કરો તો શેષનાગ, કમળના દાંડા સરખી કોમળ ફણાઓથી પૃથ્વીને કેવી રીતે ધારણ કરે? (અર્થાત્ જો તમે પૃથ્વીને તમારા પાદવડે ન ધારણ કરતા હોતો શેષથી પૃથ્વી ધારી શકાય જ નહિં; તમારા અવલમ્બનથી જ શેષનાગ પૃથ્વીને ધારણ કરે છે.) ૬૮

अच्छिन्नामलसंतानाः समुद्रोर्म्यनिवारिताः ।
पुनन्ति लोकान्पुण्यत्वात्कीर्तयः सरितश्च ते ॥६९॥

તુટ્યા વિનાની અને નિર્મળ પ્રવાહવાળી, સમુદ્રના તરંગોએ નહિ રોકેલી (કીર્તિ સમુદ્રની પાર ગએલી અને નદીઓ સમુદ્રમાં પેઠેલી) તમારી કીર્તિઓ અને ગંગાદિ નદિઓ, પવિત્રપણાથી લોકોને પવિત્ર કરે છે. (પુણ્યશ્લોકી–મોટી કીર્તિવાળા લોકોને પવિત્ર કરે છે. આમાં કેવળ પ્રસ્તુત વિષયને લીધે તુલ્યયોગિતા નામનો અલંકાર છે) ૬૯

यथैव श्लाघ्यते गङ्गा पादेन परमेष्ठिनः ।
प्रभवेण द्वितीयेन तथैवोच्छिरसा त्वया ॥७०॥

ગંગા જેમ વિષ્ણુના ચરણથી વખાણાય છે, તેમ જ બીજા સમર્થ ઊંચા માથાવાળા (પુરુષો) તમારાથી વખાણાય છે. (અર્થાત્ તમે હરિચરણની પેઠે તીર્થના પણ તીર્થ છો.) ૭૦

तिर्यगूर्ध्वमधस्ताच्च व्यापको महिमा हरेः ।
त्रिविक्रमोद्यतस्यासीत्स तु स्वभाविकस्तव ॥७१॥

વાંકો ઊર્ધ્વ (ઊંચો) અને નીચો વ્યાપક (અર્થાત્ સર્વવ્યાપી) મહિમા (મોટાઇ) હરિ (વિષ્ણુ) ની ત્રણ પાદ ન્યાસ કરવાથી થાય છે. (વિષ્ણુનાં ત્રણ ડગલાં ભરવાનું કોઇક વખત જ થાય છે, નિરંતર થતું નથી) પરંતુ તમારો મહિમા તો સ્વાભાવિક છે એટલે વિષ્ણુ જ્યારે ત્રણ ડગલાં ભરે છે ત્યારે તેમનો મહિમા આડો અને ઊંચે નીચે પ્રસરે છે પરંતુ તમે તો ડગલું ભરતા નથી તો પણ તમારો મહિમા સર્વત્ર પ્રસરેલો જ રહે છે. (અર્થાત્ નિત્યસિદ્ધ છે.) ૭૧

यज्ञभागभुजां मध्ये पदमातस्थुषा त्वया
उच्चैर्हिरण्मयं शृङ्गं सुमेरोर्वितथीकृतम् ॥७२॥

ઇન્દ્રાદિ દેવોની મધ્યે સ્થાનને સ્થાપન કરનાર તે ઊંચા સોનાવાળા સુમેરુપર્વતના શિખરને (યજ્ઞભાગના અભાવથી) નિષ્ફળ કર્યું છે. (અર્થાત્ સુમેરુપર્વતનું ઊંચું સોનાનું શિખર છે તો પણ તે સુમેરુને યજ્ઞભાગ મળતો નથી અને તમને તો બધા દેવોની મધ્યે યજ્ઞભાગને માટે આસન મળે છે; એથી સુમેરુને સોનાનું ઊંચું શિખર પણ નકામું બને છે. હિમાલયનું તો સારા ભાવમાં શ્રુતિનું પ્રમાણ છે કે "**हिमवतो हस्ती**" હિમાલય હાથી રૂપ છે.) ૭૨

**काठिन्यं स्थावरे काये भवता सर्वमर्पितम् ।**
**इदं तु ते भक्तिनम्रं सतामाराधनं वपुः ॥७३॥**

તમે સર્વ કઠણપણાને (અર્થાત્ અનમ્રપણાને) સ્થાવર એટલે શિલામય શરીરમાં રાખ્યું છે, સત્પુરુષોના પૂજાના સાધનરૂપ આ તમારૂં (જંગમ) શરીર ભક્તિથી નમ્ર છે. (અર્થાત્ નમ્રપણાના સંભવથી કઠણપણું બીલકુલ નથી, તેમ જ અસાધારણ છે એટલે બધું અનમ્રપણું તમારા સ્થાવરરૂપમાં રાખેલું છે ને નમ્રપણું જંગમરૂપમાં રાખ્યું છે કેમકે-તમારૂં જંગમરૂપ જ સત્પુરુષની પૂજા કરનારૂં છે.) ૭૩

**तदागमनकार्यं नः शृणु कार्यं तवैव तत् ।**
**श्रेयसामुपदेशात्तु वयमत्रांशभागिनः ॥७४॥**

તે માટે અમારા આવવાના પ્રયોજનને સાંભળો: તે કામ તમારૂં જ છે (અમારૂં નથી). અમે તો કલ્યાણના ઉપદેશથી આ કામમાં અંશ ભોગવનાર છીએ. (અર્થાત્ તમે ફળ ભોગવનાર અને અમે ઉપદેશ કરનાર છીએ.) ૭૪ હવે જે કામ કરવાનું છે તે જણાવે છે.

**अणिमादिगुणोपेतमस्पृष्टपुरुषान्तरम् ।**
**शब्दमीश्वर इत्युच्चैः सार्धचन्द्रं बिभर्ति यः ॥७५॥**

જે શંકર, અણિમાદિ આઠ ગુણથી યુક્ત છે અને તેથી બીજા પુરુષોને જરા પણ નહિ વળગતા પરમ ઇશ્વર એ પ્રકારના શબ્દને, અર્ધચન્દ્ર સાથે ધારણ કરે છે. (અર્થાત્ ઇશ્વર શબ્દ અને અર્ધ ચન્દ્રને જે શંકર ધારણ કરે છે.) ૭૫

**कल्पितान्योन्यसामर्थ्यैः पृथिव्यादिभिरात्मभिः ।**
**येनेदं ध्रियते विश्वं धुर्यैर्यानमिवाध्वनि ॥७६॥**

જે શંકરે, ધૃતિ સંગ્રહાદિ પોતપોતાના ગુણથી સંપાદન કરેલા સામર્થ્ય

(એક બીજાએ એક બીજાની પાસેથી પોતાના ગુણ મેળવેલા) વાળા, પૃથિવ્યાદિ (અષ્ટમૂર્તિઓથી) પોતાના રૂપથી આ વિશ્વ જેમ, રસ્તામાં ઘોડાઓથી રથ ધારણ કરાય છે તેમ ધારણ કરાય છે.) ૭૬

**योगिनो यं विचिन्वन्ति क्षेत्राभ्यन्तरवर्तिनम् ।**
**अनावृत्तिभयं यस्य पदमाहुर्मनीषिणः ॥७७॥**

યોગિ લોકો શરીરના અંતર્ ભાગમાં રહેનારા (અર્થાત્ સર્વે પ્રાણિઓના અન્તર્યામિ) પરમાત્મસ્વરૂપી જે શંકરના સ્થાનને ખોળે છે; વિદ્વાન્ પુરુષો જે શંકરના સ્થાનને સંસારમાં ફરી આવવાના ભયરહિત છે એમ કહે છે (અર્થાત્ આ સંસારનો ફેરો જે શંકરથી ટળી જાય છે.) ૭૭

**स ते दुहितरं साक्षात्साक्षी विश्वस्य कर्मणाम् ।**
**वृणुते वरदः शंभुरस्मत्संक्रामितैः पदैः ॥७८॥**

જગતના કર્મોના સાક્ષી, ઇષ્ટ વરદાનને આપનાર, પુર્વે કહેલા તે શંકર, અમોને કહેલા પદથી તમારી પુત્રી (પાર્વતી) ને સાક્ષાત્ વરવાની ઇચ્છા કરે છે. (અર્થાત્ અમારા મુખે પોતે-શંકરે જ યાચના કરેલી છે.) ૭૮

**तमर्थमिव भारत्या सुतया योक्तुमर्हसि ।**
**अशोच्या हि पितुः कन्या सद्भर्तृप्रतिपादिता ॥७९॥**

(માટે હે હિમાલય!) તે શંકરને જેમ, વાણિ સાથે અર્થને મેળવે તેમ પુત્રીની સાથે મેળવવાને તમે યોગ્ય છો; કેમકે-સારા સ્વામિને આપેલી કન્યા, પિતાનો શોક મટાડે છે. (પિતાને આનંદદાતા છે.) ૭૯

શંકરના બીજા ગુણો પણ ઋષિઓ હિમાલયને જણાવે છે.

**यावन्त्येतानि भूतानि स्थावराणि चराणि च ।**
**मातरं कल्पयन्त्वेनामीशो हि जगतः पिता ॥८०॥**

સ્થાવર અને જંગમ જેટલાં આ પ્રાણિ માત્ર છે (તે સર્વે) આ તમારી પુત્રીને માતા માનો. (અર્થાત્ પ્રાણિ માત્ર પાર્વતીને માતા કહેશે.) કેમકે-શંકર, જગતના પિતા છે. (તો પિતાની સ્ત્રી તે મા જ કહેવાય છે.) ૮૦

**प्रणम्य शितिकण्ठाय विबुधास्तदनन्तरम् ।**
**चरणौ रञ्जयन्त्वस्याश्चूडामणिमरीचिभिः ॥८१॥**

દેવલોકો, શંકરને નમસ્કાર કરીને પછી તો આ પાર્વતીના બે ચરણોને પણ મુગટનાં કિરણોથી પણ રંગે (અર્થાત્ શંકરના પરિગ્રહથી દેવલોકો પાર્વતીને પણ નમસ્કાર કરશે.) ૮૧

**उमा वधूर्भवान्दाता याचितार इमे वयम्।**
**वरः शंभुरलं ह्येष त्वत्कुलोद्भूतये विधिः ॥८२॥**

પાર્વતી વધૂરૂપ–વહુ, તમે આપનાર, અમે સર્વે યાચના કરનાર અને શંકર વર, આ બધી સામગ્રી તમારા કુળની ઉન્નતિને માટે સંપૂર્ણ છે. (અર્થાત્ આથી તમારૂં કુળ અત્યંત શ્રેષ્ઠ બનશે.) ૮૨

**अस्तोतुः स्तूयमानस्य:वन्द्यस्यानन्यवादिनः।**
**सुतासबन्धविधिना भव विश्वगुरोर्गुरुः ॥८३॥**

(પોતે) બીજાની સ્તુતિ નહિ કરનાર, અને સર્વને સ્તુતિ કરવા લાયક, પોતે નમસ્કાર કરવા લાયક (જેને સર્વ જગત્ નમે છે એવા) અને પોતે બીજાને નહિ નમસ્કાર કરનાર, વિશ્વના ગુરુ (શંકરને) પુત્રના સંબંધ વિધિથી મોટા થાવ. (અર્થાત્ જે બીજાની સ્તુતિ કરતા નથી, તેમ જ બીજાને નમતા પણ નથી પરંતુ જેની બીજા બધા સ્તુતિ કરે છે અને જેને સર્વ નમે છે તેવા શંકરને કન્યા આપીને પણ તમે સ્તુતિ યોગ્ય અને નમવા યોગ્ય થશો એટલે શંકર પણ તમારી સ્તુતિ કરશે અને તમને નમશે એથી અહો! તમારૂં ભાગ્યવાનપણું કેવું થશે? ૮૩

**एवंवादिनि देवर्षौ पार्श्वे पितुरधोमुखी।**
**लीलाकमलपत्राणि गणयामास पार्वती ॥८४॥**

દેવર્ષિ (અંગિરસ) આ પ્રકારે બોલ્યા ત્યારે પાર્વતી પિતા સમીપ (લાજથી) નીચું મુખ રાખી ક્રીડા કરવાનાં કમળનાં પત્ર ગણવા લાગી (અર્થાત્ પાર્વતી, લાજથી કમળપત્રની ગણતરીના બહાનાથી હર્ષને છાનો રાખવા લાગી.) ૮૪

**शैलः संपूर्णकामोऽपि मेनामुखमुदैक्षत।**
**प्रायेण गृहिणीनेत्राः कन्यार्थेषु कुटुम्बिनः ॥८५॥**

હિમાલય સંપૂર્ણ નિશ્ચયવાળો છતાં પણ (પોતાની સ્ત્રી) મેનકાના મુખ સામું જોતો હવો. (યોગ્ય ઉત્તરને જાણવાની ઇચ્છાથી સ્ત્રીના તરફ જોવા લાગ્યો.) ઘણું કરીને ગૃહસ્થ પુરુષો કન્યાના પ્રયોજનમાં સ્ત્રીઓરૂપી નેત્ર-વાળા હોય છે. (અર્થાત્ સ્ત્રીઓની વૃત્તિને પ્રધાન માને છે.) ૮૫

**मेने मेनापि तत्सर्वं पत्युः कार्यमभीप्सितम्।**
**भवन्त्यव्यभिचारिण्यो भर्तुरिष्टे पतिव्रताः ॥८६॥**

મેનકા પણ પોતાના પતિ (હિમાલય)નું તે સર્વ ઇચ્છિત કાર્ય

માનતી હવી. અંગીકાર કરતી હતી.) કેમકે પતિવ્રતા સ્ત્રીઓ સ્વામિના ઇષ્ટમાં અવ્યભિચારી બને છે. (અર્થાત્ જે સ્ત્રી સ્વામિની ઇચ્છાને અનુસરે છે તે સતી ગણાય છે અને તે સ્વામિના મનમાં રહેલા અભિપ્રાયને જાણે છે.) ૮૬

इदमत्रोत्तरं न्याय्यमिति बुद्ध्या विमृश्य सः।
आददे वचसामन्ते मङ्गलालंकृतां सुताम् ॥८७॥

તે હિમાલય, મુનિવચનની સમાપ્તિયે આ વિષયમાં આ યોગ્ય ઉત્તર છે એમ બુદ્ધિથી વિચાર કરી મંગળ માટે શૃંગાર ધારણ કરેલી પુત્રી (પાર્વતી) ને હાથથી ઝાલતો હવો. (હિમાલયે પાર્વતીના બે હાથ ઝાલ્યા.)૮૭

एहि विश्वात्मने वत्से भिक्षासि परिकल्पिता।
अर्थिनो मुनयः प्राप्तं गृहमेधिफलं मया ॥८८॥

હે વત્સે ! અહિં આવ, (તું) વિશ્વના આત્મા (શંકર) માટે ભિક્ષારૂપ નક્કી થએલીછું; યાચના કરનાર ઋષિઓ છે, અને મેં ગૃહસ્થાશ્રમનું ફળ મેળવ્યું છે. (અર્થાત્ આ લોક અને પરલોકમાં પાત્રને કન્યાનું દાન કરવું એ ગૃહસ્થાશ્રમનું ફળ છે.) ૮૮

एतावदुक्त्वा तनयामृषीनाह महीधरः।
इयं नमति वः सर्वांस्त्रिलोचनवधूरिति ॥८९॥

હિમાલય, પાર્વતીને એટલું કહીને ઋષિ પ્રત્યે બોલ્યો કે–(શું બોલ્યો તે કહે છે કે) આ શંકરની વધૂ, તમને સર્વને નમસ્કાર કરે છે. (શંકરની વધૂ એ પ્રકારે કહેવાથી નીશ્ચય પાર્વતી, શંકરને આપશે એમ સૂચવે છે.)૮૯

ईप्सितार्थक्रियोदारं तेऽभिनन्द्य गिरेर्वचः।
आशीर्भिरेधयामासुः पुरःपाकाभिरम्बिकाम् ॥९०॥

તે મુનિઓ, ધારેલો અર્થ થવાથી હિમાલયના મોટા વચનને વખાણિને પાર્વતીને, આગળ કરેલા ફળવાળા આશાર્વાદથી વધારતા હવા એટલે આશીર્વાદ દઇને વૃદ્ધિ પમાડતા હવા. ૯૦

तां प्रणामादरस्रस्तजाम्बूनदवतंसकाम्।
अङ्कमारोपयामास लज्जमानामरुन्धती ॥९१॥

અત્યંત આદરથી નમસ્કાર કરતાં ખશી ગયેલા સોનાના કુણ્ડલોવાળી તે શરમાતી પાર્વતીને, અરુન્ધતી (પોતાના) ખોળામાં બેસાડતી હવી. ૯૧

तन्मातरं चाश्रुमुखीं दुहितृस्नेहविक्लवाम्।
वरस्यानन्यपूर्वस्य विशोकामकरोद्गुणैः ॥९२॥

પુત્રીના સ્નેહથી વિહ્વળ થએલી અને મુખ સુધી આવેલા આંસુવાળી તેની માતા મેનકાને જેણે પ્રથમ સ્ત્રી કરી નથી એવા-અનન્ય સ્ત્રીવાળા વરના વરવાના ગુણથી શોક રહીત કરતી હવી. (અર્થાત્ મેનકાને અરુન્ધતીએ કહ્યું કે શંકરને બીજી સ્ત્રી નથી એમ કહી વધારે ખુશી કરી.) ૯૨

वैवाहिकीं तिथिं पृष्टास्तत्क्षणं हरबन्धुना ।
ते त्र्यहादूर्ध्वमाख्याय चेरुश्चीरपरिग्रहाः ॥९३॥

કેવળ વલ્કલરૂપી વસ્ત્રવાળા તે તપસ્વિ મુનિઓ, તે જ વખતે હિમાલયે વિવાહ તિથિ પૂછી ત્યારે ત્રીજા દિવસ પછીનો એટલે ચોથે દિવસે (વિવાહ કરવો) એમ કહીને ચાલવા લાગ્યા. ૯૩

ते हिमालयमामन्त्र्य पुनः प्राप्य च शूलिनम् ।
सिद्धं चास्मै निवेद्यार्थं तद्विसृष्टाः खमुद्ययुः ॥९४॥

તે ઋષિઓ, "અમે જઈએ છીએ" એમ હિમાલયને કહીને શંકરના કહેલા સ્થાનને (મહાકોશીનો પ્રવાહ પડે છે ને ) પ્રાપ્ત કરીને સિદ્ધ કરેલો અર્થ એ શંકરને જણાવીને શંકરે વિદાય કરેલા તે ઋષિઓ આકાશ પ્રત્યે જતા હતા. (અહિં સંક્ષિપ્ત અર્થના કહેવાથી સંક્ષેપ નામનો ગુણ કહ્યો છે.)૯૪

ભગવાન શંકર પણ ત્રણ દિવસના વિલમ્બને પણ ઉત્સાહથી સહન કરવા સમર્થ થયા નહિં એમ જણાવે છે.

पशुपतिरपि तान्यहानि कृच्छ्रादगमयदद्रिसुतासमागमोत्कः ।
कमपरमवशं न विप्रकुर्युर्विभुमपि तं यदमी स्पृशन्ति भावाः॥९५॥

પાર્વતીને પરણવામાં ઉત્સાહી મનવાળા, પશુના પતિ (શંકર) પણ તે ત્રણ દિવસો દુઃખે કાઢતા હવા. (હવે કવિ કહે છે કે–) ઉત્સાહાદિ આ પદાર્થો ઇન્દ્રિયને નહિ વશ થનારા (અર્થાત્ જિતેન્દ્રિય) ક્યા પુરુષને વિકાર પમાડતા નથી ? તેટલા માટે જિતેન્દ્રિય–સમર્થ પણ તે શંકરને વિકાર પમાડવા લાગ્યા.

(આમાં શંકરના વિકારના સમર્થ અર્થથી બીજા પુરુષોનો વિકાર જણાવવાથી અર્થાપત્તિ નામનો અલંકાર છે. કંઈક અર્થાન્તરન્યાસ અલંકાર પણ છે, આ શ્લોકમાં પુષ્પિતાગ્રાવૃત્ત છે. તેનું લક્ષણ પહેલા અને ત્રીજા ચરણમાં ન, ન, ર, ય એવી રીતે ચાર ગણ મળી બાર બાર અક્ષર આવે છે અને બીજા તથા ચોથા ચરણમાં ન, જ, જ, ર, ગ એમ તેર અક્ષર આવે છે.) ૯૫

इति श्रीकालिदासकृतौ महाकाव्ये कुमारसंभवे षष्ठः सर्गः ॥ ६ ॥

# સર્ગ ૭ મો.

अथौषधीनामधिपस्य वृद्धौ तिथौ च जामित्रगुणान्वितायाम् ।
समेतबन्धुर्हिमवान्सुताया विवाहदीक्षाविधिमन्वतिष्ठत् ॥१॥

ત્રણ દિવસ પછી હિમાચ, ઔષધીના નાથ (ચન્દ્ર) ની વૃદ્ધિ (શુક્લપક્ષ)માં અને લગ્નથી સાતમા સ્થાનની શુદ્ધિવાળી (તિથિમાં) બન્ધુ સાથે વિવાહસંસ્કારના વિધિને કરતા હવા. (આ સર્ગમાં ઉપજાતિ વૃત્ત છે તેનું લક્ષણ પાછળ કહેલું છે.) ૧

वैवाहिकैः कौतुकसंविधानैर्गृहे गृहे व्यग्रपुरंध्रि वर्गम् ।
आसीत्पुरं सानुमतोऽनुरागादन्तःपुरं चैककुलोपमेयम् ॥२॥

પ્રીતિથી ઘેરઘેર વિવાહ સંબન્ધી કામની મંગળકારક વસ્તુ સંપાદન કરવાના કામને લીધે વ્યાકુળ થએલી સ્ત્રીઓવાળું હિમાલયનું ઔષધિપ્રસ્થ નગર, અને અંતઃપુર એક ઘરની ઉપમાને યોગ્ય થતું હવું. (અર્થાત્ સર્વને પણ પોતાને ઘેર જ મંગળ પ્રસંગ હોય એવા પ્રકારનું અભિમાન જણાતું હતું. એથી હિમાલયને પ્રજારાગ બતાવ્યો છે. એટલે આ નગર સર્વ સંપત્તિવાળું જ હતું.) ૨

संतानकाकीर्णमहापथं तच्चीनांशुकैः कल्पितकेतुमालम् ।
भासोज्ज्वलत्काञ्चनतोरणानां स्थानान्तरं स्वर्ग इवाबभासे ॥३॥

મંદારપુષ્પથી વ્યાપ્ત થએલા મહામાર્ગવાળું, ઝીણાં વસ્ત્રની બનાવેલી ધ્વજાઓવાળું, પ્રકાશમાન સોનાનાં તોરણની કાન્તિથી શોભાવાળું બનેલું તે નગર, બીજે ઠેકાણે રહેલું (મેરુ વિના રહેલા) સ્વર્ગ જેવું શોભતું હતું. (આમાં ઉત્પ્રેક્ષા નામનો અલંકાર છે.) ૩

एकैव सत्यामपि पुत्रपङ्क्तौ चिरस्य दृष्टेव मृतोत्थितेव ।
आसन्नपाणिग्रहणेति पित्रोरुमा विशेषोच्छ्वसितं बभूव ॥४॥

પુત્ર અને પુત્રીઓનો સમૂહ છતાં પણ એકલી ઉમા જ બહુ વખતથી ખોવાઇ જઇને જડી હોય એવી અને મરેલી ફરીને જીવતી થઈ હોય એવી માનીને પાસે આવેલા વિવાહવાળી (સ્વામિને ઘેર જશે એ કારણથી) માબાપને વિશેષ જીવનરૂપ થતી હવી. (અર્થાત્ છોકરાથી પણ વિશેષ પ્રેમના સ્થાનવાળી થઈ.) ૪

**अङ्काद्ययावङ्कमुदीरिताशीः सा मण्डनान्मण्डनमन्वभुङ्क्त ।**
**संबन्धिभिन्नोऽपि गिरेः कुलस्य स्नेहस्तदेकायतनं जगाम ॥५॥**

તે પાર્વતી આપેલા આશીર્વાદવાળી થઇ અરુન્ધતીના ખોળામાંથી માતાના ખોળામાં જઇ, એક અલંકારથી બીજા અલંકારને ધારણ કરતી હવી. (ત્યારે સર્વ બંધુ વર્ગે દરેકે પોતાના ખોળામાં પાર્વતીને બેસાડીને અલંકાર આપ્યા.) પુત્ર પૌત્રાદિમાં વિભક્ત છતાં પણ હિમાલયના કુલનો સ્નેહ તે પાર્વતીરૂપ એક જ સ્થાનને જ ભેગો થતો હવો. ( અર્થાત્ સર્વ બાંધવોનો પોતાનાં છોકરાંથી વિશેષ પાર્વતીને વિષે પ્રેમ ઉત્પન્ન થતો હવો. ) ૫

**मैत्रे मुहूर्ते शशलाञ्छनेन योगं गतासूत्तरफल्गुनीषु ।**
**तस्याः शरीरे प्रतिकर्म चक्रुर्बन्धुस्त्रियो याः पतिपुत्रवत्यः ॥६॥**

ત્યાર પછી મૈત્રમુહૂર્ત–મિત્રદૈવત્ય મુહૂર્ત ( એટલે ઉદય મુહૂર્તથી ત્રીજા મુહૂર્ત )માં ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર, ચન્દ્ર સાથે યોગ પામવાના સમયમાં તે પાર્વતીના શરીર વિષે બન્ધુની સ્ત્રી કે જે સ્વામિ તથા પુત્રવાળી હતી તે સ્નાનાલંકારાદિક કાર્ય કરતી હવી. ૬

હવે કાર્યના પ્રકારને જણાવે છે.

**सा गौरसिद्धार्थनिवेशवद्भिर्दूर्वाप्रवालैः प्रतिभिन्नशोभम् ।**
**निर्नाभि कौशेयमुपात्तबाणमभ्यङ्गनेपथ्यमलंचकार ॥७॥**

તે પાર્વતી, વેરાએલા ધોળા સરસવના જેવાં, દુર્વાંકુરથી વિશેષ શોભાવાળા, નાભિને અતિક્રમણ કરનારા હીરાગર વસ્ત્રવાળા, બાણ ગ્રહણ કરેલા, સ્નાનના વેષને શોભાવતી હવી. ( અર્થાત્ અલંકારને પણ શોભાવતી હવી. ) ૭

**बभौ च संपर्कमुपेत्य बाला नवेन दीक्षाविधिसायकेन ।**
**करेण भानोर्बहुलावसाने संधुक्ष्यमाणेव शशाङ्करेखा ॥८॥**

અને વળી પાર્વતી, નવા વિવાહકાર્યના બાણ સાથે સમાગમ પામીને કૃષ્ણપક્ષને અંતે ( શુક્લપક્ષના આરંભમાં ) સૂર્યનાં કિરણોથી વૃદ્ધિ પામેલી (“**सलिलमये शशिनि रवेर्दीधितयो मूर्च्छितास्तमो नैशम्। क्षपयन्ति**” જળમય ચન્દ્રમાં સૂર્યનાં કિરણો પ્રવેશ પામીને રાત્રીનો અન્ધર નાશ પામે છે. એ પ્રકારના વચનથી ) ચંદ્રરેખા જેવી શોભવા લાગી. ૮

# સર્ગ ૭ મો.

अथौषधीनामधिपस्य वृद्धौ तिथौ च जामित्रगुणान्वितायाम् ।
समेतबन्धुर्हिमवान्सुताया विवाहदीक्षाविधिमन्वतिष्ठत् ॥१॥

ત્રણ દિવસ પછી હિમાય, ઔષધીના નાથ (ચન્દ્ર) ની વૃદ્ધિ (શુક્લપક્ષ)માં અને લગ્નથી સાતમા સ્થાનની શુદ્ધિવાળી (તિથિમાં) બન્ધુ સાથે વિવાહસંસ્કારના વિધિને કરતા હવા. (આ સર્ગમાં ઉપજાતિ વૃત્ત છે તેનું લક્ષણ પાછળ કહેલું છે.) ૧

वैवाहिकैः कौतुकसंविधानैर्गृहे गृहे व्यग्रपुरंध्रि वर्गम् ।
आसीत्पुरं सानुमतोऽनुरागादन्तःपुरं चैककुलोपमेयम् ॥२॥

પ્રીતિથી ઘેરઘેર વિવાહ સંબન્ધી કામની મંગળકારક વસ્તુ સંપાદન કરવાના કામને લીધે વ્યાકુળ થએલી સ્ત્રીઓવાળું હિમાલયનું ઔષધિપ્રસ્થ નગર, અને અંતઃપુર એક ઘરની ઉપમાને યોગ્ય થતું હવું. (અર્થાત્ સર્વને પણ પોતાને ઘેર જ મંગળ પ્રસંગ હોય એવા પ્રકારનું અભિમાન જણાતું હતું. એથી હિમાલયને પ્રજારાગ બતાવ્યો છે. એટલે આ નગર સર્વ સંપત્તિવાળું જ હતું.) ૨

संतानकाकीर्णमहापथं तच्चीनांशुकैः कल्पितकेतुमालम् ।
भासोज्ज्वलत्काञ्चनतोरणानां स्थानान्तरं स्वर्ग इवाबभासे ॥३॥

મંદારપુષ્પથી વ્યાપ્ત થએલા મહામાર્ગવાળું, ઝીણાં વસ્ત્રની બનાવેલી ધ્વજાઓવાળું, પ્રકાશમાન સોનાનાં તોરણની કાન્તિથી શોભાવાળું બનેલું તે નગર, બીજે ઠેકાણે રહેલું (મેરુ વિના રહેલા) સ્વર્ગ જેવું શોભતું હતું. (આમાં ઉત્પ્રેક્ષા નામનો અલંકાર છે.) ૩

एकैव सत्यामपि पुत्रपङ्क्तौ चिरस्य दृष्टेव मृतोत्थितेव ।
आसन्नपाणिग्रहणेति पित्रोरुमा विशेषोच्छ्वसितं बभूव ॥४॥

પુત્ર અને પુત્રીઓનો સમૂહ છતાં પણ એકલી ઉમા જ બહુ વખતથી ખોવાઇ જઇને જડી હોય એવી અને મરેલી ફરીને જીવતી થઇ હોય એવી માનીને પાસે આવેલા વિવાહવાળી (સ્વામિને ઘેર જશે એ કારણથી) માબાપને વિશેષ જીવનરૂપ થતી હવી. (અર્થાત્ છોકરાથી પણ વિશેષ પ્રેમના સ્થાનવાળી થઇ.) ૪

**अङ्काद्ययावङ्कमुदीरिताशीः सा मण्डनान्मण्डनमन्वभुङ्क्त ।**
**संबन्धिभिन्नोऽपि गिरेः कुलस्य स्नेहस्तदेकायतनं जगाम ॥५॥**

તે પાર્વતી આપેલા આશીર્વાદવાળી થઇ અરુન્ધતીના ખોળામાંથી માતાના ખોળામાં જઇ, એક અલંકારથી બીજા અલંકારને ધારણ કરતી હવી. (ત્યારે સર્વ બંધુ વર્ગે દરેકે પોતાના ખોળામાં પાર્વતીને બેસાડીને અલંકાર આપ્યા.) પુત્ર પૌત્રાદિમાં વિભક્ત છતાં પણ હિમાલયના કુલનો સ્નેહ તે પાર્વતીરૂપ એક જ સ્થાનને જ ભેગો થતો હવો. (અર્થાત્ સર્વ બાંધવોનો પોતાનાં છોકરાંથી વિશેષ પાર્વતીને વિષે પ્રેમ ઉત્પન્ન થતો હવો.) ૫

**मैत्रे मुहूर्ते शशलाञ्छनेन योगं गतासूत्तरफल्गुनीषु ।**
**तस्याः शरीरे प्रतिकर्म चक्रुर्बन्धुस्त्रियो याः पतिपुत्रवत्यः ॥६॥**

ત્યાર પછી મૈત્રમુહૂર્ત-મિત્રદૈવત્ય મુહૂર્ત (એટલે ઉદય મુહૂર્તથી ત્રીજા મુહૂર્ત)માં ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર, ચન્દ્ર સાથે યોગ પામવાના સમયમાં તે પાર્વતીના શરીર વિષે બન્ધુની સ્ત્રી કે જે સ્વામિ તથા પુત્રવાળી હતી તે સ્નાનાલંકારાદિક કાર્ય કરતી હવી. ૬

હવે કાર્યના પ્રકારને જણાવે છે.

**सा गौरसिद्धार्थनिवेशवद्भिर्दूर्वाप्रवालैः प्रतिभिन्नशोभम् ।**
**निर्नाभि कौशेयमुपात्तबाणमभ्यङ्गनेपथ्यमलंचकार ॥७॥**

તે પાર્વતી, વેરાએલા ધોળા સરસવના જેવાં, દુર્વાંકુરથી વિશેષ શોભાવાળા, નાભિને અતિક્રમણ કરનારા હીરાગર વસ્ત્રવાળા, બાણ ગ્રહણ કરેલા, સ્નાનના વેષને શોભાવતી હવી. (અર્થાત્ અલંકારને પણ શોભાવતી હવી.) ૭

**बभौ च संपर्कमुपेत्य बाला नवेन दीक्षाविधिसायकेन ।**
**करेण भानोर्बहुलावसाने संधुक्ष्यमाणेव शशाङ्करेखा ॥८॥**

અને વળી પાર્વતી, નવા વિવાહકાર્યના બાણ સાથે સમાગમ પામીને કૃષ્ણપક્ષને અંતે (શુક્લપક્ષના આરંભમાં) સૂર્યનાં કિરણોથી વૃદ્ધિ પામેલી (“**सलिलमये शशिनि रवेर्दीधितयो मूर्च्छितास्तमो नैशम् । क्षपयन्ति**” જળમય ચન્દ્રમાં સૂર્યનાં કિરણો પ્રવેષ પામીને રાત્રીનો અન્ધર નાશ પામે છે. એ પ્રકારના વચનથી) ચંદ્રરેખા જેવી શોભવા લાગી. ૮

**तां लोध्रकल्केन हृताङ्गतैलामाश्यानकालेयकृताङ्गरागाम् ।**
**वासो वसानामभिषेकयोग्यं नार्यश्चतुष्काभिमुखं व्यनैषुः ॥९॥**

રોહિડાના પુષ્પની રજવડે દૂર થએલા અંગ ઉપરના તેલવાળી (અર્થાત્ પુષ્પના રજના મર્દનવાળી) કંઇક શુષ્ક ગંધવાળા પદાર્થથી કરેલા અંગરાગવાળી (અર્થાત્ સુગંધી લેપન કરેલી) અભિષેકને યોગ્ય વસ્ત્ર ધારણ કરેલી (અર્થાત્ સ્નાન કરવા માટે પહેરવાની સાડીને ધારણ કરતી) તે પાર્વતીને, સ્ત્રીઓ ચાર થાંભલાવાળા ઘર પ્રત્યે લઇ જતી હવી. (અર્થાત્ સ્નાનગૃહ પ્રત્યે પાર્વતીને સ્ત્રીઓ લઈ ગઈ.) ૯

**विन्यस्तवैदूर्यशिलातलेऽस्मिन्नाबद्धमुक्ताफलभक्तिचित्रे ।**
**आवर्जिताष्टापदकुम्भतोयैः सतूर्यमेनां स्नपयांबभूवुः ॥१०॥**

મરકતમણિથી જડેલી શિલાના સ્થાનવાળા, બાંધેલા મોતીની રચનાથી ચિત્રવિચિત્ર દેખાતા એ સ્નાનગૃહમાં પાર્વતીને, સોનાના કળશના જળથી વાજીંત્રના નાદ સાથે સ્નાન કરાવતી હવી. ૧૦

**सा मङ्गलस्नानविशुद्धगात्री गृहीतपत्युद्गमनीयवस्त्रा ।**
**निर्वृत्तपर्जन्यजलाभिषेका प्रफुल्लकाशा वसुधेव रेजे ॥११॥**

મંગળ સ્નાનથી નિર્મળ થએલા અંગવાળી, પતિની પાસે જવાના વસ્ત્ર (ધોએલા વસ્ત્ર) ને ધારણ કરતી તે પાર્વતી જેમ, વર્ષેલા મેઘજળના અભિષેકવાળી, પ્રફુલ્લ કાશનાં પુષ્પવાળી પૃથ્વી શોભે તેમ શોભતી હવી. (અર્થાત્ પતિ પાસે પહેરવા યોગ્ય વસ્ત્ર ધારણ કરેલી પાર્વતી પ્રથમ કહેલી વસુધાની માફક શોભવા લાગી.) ૧૧

**तस्मात्प्रदेशाच्च वितानवन्तं युक्तं मणिस्तम्भचतुष्टयेन ।**
**पतिव्रताभिः परिगृह्य निन्ये क्लृप्तासनं कौतुकवेदिमध्यम् ॥१२॥**

વળી તે સ્નાનના પ્રદેશથી ચંદરવાવાળી, ચાર મણીના થાંભલાવાળી, સજ્જ કરેલા આસનવાળી કૌતુકવેદિમધ્યે (આભૂષણ ધારણ કરવાના સ્થાનમાં) પતિવ્રતા સ્ત્રીઓએ (હાથથી ઝાલીને પાર્વતીને અલંકાર માટે) આણી. ૧૨

**तां प्राङ्मुखीं तत्र निवेश्य तन्वीं क्षणं व्यलम्बन्त पुरोनिषण्णाः ।**
**भूतार्थशोभाह्रियमाणनेत्राः प्रसाधने संनिहितेऽपि नार्यः ॥१३॥**

અલંકાર પહેરાવનારી સ્ત્રીઓ, તે પાર્વતીને તે વેદિ મધ્યે પુર્વાભિમુખે બેસાડી. અલંકારનાં સાધન પાસે છતાં પણ સ્વાભાવિક શોભાવડે

કરીને ખેંચાતાં નેત્રવાળી (પોતે) સામી ઉભેલીઓ છતાં ઘણીવાર શાન્ત થતી હવી. (અર્થાત્ સ્વભાવથી સુંદર પાર્વતીને જોઈને અલંકારથી શું વધારે! એમ થોડીવાર બોલ્યાચાલ્યા વિના ઉભી રહી.) ૧૩

धूपोष्मणा त्याजितमार्द्रभावं केशान्तमन्तःकुसुमं त्वदीयम् ।
पर्याक्षिपत्काचिदुदारबन्धं दूर्वावता पाण्डुमधूकदाम्ना ॥१४॥

કોઇ સ્ત્રી, ધૂપની ઉષ્ણતાથી ભીનાશ ત્યાગ કરતી હવી. (અર્થાત્ ધૂપ કરીને કેશપાશને સૂકવી નાંખતી હવી.) અંદર નાંખેલા પુષ્પવાળા પાર્વતીના કેશપાશને મધ્યે ગુંથેલી દૂર્વા-ધરોવાળી, લીલા મધૂક વૃક્ષના પુષ્પની માળાથી સુંદર બંધન બાંધતી હવી. (અર્થાત્ પુષ્પ, દૂર્વા વગેરેથી શોભિતો દેખાય તેવો ચોટલો ગુંથવા લાગી.) ૧૪

विन्यस्तशुक्लागुरु चक्रुरङ्गं गोरोचनापत्रविभक्तमस्याः ।
सा चक्रवाकाङ्कितसैकतायास्त्रिस्रोतसः कान्तिमतीत्य तस्थौ ॥१५॥

એ પાર્વતીનું અંગ, નાંખેલ અગરુ ચંદનવાળા, ગોરાચન્દનની પત્ર રચનાથી વિશેષ શોભતું કરતી હવી; તેવા પ્રકારની તે પાર્વતી ચક્રવાકથી ચિહ્નવાળા કાંઠાયુક્ત ગંગા નદીની કાન્તિને તિરસ્કાર કરી રહેતી હવી. (અર્થાત્ ગંગા નદીથી પણ અધિક શોભવા લાગી. ૧૫

लग्नद्विरेफं परिभूय पद्मं समेघलेखं शशिनश्च बिम्बम् ।
तदाननश्रीरलकैः प्रसिद्धैश्चिच्छेद सादृश्यकथाप्रसङ्गम् ॥१६॥

શોભાવેલી અલકોથી સુંદર દેખાતી પાર્વતીના મુખની શોભા, માંહે ભમરા બેઠેલા હોય એવા કમળને અને મેઘની રેખાવાળા ચન્દ્રબિમ્બને તિરસ્કાર કરી, સરખી ઉપમાની ઉક્તિને દૂર કરતી હવી. (અહિં પૂર્વાર્ધ-વાક્યનું સરખી કથાના છેદની પ્રત્યે હેતુપણામાં કથન કરવાથી કાવ્યલિંગ નામનો અલંકાર થયો છે.) ૧૬

कर्णार्पितो लोध्रकषायरूक्षे गोरोचनाक्षेपनितान्तगौरे ।
तस्याः कपोले परभागलाभाद्बबन्ध चक्षूंषि यवप्ररोहः ॥१७॥

તે પાર્વતીના કાનમાં ઘાલેલો જવનો અંકુર (જવારો) રોહીડાનાં પુષ્પ ચોળવાથી નિર્મળ દેખાતા તથા ગોરાચંદન ચોપડવાથી અત્યંત ગૌરા-રક્તવર્ણના દેખાતા ગણ્ડસ્થળમાં પોતાનો વર્ણ-રંગ ઉત્તમ પ્રકારે પ્રાપ્ત કરવાથી (જોનાર પુરુષોનાં) નેત્રને ખેંચતો હતો. (અર્થાત્ ગોરાચંદનથી લાલ ગણ્ડસ્થળમાં જવનો અંકુર-પીળો રંગ જુદી જુદી જાતીના રંગની

સમીપ હોવાથી વિશેષ શોભવાને લીધે જોનારા પુરુષો તેના તરફ ધારીને જોતા હતા.) ૧૭

**रेखाविभक्तः सुविभक्तगात्र्याः किंचिन्मधूच्छिष्टविमृष्टरागः।**
**कामप्यभिख्यां स्फुरितैरपुष्यदासन्नलावण्यफलोऽधरोष्ठः ॥१८॥**

સારી રીતે ગોઠવાએલાં અવયવવાળી (પાર્વતીના) મધ્યમાં આવેલી રેખાથી બે ભાગમાં શોભતો તથા સહજ મીણ ઘસવાથી વિશેષ નિર્મળ દેખાતો, પ્રાપ્ત થએલા લાવણ્યના ફળવાળો (ચુમ્બનાદિની યોગ્યતાવાળો) અધરોષ્ઠ, સ્ફૂર્ણાયમાન થવા (ફરકવા)થી કંઈક જુદા જ પ્રકારની-ન કહી શકાય તેવી શોભાને વધારતો હતો. (ઓઠ ફરકે એ સારો લાભ થવાની નિશાની છે.) ૧૮

**पत्युः शिरश्चन्द्रकलामनेन स्पृशेति सख्या परिहासपूर्वम्।**
**सा रञ्जयित्वा चरणौ कृताशीर्माल्येन तां निर्वचनं जघान ॥१९॥**

સખીએ બે ચરણ રંગીને (અર્થાત્ બે પગનાં તળીઆંને લાક્ષારસ-વાળાં કરીને) આ ચરણથી પતિની-ઈશ્વરની માથા ઉપરની ચન્દ્રકળાને સ્પર્શ કર, (સુરત સમયે તાડન કરજે) એ પ્રકારે હાસ્યપૂર્વક આશીર્વાદ જેને આપ્યો એવી તે પાર્વતી, તે સખીને માળા-પુષ્પની માલા-થી બોલ્યા વગર મારવા લાગી. (અર્થાત્ પાર્વતી મશ્કરી સહિત આશીર્વાદ આપનાર પોતાની સખીને રીસ જણાવી બોલ્યાચાલ્યા વિના વિહારયુક્ત પુષ્પનો હાર મારવા લાગી. આમાં ૧૪ મા પદમાં વિહત નામનો શૃંગારનો અનુભાવ જણાવ્યો છે.) ૧૯

**तस्याः सुजातोत्पलपत्रकान्ते प्रसाधिकाभिर्नयने निरीक्ष्य।**
**न चक्षुषोः कान्तिविशेषबुध्द्या कालाञ्जनं मङ्गलमित्युपात्तम्॥२०॥**

અલંકાર પહેરાવનારી સ્ત્રીઓ, સારાં કમળનાં બે પત્ર સરખાં સુંદર કાન્તિવાળાં તે પાર્વતીનાં બે નેત્રને જોઈને, કાળા અંજન (કાજળ)ને ચક્ષુની કાન્તિ વધારવાની (આથી શોભા વધારે થશે એવી) બુદ્ધિથી ન ગ્રહણ કર્યું, પરંતુ મંગળકારક છે એવી બુદ્ધિથી ગ્રહણ કર્યું. (સ્વભાવથી સુંદર છે તેને આડમ્બરવાળા વેષથી શું વધારે છે? અર્થાત્ પાર્વતીને સખીઓએ કાજળ આંજ્યું તે શોભાને માટે નહિ પણ શુભ શુકુનને માટે આંજ્યું.) ૨૦

**सा संभवद्भिः कुसुमैर्लतेव ज्योतिर्भिरुद्यद्भिरिव त्रियामा।**
**सरिद्विहंगैरिव लीयमानैरामुच्यमानाभरणा चकासे ॥२१॥**

ધારણ કરેલા અલંકારોવાળી તે પાર્વતી જેમ, નવાં આવતાં ફુલથી

વેલી શોભે તેમ; (આથી પદ્મરાગ અને ઇન્દ્રનીલાદિ આભરણ જણાવ્યાં કેમકે વેલીનાં કુસુમ-પુષ્પ-ના નાના પ્રકારના વર્ણ હોય છે.) જેમ પ્રકાશમાન થતા તારાગણોથી રાત્રી શોભે તેમ (આથી અલંકારમાં મોતી હતાં એમ જણાવ્યું છે.) અને જેમ બેસતા ચક્રવાકોથી નદી શોભે તેમ (આથી સોનાનાં આભરણ-અલંકાર જણાવ્યાં) શોભતી હવી. ૨૧

**आत्मानमालोक्य च शोभमानमादर्शबिम्बे स्तिमितायताक्षी ।**
**हरोपयाने त्वरिता बभूव स्त्रीणां प्रियालोकफलो हि वेषः ॥२२॥**

અને વળી પાર્વતી, શોભાવાળા દેખાતા પોતાના શરીરને દર્પણમાં આદરપૂર્વક નિશ્ચલ અને વિશાળ નેત્રથી જોઇને શંકરની પ્રાપ્તિને માટે ઉતાવળી થતી હવી. સ્ત્રીઓનો વેષ સ્વામિના દર્શનરૂપી ફળવાળો જ હોય છે. (અર્થાત્ સ્ત્રીયો પોતાના અલંકારોને, સ્વામિના દર્શનથી જ સફળ થએલા માને છે. નહિ તો અરણ્યની ચંદ્રિકા પેઠે નિષ્ફળ લાગે છે.) ૨૨

**अथाङ्गुलिभ्यां हरितालमार्द्रं माङ्गल्यमादाय मनःशिलां च ।**
**कर्णावसक्तामलदन्तपत्रं माता तदीयं मुखमुन्नमय्य ॥२३॥**

અલંકાર ધારણ કર્યા પછી માતા (પાર્વતીની માતા મેનકા) મંગળ માટે ભીની હરિતાલ અને મનઃશિલાને (તર્જની અને મધ્યમા એ બે) આંગળીઓથી લેઇને જેના કાનમાં નિર્મળ દંતપત્ર ઘાલ્યાં છે એવા તે પાર્વતીના મુખને ઊંચું કરીને; (અહીંથી સંબંધ નીચેના શ્લોક સાથે જોડવો, એટલે વિવાહદીક્ષાના તિલકો કરતી હવી એવો સંબંધ જણાશે.) ૨૩

**उमास्तनोद्भेदमनु प्रवृद्धो मनोरथो यः प्रथमं बभूव ।**
**तमेव मेना दुहितुः कथंचिद्विवाहदीक्षातिलकं चकार ॥२४॥**

પાર્વતીના સ્તનોદ્ભેદ (સ્તનના ઉદય) પછી (આરંભીને) વૃદ્ધિ પામેલો (ઉત્પન્ન તો સ્તનોદ્ભેદથી પહેલાં જ થએલો પણ પછી વૃદ્ધિ પામેલો) જે મનોરથ પ્રથમ થતો હવો. (અર્થાત્ બીજા મનોરથથી આ જ મનોરથ પ્રથમ જ ઉત્પન્ન થયો.) મેનકા, પુત્રીના તે જ મનોરથરૂપ વિવાહકાર્યમાં તિલકને મહા દુઃખે કરતી હવી. (આનંદાશ્રુથી આંખો ભરાઇ જવાને લીધે મહા દુઃખે મેનાએ તિલક કર્યું એવો ભાવ છે. આ પછી વિવાહનાં બીજાં કાર્યો થવાને લીધે જ આ મનોરથને પ્રથમ મનોરથ કહ્યો છે.) ૨૪

**बबन्ध चास्राकुलदृष्टिरस्याः स्थानान्तरे कल्पितसंनिवेशम् ।**
**धात्र्यङ्गुलीभिः प्रतिसार्यमाणमूर्णामयं कौतुकहस्तसूत्रम् ॥२५॥**

એ પાર્વતીના હર્ષાશ્રુથી વ્યાકુળ દ્રષ્ટિવાળી (અને તેથી) બીજા

સ્થાનમાં રાખેલા ( અર્થાત્ પોતાના સ્થાનમાંથી બીજે સ્થળે રાખેલા ) માટે ઉપમાતાએ આંગળીઓથી ખસેડેલા પોતાના સ્થાનમાં આણેલા ઊનના બનાવેલા મંગળ હસ્તસૂત્રને ( મેનકા ) બાંધતી હવી. ( અર્થાત્ પૂર્વે કહેલા તિલકની ક્રિયાને આ ક્રિયા કરીને અર્થવાળી કરતી હવી. ) ૨૫

**क्षीरोद्वेलेव सफेनपुञ्जा पर्याप्तचन्द्रेव शरत्त्रियामा ।**
**नवं नवक्षौमनिवासिनी सा भूयो बभौ दर्पणमादधाना ॥२६॥**

નવાં વસ્ત્ર ધારણ કરતી, નવા દર્પણને ધારણ કરતી તે પાર્વતી, જેમ ફીણને ધારણ કરનાર ક્ષીરસમુદ્રના વેલા ( કાંઠાની ભૂમિ ) અને પૂર્ણ ચન્દ્રવાળી શરદ ઋતુની રાત્રી શોભે તેમ શોભવા લાગી. ૨૬

**तामर्चिताभ्यः कुलदेवताभ्यः कुलप्रतिष्ठां प्रणमय्य माता ।**
**अकारयत्कारयितव्यदक्षा क्रमेण पादग्रहणं सतीनाम् ॥२७॥**

કામ કરાવવામાં કુશળતાવાળી–ચતુર માતા–મેનકા, કુળની પ્રતિષ્ઠારૂપ ( કુળની સ્થિતિ કરનારી ) તે પાર્વતીને પૂજન કરેલી દેવીઓને નમસ્કાર કરાવીને, સતીઓ ( પતિવ્રતાઓ )ના પગને નમસ્કાર અનુક્રમે કરાવતી હવી. ૨૭

**अखण्डितं प्रेम लभस्व पत्युरित्युच्यते ताभिरुमा स्म नम्रा ।**
**तया तु तस्यार्धशरीरभाजा पश्चात्कृताः स्निग्धजनाशिषोऽपि ॥२८॥**

નમસ્કાર કરતી–પગે લાગતી ઉમા–પાર્વતીને તે સતીઓ એ "પતિના–શંકરના" અખંડ પ્રેમને પામ ( પ્રાપ્ત કરજે. ) એમ કહ્યું; ત્યારે (શંકરના) અર્ધા શરીરને ગ્રહણ કરનારી પાર્વતીએ તો બંધુજનનો આશીર્વાદ પણ ઓછો ગણ્યો. ( કારણકે–બંધુજનોના આશીર્વાદથી પણ સતીઓનો આશીર્વાદ પાર્વતીને અધિક ફળરૂપ લાભવાળો લાગ્યો. ) ૨૮

**इच्छाविभूत्योरनुरूपमद्रिस्तस्याः कृती कृत्यमशेषयित्वा ।**
**सभ्यः सभायां सुहृदास्थितायां तस्थौ वृषाङ्कागमनप्रतीक्षः ॥२९॥**

કુશળતાવાળો અને સભામાં પ્રતિષ્ઠા પામનારો હિમાલય, પોતાનાં ઉત્સાહથી અને ઐશ્વર્ય એ બેની યોગ્યતા પ્રમાણે તે પાર્વતીના કૃત્યને સંપૂર્ણ કરી, બંધુજનથી ભરેલી સભામાં શંકરને આવવાની વાટ જોતો બેસતો હવો. ૨૯

**तावद्भवस्यापि कुबेरशैले तत्पूर्वपाणिग्रहणानुरूपम् ।**
**प्रसाधनं मातृभिरादृताभिर्न्यस्तं पुरस्तात्पुरशासनस्य ॥३०॥**

( જેટલામાં પાર્વતીને અલંકાર પહેરાવી તૈયાર કરવામાં આવી )

તેટલામાં તો કુબેરશૈલ ઉપર (કૈલાસ પર્વત ઉપર) વિવાહ-પાણિ ગ્રહણ પહેલાં કરવા યોગ્ય અલંકારની સામગ્રી, બ્રાહ્માદિ (બ્રહ્મી, વૈષ્ણવી વગેરે સાત) માતૃકાઓએ, શંકર પાસે સ્થાપન કરી. (અર્થાત્ વિવાહની સર્વ સામગ્રી, સાત માતૃકાઓએ શંકરની પાસે તૈયાર કરીને મુકી.) ૩૦

**तद्गौरवान्मङ्गलमण्डनश्रीः सा पस्पृशे केवलमीश्वरेण ।**
**स एव वेषः परिणेतुरिष्टं भावान्तरं तस्य विभोः प्रपेदे ॥३१॥**

શંકરે, તે મંગળ અલંકારની સામગ્રી તે માતાઓના આદરથી જ કેવળ સ્પર્શી. (અર્થાત્ તે સામગ્રી માતાઓએ આદરથી આણીને મૂકી હતી તેથી તેમને ખોટું ન લાગે માટે કેવળ સ્પર્શજ કર્યો પણ તે અલંકાર ધારણ કર્યા નહિ.) પરંતુ તે શંકર તો તે સ્વાભાવિક ભસ્મ કપાળાદિ વેષજ લોકમાં લગ્ન કરનાર પુરુષની ઇષ્ટ વસ્તુપણાના ભાવને પામતા હવા. (અર્થાત્ ભસ્માદિ સ્વાભાવિક વેષે જ અંગરાગાદિ વિવાહવેષનું રૂપ ધારણ કર્યું.) ૩૧

હવે એ સ્વાભાવિક વેષે વિવાહવેષનું રૂપ કેવી રીતે લીધું તે જણાવે છે.

**बभूव भस्मैव सिताङ्गरागः कपालमेवामलशेखरश्रीः ।**
**उपान्तभागेषु च रोचनाङ्को गजाजिनस्यैव दुकूलभावः ॥३२॥**

ભસ્મ એ જ, ધોળા ગંધ (ચંદન)નું લેપ ન બનતી હવી; કપાલ-બ્રહ્મ કપાલ જ માથાના ભૂષણની શોભાવાળું બનતું હવું; અને હસ્તીના ચર્મ (હાથીનું ચામડું) જ હંસાદિના ચિહ્નવાળું વસ્ત્રપણાને હોતુ હવું. (અર્થાત્ હાથીનું ચામડું જ વિવાહ યોગ્ય સુંદર વસ્ત્ર બની ગયું-ભસ્માદિક જ અંગરાદિભાવને પામતાં હવાં.) ૩૨

**शङ्खान्तरद्योति विलोचनं यदन्तर्निविष्टामलपिङ्गतारम् ।**
**सांनिध्यपक्षे हरितालमय्यास्तदेव जातं तिलकक्रियायाः ॥३३॥**

લલાટમાં વચ્ચે રહેલી પીળી કીકીવાળું જે નેત્ર, તે જ હરિતાલમય-હડતાલની તિલકક્રિયાનું પ્રતિનિધિ બન્યું, (અર્થાત્ લલાટનું શંકરનું ત્રીજું નેત્ર હરિતાલનું તિલક બની ગયું.) ૩૩

**यथाप्रदेशं भुजगेश्वराणां करिष्यतामाभरणान्तरत्वम् ।**
**शरीरमात्रं विकृतिं प्रपेदे तथैव तस्थुः फणरत्नशोभाः ॥३४॥**

જે જે સ્થળે જેવાં જેવાં જોઈએ તેવાં તેવાં કંકણાદિ અલંકારોને

પામતા ઉત્તમ સર્પોનું શરીર જ વિકારને પામતું હતું; ફણા ઉપરનાં રત્નોની શોભા (તો) તેવી જ રહી. ( અર્થાત્ સર્પોના શરીરોએ અલંકારોનું રૂપ લીધું પરંતુ ફણાઓ ઉપરનાં મણિરૂપી રત્નો તો તેવાંનેતેવાં જ રહ્યાં કારણ કે તે જાતે જ અલંકાર હતાં. ) ૩૪

**दिवापि निष्ठ्यूतमरीचिभासा बाल्यादनाविष्कृतलाञ्छनेन ।**
**चन्द्रेण नित्यं प्रतिभिन्नमौलेश्चूडामणेः किं ग्रहणं हरस्य ॥३५॥**

દીવસે પણ નીકળતા કિરણની કાન્તિવાળા બાલ્યપણાને લીધે કલંક વિનાના જણાતા ચન્દ્રથી નિરંતર યુક્ત મુગટવાળા ( ચન્દ્રથી શોભતા મુકુટવાળા ) ચૂડામણિનું શું પ્રયોજન છે ! ( અર્થાત્ શંકરને ચન્દ્રરૂપી ચૂડામણિ હતો તેથી બીજા ચૂડામણિનું કામ પડયું નહિ. ) ૩૫

**इत्यद्भुतैकप्रभवः प्रभावात्प्रसिद्धनेपथ्यविधेर्विधाता ।**
**आत्मानमासन्नगणोपनीते खड्गे निषक्तप्रतिमं ददर्श ॥३६॥**

એ પ્રકારના સામર્થ્યથી પ્રસિદ્ધ વેષના સંવિધાનને ધારણ કરનાર અને તેથી આશ્ચર્યોના એક ઉત્પત્તિસ્થાનરૂપ (સર્વ આશ્ચર્યોના નિધિ) તે શંકર, પાસે રહેતા વર્ગે ( પ્રથમ ગણે ) આણેલા ખડ્ગમાં પડેલા પ્રતિબિમ્બરૂપે પોતાને જોતા હવા. ( વીર પુરુષોની એ જ રીતિ છે. ) ૩૬

**स गोपतिं नन्दिभुजावलम्बी शार्दूलचर्मान्तरितोरुपृष्ठम् ।**
**मद्भक्तिसंक्षिप्तबृहत्प्रमाणमारुह्य कैलासमिवप्रतस्थे ॥३७॥**

તે દેવ-શંકર, નંદિકેશ્વરના ઉપર હાથનો ટેકો દેઇને વ્યાઘ્રચર્મથી-વાઘના ચામડાથી ઢંકાએલા મોટા પૃષ્ટભાગવાળા, દેવ વિષે ભક્તિ હોવાથી મોટા પ્રમાણને સંકોચ પમાડનારા ( વખતને અનુસરીને સુંદર નાના રૂપવાળા બનેલા ) પોઠીઆપર, જેમ કૈલાસ પર્વતપર ચઢે તેમ ચઢીને ચાલતા હવા. ૩૭

**तं मातरो देवमनुव्रजन्त्यः स्ववाहनक्षोभचलावतंसाः ।**
**मुखैः प्रभामण्डलरेणुगौरैः पद्माकरं चक्रुरिवान्तरीक्षम् ॥३८॥**

તે શંકર પાછળ ચાલતી, પોતાના વાહનના હાલવાથી હાલતાં કુણ્ડલોવાળી સાત માતૃકાઓ, કાન્તિમંડળરૂપી પરાગથી ગૌરવર્ણવાળાં મુખોવડે આકાશને જાણે સરોવર ( કમળના સમૂહવાળું ) કરતી હોય એમ જણાયું. ( આ ઉત્પ્રેક્ષા છે. ) ૩૮

**तासां च पश्चात्कनकप्रभाणां काली कपालाभरणा चकासे ।**
**बलाकिनी नीलपयोदराजी दूरं पुरःक्षिप्तशतह्रदेव ॥३९॥**

અને સોનાના સરખા વર્ણવાળી તે માતૃકાઓની પાછળ (શ્વેત) કપાળ અલંકારવાળી મહાકાલી દેવી (કાળા રંગવાળી જણાવવા માટે કાલી નામ આપ્યું છે.) જેમ બગલાવાળી સમીપ ભાગમાં ફેલાતી વિજળીઓવાળી કાળા મેઘની પંક્તિ શોભે તેમ શોભતી હવી. (અર્થાત્ માતૃકાઓ વિજળીઓ જેવી, કાલીનાં કપાળો બગલાની પંક્તિ જેવાં અને કાળી કાળા મેઘ જેવી શોભવા લાગી.) ૩૯

**ततो गणैः शूलभृतः पुरोगैरुदीरितो मङ्गलतूर्यघोषः ।**
**विमानशृङ्गाण्यवगाहमानः शशंस सेवावसरं सुरेभ्यः ॥४०॥**

ત્યાર પછી ત્રિશૂળને ધારણ કરનાર-શંકર-ની, આગળ ચાલનારા પ્રમથાદિ ગણોએ ઉત્પન્ન કરેલો (વગાડેલો) મંગળ વાજીંત્રનો ધ્વનિ (શબ્દ) વિમાનના શિખરોમાં પેશી જઇને દેવલોકોને સેવા કરવાનો વખત કહેતો હતો, (અર્થાત્ દેવલોકો પ્રસ્થાનના એટલે જવાના વાજીંત્રના શબ્દને સાંભળીને "આ આપણો સેવા કરવાનો વખત છે" એમ જાણી સુરો, શંકરની સેવા કરવા આવતા હવા.) ૪૦

હવે દેવલોકોએ શંકરની સેવા કેવી રીતે કરી તે જણાવે છે.

**उपाददे तस्य सहस्ररश्मिस्त्वष्ट्रा नवं निर्मितमातपत्रम् ।**
**स तद्दुकूलादविदूरमौलिर्बभौ पतद्गङ्ग इवोत्तमाङ्गे ॥४१॥**

તે શંકરનું (અર્થાત્ શંકરની ઉપરનું) સૂર્યનારાયણ, વિશ્વકર્માએ નવું બનાવેલું છત્ર ધારણ કરતો હવો (એટલે સૂર્યે શંકર ઉપર છત્ર ધર્યું.) તે છત્રના વસ્ત્રથી સમીપ રહેલા મુગટવાળા તે શંકર, માથા ઉપર જાણે ગંગા પડતી હોય તેવા શોભતા હવા. ૪૧

**मूर्ते च गङ्गायमुने तदानीं सचामरे देवमसेविषाताम् ।**
**समुद्रगारूपविपर्ययेऽपि सहंसपाते इव लक्ष्यमाणे ॥४२॥**

અને ગંગા તથા યમુના એ બેઉ નદીઓ, મૂર્તિમાન દેહને ધારણ કરી ચામર સાથે રહેલી હતી તે નદીના સ્વરૂપના અભાવમાં પણ હંસના સંચારવાળી હોય એવી દેખાતાં વિવાહ વખતે દેવની સેવા કરતી હવી. (અર્થાત્ ગંગા ને યમુના એ બે નદીઓ સ્ત્રીયોનું રૂપ લઇને ચામર ગ્રહણ કરી શંકરની સેવા કરવા લાગી.) ૪૨

**तमभ्यगच्छत्प्रथमो विधाता श्रीवत्सलक्ष्मा पुरुषश्च साक्षात् ।**
**जयेति वाचा महिमानमस्य संवर्धयन्तौ हविषेव वह्निम् ॥४३॥**

પ્રથમ વિધાતા (ચાર મુખવાળા બ્રહ્મા) અને શ્રીવત્સના ચિહ્નવાળા પુરુષ-વિષ્ણુ બેઉ સાક્ષાત્ તે શંકરની સામે આવતા હવા; અને 'જય થાઓ' એવી વાણીથી એ શંકરના મહિમાને જેમ હુતદ્રવ્યથી અગ્નિને વૃદ્ધિ પમાડે તેમ વૃદ્ધિ પમાડતા હવા. ૪૩

આ અયોગ્ય નથી કર્યું; યોગ્ય જ કર્યું છે, એમ જણાવતાં કહે છે કે-

**एकैव मूर्तिर्बिभिदे त्रिधा सा सामान्यमेषां प्रथमावरत्वम् ।**
**विष्णोर्हरस्तस्य हरिः कदाचिद्वेधास्तयोस्तावपि धातुराद्यौ ॥४४॥**

તે એક જ મૂર્તિ ત્રણ પ્રકારે (બ્રહ્મા, વિષ્ણુ અને શંકર એ રૂપે) ભેદ પામી છે. (અર્થાત્ આ ઔપાધિક ભેદ વાસ્તવિક નથી.) એ ત્રણેનું જ્યેષ્ઠકનિષ્ઠપણું સાધારણ છે (અર્થાત્ ઇચ્છા પ્રમાણે સર્વ એક બીજાથી જ્યેષ્ઠ થાય છે અને કનિષ્ઠ પણ થાય છે.) કોઈ વખત હર-શંકર, વિષ્ણુથી પ્રથમ-મોટા બને છે; કોઈવાર વિષ્ણુ, તે શંકરની પ્રથમ-મોટા બને છે; કોઈ વખત બ્રહ્મા તે બેઉના-વિષ્ણુને શંકરના પ્રથમ-મોટા બને છે; અને કોઈ વખત શંકર અને વિષ્ણુ એ બેઉ પણ બ્રહ્માના પ્રથમ-મોટા બને છે. (એ પ્રકારે ત્રણેનું પૂર્વાપર અનિયમિતપણું બતાવ્યું.) ૪૪

**तं लोकपालाः पुरुहूतमुख्याः श्रीलक्षणोत्सर्गविनीतवेषाः ।**
**दृष्टिप्रदाने कृतनन्दिसंज्ञास्तद्दर्शिताः प्राञ्जलयः प्रणेमुः ॥४५॥**

ઇન્દ્રાદિ લોકપાલો, ઐશ્વર્યના ચિહ્ન છત્ર, ચામરને ત્યાગ કરી નમ્ર વેષવાળા થઇ તથા દર્શન માટે નંદિને સંજ્ઞા કરતા (અર્થાત્ અમને શંકર, દર્શન આપે એમ નંદિ પ્રત્યે હાથથી કરેલી સૂચનાવાળા અને તેથી) નંદિએ જેમને દેખાડયા એવા (આ ઇન્દ્ર પ્રણામ કરે છે, આ ચન્દ્ર પ્રણામ કરે છે એ પ્રકારે શિવને જણાવેલા) હાથ જોડી તે શંકરને પ્રણામ કરતા હવા. (અર્થાત્ દેવોએ નંદિને હાથની સંજ્ઞા કરવાથી નંદિએ શંકરને કહેવાથી શંકરે ઇન્દ્રાદિના સામું જોયું ત્યારે શંકરને તે દેવો પ્રણામ કરવા લાગ્યા.) ૪૫

**कम्पेन मूर्ध्नः शतपत्रयोनिं वाचा हरिं वृत्रहणं स्मितेन ।**
**आलोकमात्रेण सुरानशेषान्संभावयामास यथाप्रधानम् ॥४६॥**

(શંકર) શતપત્રથી ઉત્પત્તિવાળા (બ્રહ્મા)ને માથાના કંપથી (માથું હલાવીને) તથા વિષ્ણુને વાણીથી (વાતચીત કરીને), વૃત્રાસુર હણનારા (ઇન્દ્ર)ને સ્મિત હાસ્યથી (મુખ મલકાવીને) અને સઘળા દેવોને સામું

જોવા માત્રથી જ જેમ ઘટે તેમ મોટાઈ પ્રમાણે સંભાવના કરતા હવા. ( અર્થાત્ શંકરે, જેને જેમ ઘટે તેમ માન આપ્યું. ) ૪૬

**तस्मै जयाशीः ससृजे पुरस्तात्सप्तर्षिभिस्तान्स्मितपूर्वमाह ।**
**विवाहयज्ञे विततेऽत्र यूयमध्वर्यवः पूर्ववृता मयेति ॥४७॥**

તે શંકરને ( સાત ) ઋષિઓયે આગળ આવી "જય થાઓ" એવો આશીર્વાદ આપ્યો, તે ઋષિઓને સ્મિત હાસ્યપૂર્વક શિવ કહેવા લાગ્યા કે— ( શું કહે છે તો તે જણાવે છે ) પ્રવર્ત કરેલા ( ચાલુ કરેલા ) આ વિવાહ રૂપી યજ્ઞમાં, તમે મેં પ્રથમથી નોતરેલા અધ્વર્યુ છો. ( અર્થાત્ શિવે, ઋષિઓને કહ્યું કે—પ્રથમથી જ આ વિવાહમાં તમારી ઋત્વિજમાં મેં યોજના કરી છે. ) ૪૭

**विश्वावसुप्राग्रहरैः प्रवीणैः संगीयमानत्रिपुरावदानः ।**
**अध्वानमध्वान्तविकारलङ्घ्यस्ततार ताराधिपखण्डधारी ॥४८॥**

વિશ્વાવસુ નામના કોઈ એક ગાયન કરનાર ગન્ધર્વ જેમાં મુખ્ય છે એવા નિપુણ પુરુષોયે ગાન કરાતા ત્રિપુર સંબંધી પૂર્વ વૃતાન્તરૂપ-વિજય રૂપ ચરિત્રવાળા, મોહરૂપી અન્ધકારના રાગાદિ વિકારથી પરાભવ નહિ પામતા ( અર્થાત્ વિવાહાદિક તો તેમની લીલા હતી ) અને તારાના સ્વામિના એટલે ચન્દ્રના ખણ્ડને ધારણ કરનારા ( ચન્દ્રશેખર-શંકર ) માર્ગને ઉલ્લંઘન કરતા હવા. ( અર્થાત્ વિશ્વાવસુ, ત્રિપુરવિજયનું ગાન કરતો હતો તે સાંભળતાં શંભુ માર્ગ કાપતા હવા. ) ૪૮

**खे खेलगामी तमुवाह वाहः सशब्दचामीकरकिंकिणीकः ।**
**तटाभिघातादिव लग्नपङ्के धुन्वन्मुहुः प्रोतघने विषाणे ॥४९॥**

આકાશમાં સારી રીતે જનારો, શબ્દ કરતી સોનાની ઘંટડીઓવાળો વૃષભ, ( પોઠીઓ ) ઘાઢા મેઘમાં પેઠેલાં અને તેથી તટના આઘાતથી ચોંટેલા કાદવવાળાં હોય એવાં શીંગડાંને વારંવાર કંપાવતો શંકરને વહન કરતો હતો. ( અર્થાત્ શંકરને લેઈને ચાલતો હતો. ) ૪૯

**स प्रापदप्राप्तपराभियोगं नगेन्द्रगुप्तं नगरं मुहूर्तात् ।**
**पुरोविलग्नैर्हरदृष्टिपातैः सुवर्णसूत्रैरिव कृष्यमाणः ॥५०॥**

તે પોઠીઓ, શત્રુએ કરેલા પરાભવને નહિં પ્રાપ્ત કરનારા ( શત્રુથી જેને કંઈ પણ થઈ શકતું નથી એવા ) હિમાલયે રક્ષણ કરેલા ( ઔષધિપ્રસ્થ નામના ) નગરને અગાડી પડતા શંકરના દ્રષ્ટિપાતથી જાણે સોનાના

દોરવડે ખેંચાઇ આવતું હોય તેમ મૂહુર્તવારમાં પ્રાપ્ત કરતો હવો. ( અર્થાત્ તે પોઠીઓ, શંકરને લઇને થોડીવારમાં હિમાલયના ઔષધિપ્રસ્થ નગરમાં આવી પહોંચતો હવો. દૂર નહિ હતું તો તે તરત શી રીતે પ્રાપ્ત થાય ? આગળ પડતી શંકરની દ્રષ્ટિ, પીળાશયુક્ત હોવાથી સોનાના દોરડા જેવી જણાતી હતી. ) ૫૦

**तस्योपकण्ठे घननीलकण्ठः कुतूहलादुन्मुखपौरदृष्टः ।**
**स्वबाणचिन्हादवतीर्य मार्गादासन्नभूपृष्ठमियाय देवः ॥५१॥**

તે નગરના સમીપ ભાગમાં મેઘના સરખા શ્યામ કંઠવાળા દેવ ( શંકર ) દર્શનના ઉત્સાહથી ઊંચા મુખવાળા નગરના લોકોએ જોવાતા ( ત્રિપુર વિજય વખતે ) પોતાના બાણના ચિહ્નવાળા આકાશમાર્ગથી ઉતરીને પાસેની પૃથ્વીને પામ્યા. ( અર્થાત્ શંકર, આકાશના કોઈ એક ભાગમાંથી ઉતરી પૃથ્વીપર આવ્યા. ) ૫૧.

**तमृद्धिमद्बन्धुजनाधिरूढैर्वृन्दैर्गजानां गिरिचक्रवर्ती ।**
**प्रत्युज्जगामागमनप्रतीतः प्रफुल्लवृक्षैः कटकैरिव स्वैः ॥५२॥**

શંકરના આવવાથી હર્ષવાળો બનેલો પર્વતોનો ચક્રવર્તી રાજા ( હિમાલય ) સમૃદ્ધિ ( વસ્ત્રાલંકાર )વાળા બંધુજનો જેઓના ઉપર બેઠા હતા એવા હાથીઓનાં ટોળાંથી જેમ ખીલેલાં પુષ્પોયુક્ત વૃક્ષવાળાં પોતાના મધ્ય ભાગોથી સામો આવે તેમ તે શંકરના સામો આવતો હવો. ૫૨

**वर्गावुभौ देवमहीधराणां द्वारे पुरस्योद्घटितापिधाने ।**
**समीयतुर्दूरविसर्पिघोषौ भिन्नैकसेतू पयसामिवौघौ ॥५३॥**

દૂર ફેલાતા શબ્દોવાળા દેવો અને પર્વતોના બન્ને વર્ગો ઉઘાડેલા કમાડવાળા નગરના દ્વારમાં જેમ, એક ભાગેલી પાળવાળા ( એક પાળને ભાગી નાંખીને ) જળના બે પ્રવાહો સામાસામી મળે તેમ મળતા હવા. ૫૩

**ह्रीमानभूद्भूमिधरो हरेण त्रैलोक्यवन्द्येन कृतप्रणामः ।**
**पूर्वं महिम्ना स हि तस्य दूरमावर्जितं नात्मशिरो विवेद ॥५४॥**

ત્રણ લોકને નમવા યોગ્ય શંકરને તે હિમાલયે નમસ્કાર કર્યો ત્યારે તે લજ્જાવાળો થતો હવો. ( અર્થાત્ મહાદેવ પ્રત્યે પોતાના અલ્પપણાથી સંકોચ પામતો હવો. "જાણીતા મહિમાવાળા જમાઇએ પોતાની આગળ જ નમવારૂપ આચાર માત્ર કર્યો" તેમાં સંકોચ શો ? એવી કોઈને શંકા થાય

તો તેના નિરાકરણમાં કહે છે કે– ) કારણ કે તે હિમાલય, પહેલાં શંકરના મહિમાથી અત્યંત નમેલા પોતાના માથાને નહોતો જાણતો. ( અર્થાત્ પોતે પહેલાં ઘણો નમ્યો હતો તે વાત અત્યારે ઉત્સુકપણાને લીધે જાણતો નહોતો તેથી સંકોચ પામ્યો. જો જાણતો હોય તો ન પામત. ) ૫૪

**स प्रीतियोगाद्विकसन्मुखश्रीर्जामातुरग्रेसरतामुपेत्य ।**
**प्रावेशयन्मन्दिरमृद्धमेनमागुल्फकीर्णापणमार्गपुष्पम् ॥५५॥**

સંતોષકારક લાગવાથી પ્રફુલ્લિત મુખની કાન્તિવાળો તે હિમાલય, જમાઈનું અગ્રેસરપણું પ્રાપ્ત કરી ( શંકરની આગળ થઈ )ને ઘુંટણ સુધી આવતાં રાજમાર્ગમાં પડેલા પુષ્પોવાળા સમૃદ્ધિયુક્ત નગર પ્રત્યે પ્રવેશ કરાવતો હવો. ( અર્થાત્ હિમાલય પોતાના જમાઈ શંકરને પોતાના નગરમાં લેઈ ગયો જે નગરના રસ્તાઓમાં પુષ્પો વેરાએલાં હતાં કે તેમાં શંકરના પગ ઘૂંટણ સુધી પેશી જતા હતા. ) ૫૫

**तस्मिन्मुहूर्ते पुरसुन्दरीणामीशानसंदर्शनलालसानाम् ।**
**प्रासादमालासु बभूवुरित्थं त्यक्तान्यकार्याणि विचेष्टितानि ॥५६॥**

શંકર, નગરમાં પેઠા તે વખતે તેમનાં દર્શન કરવાના લોભવાળી ( શિવને જોવાને ઉત્સુક બનેલી ) સ્ત્રીઓ, હવેલીઓની પંક્તિમાં આ પ્રકારે ( નીચે કહ્યા પ્રમાણે ) ત્યાગ કરેલાં બીજાં કાર્યોવાળી ચેષ્ટાઓ બનતી હવી ( અર્થાત્ શંકરને જોવામાં લોભવાળી તે સ્ત્રીયો પોતાનાં બીજાં સર્વ કામો ત્યાગ કરી નીચે પ્રમાણે ચેષ્ટાઓ કરવા લાગી. ) ૫૬

સ્ત્રીઓની તે ચેષ્ટાને પાંચ શ્લોકથી જણાવે છે.

**आलोकमार्गं सहसा व्रजन्त्या कयाचिदुद्वेष्टनवान्तमाल्यः ।**
**बद्धुं न संभावित एव तावत्करेण रुद्धोऽपि च केशपाशः ॥५७॥**

જોવાના માર્ગે ( બારીએ ) શંકરને ઉતાવળે જોવા જતી કોઈ એક સ્ત્રી ઉતાવળને લીધે કેશપાશ છૂટી જવાથી જેમાંથી ફૂલ ખરી પડતાં હતાં છતાં તે હાથે ઝાલી રાખેલો પણ કેશપાશ, બારીએ પહોંચતા સુધી બાંધવાને ન સંભારતી હવી. ( અર્થાત્ છૂટી ગએલા ચોટલાને બારીએ પહોંચતા સુધી હાથે ઝાલી રાખ્યો પણ બાંધવા રહી નહિ. ) ૫૭

**प्रसाधिकालम्बितमग्रपादमाक्षिप्य काचिद्द्रवरागमेव ।**
**उत्सृष्टलीलागतिरा गवाक्षादलक्तकाङ्का पदवीं ततान ॥५८॥**

કોઈ સ્ત્રી, શોભા માટે પગનાં તળીઆંએ લગાડેલા રાતા અળતાવાળા લાંબા કરેલા, લીલા જ પગ ખેંચી લઇને, ઝટ જોવા સારૂ ઉતાવળી ગતિવાળી બની બારી સુધી પગલાંની હારને લીલા અળતાના ચિહ્નવાળી કરતી હવી. (અર્થાત્ શંકરને જોવાના ઉત્સાહમાં પગ ઉપરનો અળતો લેવાઇ જવાની કે જમીન બગડવાની પરવા ન રાખતાં ઉતાવળી બારી તરફ ચાલી જેથી જમીનપર રાતાં પગલાં પડયાં.) ૫૮

**विलोचनं दक्षिणमञ्जनेन संभाव्य तद्वञ्चितवामनेत्रा ।**
**तथैव वातायनसंनिकर्षं ययौ शलाकामपरा वहन्ती ॥५९॥**

કોઈ બીજી સ્ત્રી, (ઉતાવળને લીધે) જમણી આંખ અંજનથી આંજીને શોભાવી, અને તેથી જેની ડાબી આંખ ઠગાએલી છે એવી બની અર્થાત્ એમને એમજ (આંજ્યા વિના) હાથમાં આંજવાની સળી લઇને બારી પાસે શંકરને જોવા સારૂ આવી. ૫૯

**जालान्तरप्रेषितदृष्टिरन्या प्रस्थानभिन्नां न बबन्ध नीवीम् ।**
**नाभिप्रविष्टाभरणप्रभेण हस्तेन तस्थाववलम्ब्य वासः ॥६०॥**

કોઈ બીજી સ્ત્રી, બારીમાં નજર રાખીને શંકરને જોવા સારૂ ઉતાવળથી ચાલવાને લીધે ગાંઠે પહેરેલા લૂગડાની ગાંઠ છુટી ગયા છતાં તે ગાંઠને ન બાંધતી હવી. પરંતુ જેનાં કંકણાદિનો ચળકાટ નાભીપર પ્રસરતો હતો એવા હાથથી તે વસ્ત્ર ઝાલી રહી હતી. (અર્થાત્ લુગડાની ગાંઠને બાંધ્યા વિના શંકરને જોવા ઉભી રહેતી હવી.) ૬૦

**अर्धाचिता सत्वरमुत्थितायाः पदे पदे दुर्निमिते गलन्ती ।**
**कस्याश्चिदासीद्रसना तदानीमङ्गुष्ठमूलार्पितसूत्रशेषा ॥६१॥**

એકદમ ઉઠતી કોઇ સ્ત્રીની મણિ પરોવેલી અર્ધિ ગુંથેલી અને ગભરાટથી એકદમ ચાલતાં ડગલે ડગલે જેમાંનાં રત્ન નીકળી પડતાં હતાં એવી મેખલા, તે વખતે અંગુઠાના મૂળમાં લાગેલો સૂત્રનો દોરો જેનો બાકી રહ્યો હતો એવી બની. (અર્થાત્ કટિમેખલા અર્ધિ ગુંથેલી હોવાથી તેમાંનાં રત્ન ઉતાવળથી ચાલતાં ડગલે ડગલે નીકળી પડયાં પછી સૂત્રનો દોરોજ માત્ર બાકી રહ્યો.) ૬૧

---

૬૧ અને ૬૨ શ્લોક વચ્ચે નીચેનો આ શ્લોક કોઇ ઠેકાણે જોવામાં આવે છે.

**स्तनंधयन्तं तनयं विहाय विलोकनाय त्वरया व्रजन्ति ।**
**संप्रस्नुताभ्यां पदवीं स्तनाभ्यां सिषेच काचित्पयसा गवाक्षम् ॥**

સ્તનને ધાવતો છોકરો મૂકી (શંકરને) જોવા માટે ઉતાવળથી જતી કોઈ

**तासां मुखैरासवगन्धगर्भैर्व्याप्तान्तराः सान्द्रकुतूहलानाम् ।**
**विलोलनेत्रभ्रमरैर्गवाक्षाः सहस्रपत्राभरणा इवासन् ॥६२॥**

તેવી અત્યંત કૌતુકવાળી તે સ્ત્રીઓનાં, આસવની ગંધવાળાં અને ચપળ નેત્રરૂપી ભમરાવાળાં મુખોવડે બીલકુલ અવકાશ ન રહે એવી રીતે તે ભરેલી બારીઓ (જેમાં સ્ત્રીયોનાં મુખ જ ભરેલાં હતાં એવી) જાણે કમળોથી શણગારી હોય તેવી જણાતી હવી. (અર્થાત્ માત્ર કમળના અલંકારવાળી જ દેખાતી હતી. ૬૨

**तावत्पताकाकुलमिन्दुमौलिरुत्तोरणं राजपथं प्रपेदे ।**
**प्रासादशृङ्गाणि दिवापि कुर्वञ्ज्योत्स्नाभिषेकाद्द्विगुणद्युतीनि ॥६३॥**

તે વખતે ચંદ્રમૌલિ-શંકર, દિવસે પણ હવેલીઓનાં શિખરોને ચંદ્રની કાન્તિના અભિષેકથી બમણી કાન્તિવાળાં કરતા, ધ્વજાઓથી ભરેલા અને ઊંચાં તોરણોવાળા રાજમાર્ગને પ્રાપ્ત કરતા હવા. (અર્થાત્ શંકર, રાજમાર્ગ પ્રત્યે આવ્યા.) ૬૩

**तमेकदृश्यं नयनैः पिबन्त्यो नार्यो न जग्मुर्विषयान्तराणि ।**
**तथाहि शेषेन्द्रियवृत्तिरासां सर्वात्मना चक्षुरिव प्रविष्टा ॥६४॥**

એક દર્શન કરવા લાયક તે શંકરને, નેત્રથી પાન કરતી સ્ત્રીઓ, (અર્થાત્ અતિ તૃષ્ણાથી જોતી) બીજા વિષયોને ન જાણતી હવી; કારણ કે એ સ્ત્રીયોની બાકી રહેલી ઇન્દ્રિયોની વૃત્તિ (કર્ણાદિ પ્રવૃત્તિ) સ્વરૂપના સૌંદર્યથી સર્વ પ્રકારે ચક્ષુ જાણે પ્રવેશ કરતી હોય એમ જણાયું. (શ્રોતાદિ-કાન વિગેરે ઇન્દ્રિઓ, સ્વતન્ત્રતાથી શંકર સ્વરૂપને ગ્રહણ કરવાની અશક્તિને લીધે નેત્રમાં જ પેશીને આશ્ચર્યથી પોતે પણ એમને પ્રાપ્ત કરતી હશે? નહિ તો પોતપોતાના વિષયની વૃત્તિને કેમ ન પામે? અર્થાત્ પામે જ.) ૬૪

હવે નગરની સ્ત્રીઓનાં વચનને જણાવે છે.

**स्थाने तपो दुश्चरमेतदर्थमपर्णया पेलवयापि तप्तम् ।**
**या दास्यमप्यस्य लभेत नारी सा स्यात्कृतार्था किमुताङ्कशय्याम् ॥६५॥**

કોમળ પણ પાર્વતીએ શંકર માટે દુશ્ચર તપ કર્યું એ યોગ્ય છે, કેમકે જે સ્ત્રીઓ, શંકરની દાસીપણાને પણ પામે તે કૃતાર્થ થાય છે; તો જે

---

સ્ત્રી, દુધ ઝરતા બે સ્તનો વડે પય (દુધ)થી બારીએ જવાનો રસ્તાને સીંચતી હવી. (આ શ્લોક ક્ષેપ છે.)

તેમના ખોળારૂપી શય્યા (પથારી)ને પામે; તેનું તો કહેવું જ શું? (એ તો કૃતાર્થ થાય જ એમાં શું કહેવું?) ૬૫

**परस्परेण स्पृहणीयशोभं न चेदिदं द्वन्द्वमयोजयिष्यत् ।**
**अस्मिन्द्वये रूपविधानयत्नः पत्युः प्रजानां विफलोऽभविष्यत् ॥६६॥**

જો વખાણવા યોગ્ય શોભાવાળું આ જોડું, પરસ્પર ન યોજાયું હોત તો પ્રજાના પતિ (બ્રહ્મા)નો આ જોડામાં સુંદરતાનું નિર્માણ કરવાનો પ્રયાસ-પ્રયત્ન નિષ્ફલ થાત. (આ સ્ત્રીપુરુષોનાં સરખાં બીજાંનો અભાવ હોવાથી નિષ્ફળ થાત.) ૬૬

**न नूनमारूढरुषा शरीरमनेन दग्धं कुसुमायुधस्य ।**
**व्रीडादमुं देवमुदीक्ष्य मन्ये संन्यस्तदेहः स्वयमेव कामः ॥६७॥**

અત્યંત ઉત્પન્ન થએલા ક્રોધવાળા આ શંકરે, કામદેવનું શરીર નથી ભસ્મ કર્યું ખરે! (અર્થાત્ નથી બાળ્યું એમ જણાય છે) પણ કામદેવ, આ શંકરને જોઇને સૌંદર્યથી જીતાયો છું એમ લાજથી પોતે જ ત્યાગ કરેલા દેહવાળો બન્યો હોય એમ માનું છું. (અર્થાત્ પોતે ત્યાગ કરેલી આકૃતિથી કોપ ઉત્પન્ન થવાનો સંભવ નથી. આમાં ઉત્પ્રેક્ષા છે.) ૬૭

કોઇ સ્ત્રી પોતાની સખીને કહે છે.

**अनेन संबन्धमुपेत्य दिष्ट्या मनोरथप्रार्थितमीश्वरेण ।**
**मूर्धानमालि क्षितिधारणाच्चमुच्चैस्तरं वक्ष्यति शैलराजः ॥६८॥**

હે સખિ! શૈલરાજ (હિમાલય) ખરે! મનોરથથી પ્રાર્થના કરેલા (અર્થાત્ ઇચ્છાથી સ્વીકારેલા) શંકર સાથે સંબંધ પ્રાપ્ત કરીને પૃથ્વી ધારણ કરવામાં સમર્થ ઊંચા માથાને અત્યંત ઊંચાપણાથી ધારણ કરશે હો! ૬૮

**इत्यौषधिप्रस्थविलासिनीनां शृण्वन्कथाः श्रोत्रसुखास्त्रिनेत्रः ।**
**केयूरचूर्णीकृतलाजमुष्टिं हिमालयस्यालयमाससाद ॥६९॥**

ત્રિનેત્ર-શંકર, એ પ્રકારે ઔષધિપ્રસ્થની (હિમાલયના નગરમાં રહેનારી) સ્ત્રીઓની કાનને પ્રિય લાગે એવી કથાઓને સાંભળતા બાજુબંધથી ચૂર્ણ કરાતી લાજા (શેકેલી ડાંગર)ની મૂઠીઓવાળા હિમાલયના સ્થાન (ભવન)ને પામતા હવા. (જેમાં પડતી લાજાની મૂઠીઓનો અદ્ધરથી સ્ત્રીયો પોતાનાં કંકણોવડે ભાગી નાંખતી હતી એવા હિમાલયના મહેલમાં આવ્યા. અહિં પુરંધ્રીજનના સંબંધી અતિશયોક્તિ નામનો અલંકાર છે. ૬૯

**तत्रावतीर्याच्युतदत्तहस्तः शरद्घनाद्दीधितिमानिवोक्ष्णः ।**
**क्रान्तानि पूर्वं कमलासनेन कक्ष्यान्तराण्यद्रिपतेर्विवेश ॥७०॥**

તે હિમાલયના ભવનમાં વિષ્ણુએ આપેલા હાથના આશ્રયવાળા (અર્થાત્ વિષ્ણુનો હાથ ઝાલીને) શંકર, જેમ શરદૠતુના મેઘ ઉપરથી સૂર્ય ઉતરે એમ પોઠીઆપરથી ઉતરીને બ્રહ્માએ પ્રથમ પ્રવેશ કરેલા હિ-માલયના ઘરના અંદરના ભાગમાં પેસતા હવા. ૭૦

**तमन्वगिन्द्रप्रमुखाश्च देवाः सप्तर्षिपूर्वाः परमर्षयश्च ।**
**गणाश्च गिर्यालयमभ्यगच्छन्प्रशस्तमारम्भमिवोत्तमार्थाः ॥७१॥**

અને તે શંકર પાછળ લગોલગ ઇન્દ્રાદિ દેવલોકો, અને સપ્તર્ષિપૂર્વક મોટા સનકાદિ ઋષિઓ અને ગણો (પ્રમથો) મહા પ્રયોજનવાળા સફળ આરંભ (ઉપાય) પ્રત્યે જાય તેમ હિમાલયના મંદિર પ્રત્યે પેસતા હવા. (અ-ર્થાત્ શિવની પાછળ ઘણા હર્ષથી દેવલોકો, ઋષિઓ અને ગણો હિમાલયના મંદિરમાં પેઠા.) ૭૧

**तत्रेश्वरो विष्टरभाग्यथावत्सरत्नमर्घ्यं मधुमच्च गव्यम् ।**
**नवे दुकूले च नगोपनीतं प्रत्यग्रहीत्सर्वममन्त्रवर्जम् ॥७२॥**

હિમાલયના મંદિરમાં ઈશ્વર-શંકર, આસન ઉપર બેઠા અને વિધિપૂર્વક રત્નવાળું (અર્ઘ્યનું) જળ અને મધ સહિત દહીં તથા બે નવાં વસ્ત્ર એ સર્વ હિમાલયે આણેલાં, મન્ત્ર સાથે ગ્રહણ કરતા હવા. ૭૨

**दुकूलवासाः स वधूसमीपं निन्ये विनीतैरवरोधदक्षैः ।**
**वेलासमीपं स्फुटफेनराजिर्नवैरुदन्वानिव चन्द्रपादैः ॥७३॥**

ત્યાર પછી દુકૂલ (વસ્ત્ર)ને ધારણ કરનારા તે શંકર, નમ્રતાવાળા અંતઃપુરમાંના કુશળ પુરુષોએ વધુની એટલે પાર્વતીની પાસે લઈ જવાતા હવા. (અર્થાત્ ગંભિરતાવાળા પુરુષો-સેવકો શંકરને પાર્વતીની પાસે લઈ ગયા. કોની પેઠે કે) જેમ, સ્પષ્ટ ફીણની પંક્તિવાળો સમૂદ્ર, ચન્દ્રનાં કિર-ણોવડે કાંઠા ઉપર લઇ જવાય તેમ. (શંકરને પાર્વતી સમીપ લઈ ગયા.) ૭૩

**तया प्रवृद्धाननचन्द्रकान्त्या प्रफुल्लचक्षुःकुमुदः कुमार्या ।**
**प्रसन्नचेतःसलिलः शिवोऽभूत्संसृज्यमानः शरदेव लोकः ॥७४॥**

વૃદ્ધિ પામેલા મુખચન્દ્રની કાન્તિવાળી તે પાર્વતી સાથે, શરદૠતુ સાથે લોક મળે તેમ મળેલા શિવ, કુમુદો જેવાં પ્રફુલ્લ નેત્રવાળા અને જળ જેવા પ્રસન્ન ચિત્તવાળા બનતા હવા. (અર્થાત્ પાર્વતી સાથે જોડાવાથી શંકર, અત્યંત પ્રસન્ન ચિત્તવાળા થયા, જેમ શરદમાં પૂર્ણ ચન્દ્રથી પ્રફુલ્લિત

થતાં કુમુદોવાળાં જળોવડે પ્રસન્ન થાય તેમ શંકર પ્રસન્ન થતા હવા. ૭૪

**तयोः समापत्तिषु कातराणि किंचिद्व्यवस्थापितसंहृतानि ।**
**ह्रीयन्त्रणां तत्क्षणमन्वभूवन्नन्योन्यलोलानि विलोचनानि ॥७५॥**

તે વહુવરના ઇચ્છિત સમાગમમાં ચકિત થતાં એટલે જોવામાં અ-સમર્થ બનતાં, કંઇક સ્થિર કરેલાં ને પછી સંકોચેલાં પરસ્પર તૃષ્ણાવાળાં નેત્રો, તે વખતે લાજના બાધથી સંકોચ પામતાં હવાં. (અર્થાત્ અધીરતાથી એક બીજાના સામી ત્રાંશી દ્રષ્ટિ કરતાં હતાં પરંતુ લાજ—શરમ—ને લીધે તરત આડું જોતાં હતાં. ) ૭૫

**तस्याः करं शैलगुरूपनीतं जग्राह ताम्राङ्गुलिमष्टमूर्तिः ।**
**उमातनौ गूढतनोः स्मरस्य तच्छङ्किनः पूर्वमिव प्ररोहम् ॥७६॥**

અષ્ટમૂર્તિ—શંકર, મહાદેવથી ભય પામતા અને તેથી ઉમાના શરી-રમાં ગુપ્ત રહેલા શરીરવાળા જાણે કામદેવના પહેલા અંકુર હોય એવા દે-ખાતા પર્વતોના ગુરુએ (હિમાલયે અગર હિમાલયના ગુરુએ—ગોરે) આપેલા લાલ આંગળિઓવાળા તે પાર્વતીના હાથને ઝાલતા હવા. (અર્થાત્ શંકરે, પાર્વતીનો કર ગ્રહણ કર્યો. ) ૭૬

**रोमोद्गमः प्रादुरभूदुमायाः स्विन्नाङ्गुलिः पुंगवकेतुरासीत् ।**
**वृत्तिस्तयोः पाणिसमागमेन समं विभक्तेव मनोभवस्य ॥७७॥**

(તે સમયે) પાર્વતીનાં રૂવાં ઉભાં થતાં હવાં, અને વૃષભના ચિહ્ન-વાળા—શંકર પરસેવાયુક્ત આંગળિઓવાળા થતા હવા; હાથના મેળાપથી પાર્વતી શંકરની કામદેવ સંબંધી વૃત્તિ જાણે સરખે સરખી વહેંચાઇ હોય એમ જણાયું. ( આમાં ઉત્પ્રેક્ષા છે પરંતુ કન્યા તો પ્રથમ સમાગમમાં પર-સેવાવાળા હાથપગવાળી થાય છે અને પુરુષ તો રોમાંચિત થાય છે એ પ્ર-કારે વાત્સ્યાયને વિપરીત કહ્યું છે તેમાં દોષ નથી એવી શંકાના સંબંધમાં કહે છે કે તેમાં એવા વિકારોથી તેમના ભાવની મનોપરીક્ષા કરવી એવું વાક્ય બાકી રહેલું છે. એ બાકી રહેલા વાક્યમાં બહુવચન હોવાથી સ્વેદ અને રોમાંચ ગ્રહણ કરવાનું સકળ સાત્વિકના ઉપલક્ષણ હોવાથી એક નિયમ નક્કી થઇ શકતો નથી. અને તેટલા જ માટે કાલિદાસે રઘુવંશમાં આથી ઉલટું જ કહેલું છે તે ઉપરથી પોતાની ઉક્તિનો વિરોધ દૂર કર્યો છે. તે રઘુવંશમાં સર્ગ ૭ માના શ્લોક ૨૨ ની સંજીવિની નામની ટીકામાં કહે છે કે “ સાત્વિકો આઠ પ્રકારના કહેલા છે “ **स्तम्भप्रलयरोमाञ्चाः स्वेदो वैवर्ण्यवेपथू । अश्रुवैस्वर्यमित्यष्टौ सात्त्विकाः परिकीर्तिताः ॥** ”

સ્તમ્ભન થવું, ક્રોધ થવો, રોમાંચ, પરસેવો થવો, શરીરનો રંગ બદલાઇ જવો, કંપારો થવો, આંસુ નીકળવાં અને વિહ્વળ થવું: એ પ્રકારે આઠ સાત્વિક વિકારો કહેલા છે. ) ૭૭

**प्रयुक्तपाणिग्रहणं यदन्यद्वधूवरं पुष्यति कान्तिमग्र्याम् ।**
**सांनिध्ययोगादनयोस्तदानीं किं कथ्यते श्रीरुभयस्य तस्य ॥७८॥**

જે કરેલા હસ્તમેળાપવાળાં બીજાં વરવહુ, પાણિગ્રહણ વખતે આ ઉમા અને શિવના સાનિધ્યયોગથી શ્રેષ્ટકાન્તિ ધારણ કરે છે તો તેમના પોતાના જ પાણિગ્રહણ વખતે (પાર્વતી શંકરના હસ્તમેળાપ વખતે) તેમની શોભામાં તો કહેવું જ શું ? ( એટલે જેના અનુગ્રહથી પાણિગ્રહણ કરતાં બીજાંને શોભાનો લાભ થાય છે તો તેમનાં જ પાણિગ્રહણ વખતે તેમની શોભામાં તો શું બાકી રહે ? "**विवाहसमये गौरीशिवौ वधुवरावनुप्रवेशिताम्** " એવું શાસ્ત્રનું વચન છે કે-વિવાહ વખતે વરવહુ શંકર પાર્વતીને પ્રવેશ કરાવતા હવા. ) ૭૮

**प्रदक्षिणप्रक्रमणात्कृशानोरुदर्चिषस्तन्मिथुनं चकासे ।**
**मेरोरुपान्तेष्विव वर्तमानमन्योन्यसंसक्तमहस्त्रियाम् ॥७९॥**

તે શંકર પાર્વતીનું જોડું, ઊંચી જ્વાળાવાળા અગ્નિની પ્રદક્ષિણા કરવાથી શોભતું હવું; (કોની પેઠે શોભતું હવું તો) જેમ મેરુ પર્વતની આસપાસ ફરતાં પરસ્પર મળેલાં રાત્રિદિવસ શોભે તેમ તે જોડું શોભતું હવું.) ૭૯

**तौ दंपती त्रिः परिणीय वह्निमन्योन्यसंस्पर्शनिमीलिताक्षौ ।**
**स कारयामास वधूं पुरोधास्तस्मिन्समिद्धार्चिषि लाजमोक्षम् ॥८०॥**

તે (પ્રથમથી જ હિતકરનાર) ગોર, પરસ્પરના સ્પર્શસુખથી મીંચેલી આંખોવાળા શંકર પાર્વતીને અગ્નિની ત્રણવાર પ્રદક્ષિણા કરાવીને પ્રદિપ્તજ્વાળાવાળા અગ્નિમાં શેકેલી ડાંગર નંખાવતા હવા. ૮૦

**सा लाजधूमाञ्जलिमिष्टगन्धं गुरूपदेशाद्वदनं निनाय ।**
**कपोलसंसर्पिशिखः स तस्या मुहूर्तकर्णोत्पलतां प्रपेदे ॥८१॥**

તે પાર્વતી, પુરોહીત-ગોર-ના ઉપદેશ ( ગુરુએ કહેવા ) થી નસકોરાં પુરી દે એવા ઉત્કૃષ્ટ ગંધયુક્ત ડાંગેરની ધાણીના ધુમાડાની અંજલિને વદન આગળ-મુખ પાસે લઇ જતી હવી (ત્યારે) ગંડસ્થળમાં ફેલાએલી શિખાવાળો તે ધુમાડો મુહૂર્તવાર કાનના કમળપણાને પામતો હવો. (અર્થાત્ ધુમાડો કાનમાં ઘાલેલા કમળના જેવો શોભતો હવો. અહિં ધુમાડો વિશેષ વાર રહી શકતો ન હોવાથી મુહૂર્તવાર કહ્યું છે. ) ૮૧

**तदीषदार्द्रारुणगण्डलेखमुच्छ्वासि कालाञ्जनरागमक्ष्णोः ।**
**वधूमुखं क्लान्तयवावतंसमाचारधूमग्रहणाद्बभूव ॥८२॥**

તે પાર્વતીનું મુખ, આચારથી પ્રાપ્ત થએલા ધુમાડાવાળું થવાથી જરા ભીનાશ અને રતાશવાળી ગંડલેખા યુક્ત બે નેત્રોમાંથી લોવાઇ જતા કાળા અંજનના રાગવાળું અને કરમાઇ ગએલા જવના અંકુરરૂપ કાનના ભૂષણવાળું થતું હતું. ( કહ્યું છે કે-" **लाजाञ्जलिं विसृज्य धूमाग्रं जिघ्रेत्** " લાજાંજલિ ત્યાગ કરી ધૂમાગ્રને સુંઘવું અર્થાત્ શેકેલી ડાંગેર હોમ્યા પછી તેના ધુમાડાને સુંઘવો એવો વિધિ છે —પ્રયોગવૃત્તિકાર. ) ૮૨

**वधूं द्विजः प्राह तवैष वत्से वह्निर्विवाहं प्रति कर्मसाक्षी ।**
**शिवेन भर्त्रा सह धर्मचर्या कार्या त्वया मुक्तविचारयेति ॥८३॥**

( ત્યાર પછી ) પુરોહિત-ગોર, પાર્વતી પ્રત્યે બોલ્યા કે-હે પુત્રિ ! આ અગ્નિ તારા વિવાહ કર્મમાં કર્મના સાક્ષી છે, માટે પોતાના સ્વામિ શંકર સાથે કંઇ પણ વિચાર કર્યા વગર તારે ધર્મનું આચરણ કરવું. ( આ પ્રાજાપત્ય વિવાહ છે એમ જાણવું. આશ્વલાયને કહ્યું છે કે " **सह धर्मं चरेदिति प्राजापत्यः** " પતિ સાથે ધર્મનું આચરણ કરવું એ પ્રાજાપત્ય વિવાહ છે. ) ૮૩

**आलोचनान्तं श्रवणे वितत्य पीतं गुरोस्तद्वचनं भवान्या ।**
**निदाघकालोल्बणतापयेव माहेन्द्रमम्भः प्रथमं पृथिव्या ॥८४॥**

શંકરની પત્નિ ભવાની-પાર્વતી-એ ; આંખો સુધી પહોંચે એમ બે કાનને પહોળા કરી (એટલે કાન દેઇને) પૂર્વોકત ગોરનું (પતિ સાથે ધર્મથી વર્તવું એવું) તે વાકય, જેમ ગ્રીષ્મઋતુમાં અત્યંત તાપવાળી પૃથ્વી પ્રથમ થતી વૃષ્ટિનું પાણી પીએ તેમ પીધું અર્થાત્ અત્યંત આદરથી સાંભળ્યું. ૮૪

**ध्रुवेण भर्त्रा ध्रुवदर्शनाय प्रयुज्यमाना प्रियदर्शनेन ।**
**सा दृष्ट इत्याननमुन्नमय्य ह्रीसन्नकण्ठी कथमप्युवाच ॥८५॥**

પ્રિયદર્શનવાળા અચળ સ્વામિએ-શંકરે, ધ્રુવના દર્શન માટે પ્રેરણા કરેલી ( અર્થાત્ શંકરે પાર્વતીને કહ્યું કે-"આ ધ્રુવનું દર્શન કર" ત્યારે ) લાજથી સ્વર વિનાના કંઠવાળી બની તે પાર્વતી પણ મહા મહેનતે મુખ ઊંચુ કરી ( ધ્રુવને ) " જોયો " એ પ્રકારે બોલી. ૮૫

**इत्थं विधिज्ञेन पुरोहितेन प्रयुक्तपाणिग्रहणोपचारौ ।**
**प्रणेमतुस्तौ पितरौ प्रजानां पद्मासनस्थाय पितामहाय ॥८६॥**

એ પ્રકારે વિધિ-શાસ્ત્ર-ને જાણનાર પુરોહિત-ગોરે જેઓના પાણિ-

ગ્રહણનો ઉપચાર કરેલો છે એવાં ( હિમાલયે જેમને પરણાવ્યાં છે એવાં શંકરપાર્વતીરૂપ ) પ્રજાનાં મા બાપ પદ્માસન પર બેઠેલા પિતામહને એટલે બ્રહ્માને નમસ્કાર કરતાં હવાં. (કેમકે-પિતાના પણ પિતામહ-બ્રહ્મા પૂજ્ય છે.)૮૬

**वधूर्विधात्रा प्रतिनन्द्यते स्म कल्याणि वीरप्रसवा भवेति ।**
**वाचस्पतिः सन्नपि सोऽष्टमूर्तौ त्वाशास्य चिन्तास्तिमितो बभूव॥८७॥**

પાર્વતી, બ્રહ્માથી " હે કલ્યાણિ ! વીરપુત્રની ઉત્પત્તિ કરનારી થા " એવા આશીર્વાદ પામતી હતી; તે બ્રહ્મા વાણીના સ્વામી છતાં પણ શંકરને માટે તો શો આશીર્વાદ દેવો તેના વિચારમાં મંદ થયા. ( અર્થાત્ શંકર સંપૂર્ણ હોવાથી કોઈ પણ આશીર્વાદને યોગ્ય નહોતા. ) ૮૭.

**क्लृप्तोपचारां चतुरस्रवेदीं तावेत्य पश्चात्कनकासनस्थौ ।**
**जायापती लौकिकमेषणीयमार्द्राक्षतारोपणमन्वभूताम् ॥ ८८ ॥**

તે બે વર વહુ (શંકરપાર્વતી) નમસ્કાર કર્યા પછી રચેલા પુષ્પના ઉપચારવાળી ચાર ખુણાવાળી વેદીને પામીને ( ચોરીમાં આવીને ) સોનાના આસન પર બેશી લોકોએ જાણેલા-લૈકીક આચાર-રૂઢીમાં કરાતા અને તેથી ઇચ્છવા યોગ્ય પૂજનીય ગુરુએ નાંખેલા ભીના અક્ષતનું આરોપણ અનુભવતાં હવાં. ( અર્થાત્ લૌકિકાચાર પણ કરાવ્યો. કારણ શાસ્ત્રમાં કહ્યું છે કે- "**लौकिकाचारं मनसापि न लङ्घयेत् ।**" લૌકિકાચારને મનથીપણ ઉલ્લંઘન કરવું નહિ. માટે તે પણ અવશ્ય કર્તવ્ય છે. ) ૮૮.

**पत्रान्तलग्नैर्जलबिन्दुजालैराकृष्टमुक्ताफलजालशोभम् ।**
**तयोरुपर्यायतनालदण्डमाधत्त लक्ष्मीः कमलातपत्रम् ॥८९॥**

લક્ષ્મીજી, પાંદડાંને છેડે લટકી રહેતાં જળબિંદુના સમૂહની શોભાથી છેડે લટકતાં મોતીના સમૂહની શોભાને હઠાવતું, દીર્ઘ-લાંબા નાળરૂપી દાંડાવાળું કમળરૂપી છત્ર, તે શંકરપાર્વતી ઉપર ધરતાં હવાં. ૮૯.

**द्विधाप्रयुक्तेन च वाङ्मयेन सरस्वती तन्मिथुनं नुनाव ।**
**संस्कारपूतेन वरं वरेण्यं वधूं सुखग्राह्यनिबन्धनेन ॥९०॥**

ત્યાર પછી સરસ્વતી, સંસ્કૃત અને પ્રાકૃત બે પ્રકારે ઉચ્ચારેલા શબ્દના સમૂહથી તે દંપતીને સ્તુતિ કરી સંતુષ્ટ કરતાં હવાં; સંસ્કારથી શુદ્ધતાવાળા શબ્દોચ્ચારથી-સંસ્કૃતથી શ્લાઘ્યવર-શંકર-ને અને સુખથી સમજી શકાય એવા શબ્દોચ્ચાર ( પ્રાકૃત વાણી ) થી પાર્વતીને સ્તુતિ કરી પ્રસન્ન કરતાં હવાં. ૯૦

**तौ संधिषु व्यञ्जितवृत्तिभेदं रसान्तरेषु प्रतिबद्धरागम् ।**
**अपश्यतामप्सरसां मुहूर्तं प्रयोगमाद्यं ललिताङ्गहारम् ॥९१॥**

તે બેઉ શંકર-પાર્વતી, સંધિયોમાં ( મુખાદિ પંચસંધિમાં ) રસ પ્ર-

**तदीषदार्द्रारुणगण्डलेखमुच्छ्वासि कालाञ्जनरागमक्ष्णोः ।**
**वधूमुखं क्लान्तयवावतंसमाचारधूमग्रहणाद्बभूव ॥८२॥**

તે પાર્વતીનું મુખ, આચારથી પ્રાપ્ત થએલા ધુમાડાવાળું થવાથી જરા ભીનાશ અને રતાશવાળી ગંડલેખા યુક્ત બે નેત્રોમાંથી લોવાઇ જતા કાળા અંજનના રાગવાળું અને કરમાઇ ગએલા જવના અંકુરરૂપ કાનના ભૂષણવાળું થતું હતું. ( કહ્યુ છે કે-" **लाजाञ्जलिं विसृज्य धूमाग्रं जिघ्रेत्** " લાજાંજલિ ત્યાગ કરી ધૂમાગ્રને સુંઘવું અર્થાત્ શેકેલી ડાંગેર હોમ્યા પછી તેના ધુમાડાને સુંઘવો એવો વિધિ છે—પ્રયોગવૃત્તિકાર. ) ૮૨

**वधूं द्विजः प्राह तवैष वत्से वह्निर्विवाहं प्रति कर्मसाक्षी ।**
**शिवेन भर्त्रा सह धर्मचर्या कार्या त्वया मुक्तविचारयेति ॥८३॥**

( ત્યાર પછી ) પુરોહિત-ગોર, પાર્વતી પ્રત્યે બોલ્યા કે-હે પુત્રિ ! આ અગ્નિ તારા વિવાહ કર્મમાં કર્મના સાક્ષી છે, માટે પોતાના સ્વામિ શંકર સાથે કંઈ પણ વિચાર કર્યા વગર તારે ધર્મનું આચરણ કરવું. ( આ પ્રાજાપત્ય વિવાહ છે એમ જાણવું. આશ્વલાયને કહ્યું છે કે " **सह धर्मं चरेदिति प्राजापत्यः** " પતિ સાથે ધર્મનું આચરણ કરવું એ પ્રાજાપત્ય વિવાહ છે. ) ૮૩

**आलोचनान्तं श्रवणे वितत्य पीतं गुरोस्तद्वचनं भवान्या ।**
**निदाघकालोल्बणतापयेव माहेन्द्रमम्भः प्रथमं पृथिव्या ॥८४॥**

શંકરની પત્નિ ભવાની-પાર્વતી-એ ; આંખો સુધી પહોંચે એમ બે કાનને પહોળા કરી (એટલે કાન દેઇને) પૂર્વોક્ત ગોરનું (પતિ સાથે ધર્મથી વર્તવું એવું) તે વાક્ય, જેમ ગ્રીષ્મઋતુમાં અત્યંત તાપવાળી પૃથ્વી પ્રથમ થતી વૃષ્ટિનું પાણી પીએ તેમ પીધું અર્થાત્ અત્યંત આદરથી સાંભળ્યું. ૮૪

**ध्रुवेण भर्त्रा ध्रुवदर्शनाय प्रयुज्यमाना प्रियदर्शनेन ।**
**सा दृष्ट इत्याननमुन्नमय्य ह्रीसन्नकण्ठी कथमप्युवाच ॥८५॥**

પ્રિયદર્શનવાળા અચળ સ્વામિએ-શંકરે, ધ્રુવના દર્શન માટે પ્રેરણા કરેલી ( અર્થાત્ શંકરે પાર્વતીને કહ્યું કે-"આ ધ્રુવનું દર્શન કર' ત્યારે ) લાજથી સ્વર વિનાના કંઠવાળી બની તે પાર્વતી પણ મહા મહેનતે મુખ ઊંચુ કરી ( ધ્રુવને ) " જોયો " એ પ્રકારે બોલી. ૮૫

**इत्थं विधिज्ञेन पुरोहितेन प्रयुक्तपाणिग्रहणोपचारौ ।**
**प्रणेमतुस्तौ पितरौ प्रजानां पद्मासनस्थाय पितामहाय ॥८६॥**

એ પ્રકારે વિધિ-શાસ્ત્ર-ને જાણનાર પુરોહિત-ગોરે જેઓના પાણિ-

૨-ઉદ્યોગ-ને સ્વીકારતા હવા; કાર્ય જાણનારા અથવા કાળ જાણનારા (વખત વરતનારા) પુરુષોએ યોગ્ય વખતે કરેલી સ્વામિના સંબંધમાં વિજ્ઞાપના સિદ્ધિને પામે છે જ એટલે સફળ જ થાય છે. (અર્થાત્ આ શંકરે જ સ્મર-સેવાનો સ્વિકાર કર્યો તે એ કે પોતાને વિષે તે કામદેવના બાણના વ્યાપારને અંગિકાર કરતા હવા.) ૯૩.

**अथ विबुधगणांस्तानिन्दुमौलिर्विसृज्य**
**क्षितिधरपतिकन्यामाददानः करेण ।**
**कनककलशयुक्तं भक्तिशोभासनाथं**
**क्षितिविरचितशय्यं कौतुकागारमागात् ॥९४॥**

ત્યાર પછી ઇન્દુમૌલિ-શંકર, તે દેવલોકોના સમૂહોને છોડીને પૃથ્વીને ધારણ કરનાર પર્વતના પતિ હિમાલયની કન્યા-પાર્વતી-ને હાથથી ઝાલીને (મંગળ માટે) અંદરના ભાગમાં મુકેલા સોનાના પૂર્ણ ઘડાવાળા અને પુષ્પાદિની રચનાથી યુક્ત પૃથ્વી ઉપર કરેલી શય્યા-પથારીવાળા શયનગૃહ પ્રત્યે જતા હવા. (અહિં આશ્વલાયને કહ્યું છે કે-" **अत ऊर्ध्वमक्षारालवणाशिनावधःशायिनौ ब्रह्मचारिणौ स्याताम् ॥** " વિવાહ થયા પછી ક્ષારવાળા અને મીઠાવાળાં પદાર્થ ન ખાનારાં, પૃથ્વી ઉપર શયન કરનારાં અને બ્રહ્મચર્ય પાળનારાં થવું; ત્રણ અગર દ્વાદશ રાત્રિ સુધી તેમ વર્તવું. એ વચનથી શંકરે તેમ કર્યું. તથા કામશાસ્ત્રમાં પણ કહ્યું છે કે- "**अथ परिणयरात्रौ प्रक्रमेणैव किंचित्त्रिसृषु च रजनीषु स्तब्धभावा दुनोति । त्रिदिनमिह न भिन्द्याद्ब्रह्मचर्यं न चास्या हृदयमननुरुध्य स्वेच्छया नर्म कुर्यात् ॥**" એટલે પરણવાની રાત્રીએ કંઈ પણ ન જ કરવું; ત્રીજી રાત્રીએ સ્થિરભાવથી રહેવું, ત્રણ દીવસ સુધી બ્રહ્મચર્ય ન ભાગવું અને સ્ત્રીના હૃદયનો અનુરોધ કર્યા વગર તેની ઇચ્છા પ્રમાણે એકાન્તનું હાસ્ય કરવું.) ૯૪.

**[illegible] त्र गौरी**
**[illegible] तत्कृताक्षेपमीशः ।**
**अपि [illegible] कथंचि-**
**[illegible] सयामास गूढम् ॥९५॥**

[illegible] ને શયનગૃહમ [illegible] વાહથી લાજરૂપી ભૂપણવાળી અને [illegible] આકર્ષ [illegible]

માણે ગુણવાળી પ્રગટ કરેલી ( કૈશિક્યાદિ ) વૃત્તિઓના ભેદવાળું .( ભૂપાલે કહ્યું છે કે "**कौशिकी स्यात्तु शृङ्गारे रसे वीरे तु सात्वती । रौद्रबीभत्सयोर्वृत्तिर्नियतारभटी पुनः ॥ शृङ्गारादिषु भावज्ञै रसेष्विष्टा तु भारती ॥**" તથા "**कौशिक्यारटी चैव सात्वती भारती तथा । चतस्रो वृत्तयो ज्ञेयास्तासु नाट्यं प्रतिष्ठितम् ॥**" એટલે શૃંગારાદિ રસમાં કૈશિકી, વીરરસમાં સાત્વતી અને રૌદ્ર તથા બીભત્સ રસમાં અરભટી વૃત્તિ છે; તેમ જ શૃંગારાદિ ભાવ જાણનાર પુરુષોએ શૃંગારાદિ રસોમાં ભારતી ઇષ્ટ ગણી છે; તેમ જ કૈશિકી, અરભટી, સાત્વતી અને ભારતી એ પ્રકારની ચાર વૃત્તિઓ, નાટયને વિષે રહેલી જાણવી. ) શૃંગારાદિ રસોમાં ( **शृङ्गारहास्यकरुणारौद्रवीरभयानकाः । बीभत्साद्भुतशान्ताख्या रसाः पूर्वैरुदाहृताः ॥** એટલે શૃંગાર, હાસ્ય, કરુણા, રૌદ્ર, ભયાનક, બીભત્સ અને શાન્ત એ નામના રસો પૂર્વે થઈ ગયેલા વિદ્વાનોએ કહેલા છે. ) નિયમથી પ્રવર્તાવેલા વસન્ત લલિતાદિ રાગોવાળું ( એટલે જે રસમાં જે રાગ જોઇએ તેમાં તે મૂકેલો.) ( કાહલે કહ્યું છે કે–"**रौद्रेऽद्भुते तथा वीरे पुंरागेण प्रगीयते । शृङ्गारहास्यकरुणाः स्त्रीरागेण प्रकीर्तिताः ॥ भयानके च बीभत्से शान्ते गेयो नपुंसके ॥**" રૌદ્ર, અદ્ભુત અને વીરરસમાં પુરુષના રાગથી ગવાય છે; શૃંગાર, અને કરુણા રસમાં સ્ત્રીના રાગથી ગાવાનું કહેલું છે; તથા ભયાનક, બીભત્સ અને શાન્તરસમાં નપુંસકના રાગથી ગાવું જોઇએ. ) અને મધુર રીતે અંગને પ્રથમ એટલે પહેલવહેલું જ ઉર્વશ્યાદિ અપ્સરાઓનું નાટક મુહૂર્તવાર જોતાં હવા. ૯૧.

**देवास्तदन्ते हरमूढभार्यं किरीटबद्धाञ्जलयो निपत्य ।**
**शापावसाने प्रतिपन्नमूर्तेर्याचिरे पञ्चशरस्य सेवाम् ॥९२॥**

ઇન્દ્રાદિ દેવલોકો, નાટયપ્રયોગનું દર્શન કર્યા પછી પરણેલી સ્ત્રીવાળા શંકરને માથા ઉપર ઊંચા કરી હાથ જોડી નમસ્કાર કરીને શાપના અંતમાં ( શાપ માટે જુઓ સર્ગ ૪ થાનો શ્લોક ૪૨ મો. ) પામેલા શરીરવાળા કામ દેવની સેવાને યાચતા હવા. ( અર્થાત્ ઇન્દ્રાદિ દેવો "ફરીને કામદેવની સેવા સ્વિકાર કરો" એમ પરણેલા શંકરને પ્રાર્થના કરવા લાગ્યા. ) ૯૨.

**तस्यानुमेने भगवान्विमन्युर्व्यापारमात्मन्यपि सायकानाम् ।**
**कालप्रयुक्ता खलु कार्यविद्भिर्विज्ञापना भर्तृषु सिद्धिमेति ॥९३॥**

ક્રોધ રહિત શંકર, પોતાને વિષે પણ તે કામદેવના બાણોના વ્યાપા-

# સર્ગ ૮ મો.

**शिरसा शकलं शशाङ्कमूर्तेर्भसितं बिभ्रतमङ्गकेन भूरि ।**
**गरलं च गलेन चिन्तयामो हरमर्धाङ्गहराद्रिराजकन्यम् ॥**

**टीका सप्तसु मल्लिनाथकृतिना संजीविनसिंज्ञिका**
**या सर्गेषु कुमारसंभवमहाकाव्यस्य चक्रे पुरा ।**
**सैवैतर्ह्यवशिष्टदिक्प्रमिततत्सर्गेषु विद्वन्मुदे**
**सीतारामकवीश्वरेण हि यथाप्रज्ञं समापूर्यते ॥**

ભસ્તકમાં ચંદ્રની કળાને ધારણકરનારા, શરીરે ભસ્મ ધારણકરનારા, ગળામાં વિષ–ઝહેર–ને ધારણકરનારા અને અર્ધા અંગને હરણ કરનારી હિમાલયની કન્યાને ધારણકરનારા શંકરને, અમે ચિન્તવન કરી (આરંભ કરીએ) છીએ. શ્રીમન્મહામહોપાધ્યાય કોલાચલ મલ્લિનાથ સુરિ કવિએ સાત સર્ગમાં મહાકાવ્ય કુમારસંભવની જે સંજીવિની નામની ટીકા કરેલી છે તે ટીકા, બાકી રહેલા સર્ગમાં વિદ્વાન્ પુરુષોના આનંદ માટે સીતારામ કવિએ પોતાની યથા બુદ્ધિથી પૂર્ણ કરી છે.

નૂતન પરણેલાં પાર્વતીની એકાન્ત સ્થળની ક્રીડાને વર્ણન કરવાના ઉત્સાહવાળા કાલિદાસ કવિ આ આઠમા સર્ગનો આરંભ કરે છે.

**पाणिपीडनविधेरनन्तरं शैलराजदुहितुर्हरं प्रति ।**
**भावसाध्वसपरिग्रहादभूत्कामदोहदमनोहरं वपुः ॥१॥**

પાણિગ્રહણની વિધિ (એટલે વિવાહ થયા) પછી કામની ઇચ્છાને અને ભયને ધારણ કરવાથી (નાયિકા–મુગ્ધા નવોઢા બનેલી છે. મુગ્ધપણાવાળી હોવાથી ઇચ્છા અને ભય બેઉવાળી) પર્વતરાજ પુત્રિ–પાર્વતી–નું શરીર, શંકર પ્રત્યે એટલે શંકરને જોઇને કામની ઇચ્છાને લીધે તેના ભિલાષના નિમિત્તથી અત્યંત સુંદરતાવાળું થતું હતું. (અત્યંત મનોહર છતાં પણ સ્ત્રીઓનાં શરીર પોતાના કામની ઇચ્છાથી જ પ્રીતિયુક્ત થાય છે.)

આ સર્ગમાં રથોદ્ધતાવૃત્ત છે. તેનું લક્ષણ: ર, ન, ર, લ, ગ, એવી રીતે દરેક ચરણમાં અગીઆર અગીઆર અક્ષર આવે છે. ૧

હવે લક્ષણ રીતિથી નવોઢાપણું દશ શ્લોકથી જણાવે છે.

**व्याहृता प्रतिवचो न संदधे गन्तुमैच्छदवलम्बितांशुका ।**
**सेवते स्म शयनं पराङ्मुखी सा तथापि रतये पिनाकिनः ॥२॥**

તે પાર્વતી, પ્રિયે પૂછયા છતાં પ્રત્યુત્તર આપતી નહોતી; હાથવડે–વસ્ત્ર–લૂગડું ઝાલવા છતાં જવાની ઇચ્છા કરતી હતી; અને અવળુ મોહું કરી

લજ્જાનુભાવ છે; હવે બીજા અનુભાવોને કહે છે.) શયનની સખીઓ (એકાન્તમાં પણ પાસે રહેનારીઓ) ને પણ મહામહેનતથી ઉત્તર આપતી પાર્વતીને, પ્રમથોના ભૃંગિરિ આદિ (હાસ્ય રસના અધિદેવતા) ગણોના (ભરતે કહ્યું છે કે–"**शृङ्गारो विष्णुदैवत्यो हास्यः प्रमथदैवतः।**" શૃંગારમાં વિષ્ણુના પાર્ષદો અને હાસ્યરસમાં પ્રમથાદિગણો છે.) મોંઢાના વિકારો–ચાળા–થી ગુપ્ત રીતે હસાવતા હવા. (અર્થાત્ હાસ્યાદિ ઉપાયોથી લજ્જા દૂર કરાવતા હવા. ગોનર્દ કહે છે કે–"**हासेन मधुना नम्रवचसा लज्जितां प्रियाम्। विलुप्तलज्जां कुर्वीत निपुणैश्च सखीजनैः॥**" શરમાતી સ્ત્રીને હાસ્યથી, મધુથી અને નર્મ (શૃંગારિક મર્મ) વચનથી નિપુણ સખીજનોએ લાજ વિનાની કરવી.) ૯૫

**इति श्रीकालिदासकृतौ महाकाव्ये कुमारसंभवे सप्तमः सर्गः ॥७॥**



## સર્ગ ૮ મો.

शिरसा शकलं शशाङ्कमूर्तेर्भसितं बिभ्रतमङ्गकेन भूरि ।
गरलं च गलेन चिन्तयामो हरमर्धाङ्गहराद्रिराजकन्यम् ॥

टीका सप्तसु मल्लिनाथकृतिना संजीविनीसंज्ञिका
या सर्गेषु कुमारसंभवमहाकाव्यस्य चक्रे पुरा ।
सैवैतर्ह्यवशिष्टदिक्प्रमिततत्सर्गेषु विद्वन्मुदे
सीतारामकवीश्वरेण हि यथाप्रज्ञं समापूर्यते ॥

મસ્તકમાં ચંદ્રની કળાને ધારણકરનારા, શરીરે ભસ્મ ધારણકરનારા, ગળામાં વિષ–ઝહેર–ને ધારણકરનારા અને અર્ધાં અંગને હરણ કરનારી હિમાલયની કન્યાને ધારણકરનારા શંકરને, અમે ચિન્તવન કરી ( આરંભ કરીએ ) છીએ. શ્રીમન્મહામહોપાધ્યાય કોલાચલ મલ્લિનાથ સુરિ કવિએ સાત સર્ગમાં મહાકાવ્ય કુમારસંભવની જે સંજીવિની નામની ટીકા કરેલી છે તે ટીકા, બાકી રહેલા સર્ગમાં વિદ્વાન્ પુરુષોના આનંદ માટે સીતારામ કવિએ પોતાની યથા બુદ્ધિથી પૂર્ણ કરી છે.

નૂતન પરણેલાં પાર્વતીની એકાન્ત સ્થળની ક્રીડાને વર્ણન કરવાના ઉત્સાહવાળા કાલિદાસ કવિ આ આઠમા સર્ગનો આરંભ કરે છે.

पाणिपीडनविधेरनन्तरं शैलराजदुहितुर्हरं प्रति ।
भावसाध्वसपरिग्रहादभूत्कामदोहदमनोहरं वपुः ॥१॥

પાણિગ્રહણની વિધિ ( એટલે વિવાહ થયા ) પછી કામની ઇચ્છાને અને ભયને ધારણ કરવાથી ( નાયિકા–મુગ્ધા નવોઢા બનેલી છે. મુગ્ધપણાવાળી હોવાથી ઇચ્છા અને ભય બેઉવાળી ) પર્વતરાજ પુત્રિ–પાર્વતી–નું શરીર, શંકર પ્રત્યે એટલે શંકરને જોઇને કામની ઇચ્છાને લીધે તેના અભિલાષના નિમિત્તથી અત્યંત સુંદરતાવાળું થતું હતું. ( અત્યંત મનોહર છતાં પણ સ્ત્રીઓનાં શરીર પોતાના કામની ઇચ્છાથી જ પ્રીતિયુક્ત થાય છે. )

આ સર્ગમાં રથોદ્ધતાવૃત્ત છે. તેનું લક્ષણ: ર, ન, ર, લ, ગ, એવી રીતે દરેક ચરણમાં અગીઆર અગીઆર અક્ષર આવે છે. ૧

હવે લક્ષણ રીતિથી નવોઢાપણું દશ શ્લોકથી જણાવે છે.

व्याहृता प्रतिवचो न संदधे गन्तुमैच्छदवलम्बितांशुका ।
सेवते स्म शयनं पराङ्मुखी सा तथापि रतये पिनाकिनः ॥२॥

તે પાર્વતી, પ્રિયે પૂછ્યા છતાં પ્રત્યુત્તર આપતી નહોતી; હાથવડે–વસ્ત્ર–લૂગડું ઝાલવા છતાં જવાની ઇચ્છા કરતી હતી; અને અવળું મોઢું કરી

શય્યા–પથારી–માં સૂતી હતી. (એ પ્રકારે ઉલટા ચિહ્નવાળી હતી) તો પણ શંકરને પ્રીતિ આપનારી થતી હતી. (શંકર, સ્ત્રી–પાર્વતી–ની મુગ્ધતાને જાણવામાં કુશળ હતા તેથી પ્રિયાના પ્રતિકૂલ વ્યાપારથી પણ પ્રિય પ્રસન્ન જ થતા હતા.) ૨

**कैतवेन शयिते कुतूहलात्पार्वती प्रति मुखं निपातितम् ।**
**चक्षुरुन्मिषति सस्मितं प्रिये विद्युदाहतमिव न्यमीलयत् ॥३॥**

પાર્વતી, શંકર, કુહતૂલથી–ગમ્મતને (એ પાર્વતી શું કરે છે તે જોવાને) માટે ઊંઘવાનો ડોળ કરીને સુતા ત્યારે પ્રિય–શંકર–ના મુખ સામે રાખેલી આંખો, (અર્થાત્ આ જાગે છે કે ઊંઘે છે એ જાણવા માટે જોઇ રહેતી) શંકર, હાસ્યપૂર્વક જાગતા (આંખો ઉઘાડતા) ત્યારે જેમ વિજળીના ચમકારાથી મીંચી દે તેમ એકદમ મીંચી દેતી હતી. ૩

**नाभिदेशनिहितः सकम्पया शंकरस्य रुरुधे तया करः ।**
**तद्दुकूलमथ चाभवत्स्वयं दूरमुच्छ्वसितनीविबन्धनम् ॥४॥**

નાભિસ્થાનમાં એટલે નાભિ આગળ (વસ્ત્રગ્રન્થિ–લૂગડાની ગાંઠ છોડવા માટે) મૂકાતો શંકરનો હાથ, પાર્વતીએ કંપ સહિત રોક્યો. પરંતુ ત્યાર પછી પાર્વતીનું વસ્ત્ર પોતાની મેળે જ છૂટી ગએલી ગાંઠવાળું થતું હતું. (અર્થાત્ સાત્ત્વિક ભાવથી શંકરનો હાથ અડક્યા વગર પણ વસ્ત્ર પોતાની મેળે છૂટી ગયું.) ૪

**एवमालि निगृहीतसाध्वसं शंकरो रहसि सेव्यतामिति ।**
**सा सखीभिरुपदिष्टमाकुला नास्मरत्प्रमुखवर्तिनि प्रिये ॥५॥**

તે પાર્વતી, "હે સખી! તારે એકાન્તમાં ભય તજીને–નિર્ભયપણે શંકરનું સેવન કરવું" એ પ્રકારે સખીઓયે કરેલા ઉપદેશને શંકર સમીપ જતાં આકુળતાથી સંભારતી નહોતી–ભૂલી જતી હતી. એટલે સખીઓના સમજાવવાથી શંકર પાસે જતી હતી પરંતુ શંકરને દેખતી કે તુરત શરમાઇને ગભરાઈ જતી જેથી સખીઓની શીખામણ પણ ભૂલી જતી હતી. ૫

**अप्यवस्तुनि कथाप्रवृत्तये प्रश्नतत्परमनङ्गशासनम् ।**
**वीक्षितेन परिवीक्ष्य पार्वती मूर्धकम्पमयमुत्तरं ददौ ॥६॥**

પાર્વતી, કામદેવને શિક્ષાકરનારા (શંકર)ને બોલાવવા માટે (લાજથી મારી પ્રત્યે નહિ બોલતી આ પાર્વતીની કોઈ પણ રીતે પ્રવૃત્તિ થાય છે તે માટે) ખપ ન હોય તેવી વસ્તુને વિષે પણ પ્રશ્ન પૂછતા જાણીને શંકરના મુખ સામે જોઇને માથાના હલાવવા રૂપ (મારે કંઈ જોઇતું નથી

એવો ) ઉત્તર આપતી હતી. ( આમાં મલ્લિનાથ કહે છે કે-પાર્વતીને પોતાની સાથે બોલતી કરવા માટે ન ખપની વાતમાં પણ પ્રશ્ન પૂછતાં શંકરને, પાર્વતી સામું જોઇને માથું ધુણાવી ઉત્તર આપતી હતી પણ બોલીને નહોતી આપતી. આમાં વિહ્ત નામનો લજ્જાનુભાવ છે. રતિરહસ્યમાં કહ્યું છે કે- "ईर्ष्यामानातिलज्जाभ्यां न दत्तं योग्यमुत्तरम् । क्रियया व्यज्यते यत्र विहृतं तदुदीरितम् ॥" એટલે ઇર્ષ્યાથી, માનથી, કે અતિ લજ્જાથી યોગ્ય ઉત્તર ન આપે પણ તે જ ક્રિયાથી તે ઉત્તર સમજાય તો વિહ્ત ભાવ કહેવાય. ) ૬

ફરીથી તે જ જણાવે છે.

**शूलिनः करतलद्वयेन सा संनिरुध्य नयने हृतांशुका ।**
**तस्य पश्यति ललाटलोचने मोघयत्नविधुरा रहस्यभूत् ॥७॥**

એકાન્તમાં રતિને માટે શંકરે લીધેલા વસ્ત્રવાળી અને તેથી પોતાના બે હાથથી શંકરનાં બે નેત્રને ઢાંકી રાખતી પાર્વતી, લલાટમાંનું ત્રીજું નેત્ર જોવા લાગ્યું ત્યારે નિષ્ફળ યત્નવાળી બનતાં દુઃખી થતી હતી. ( અર્થાત્ ઘણો શ્રમ કર્યા છતાં પણ શંકરની ત્રીજી આંખને ઢાંકવાને ત્રીજો હાથ ન હોવાથી થાકીને રહી. ) ૭

**चुम्बनेष्वधरदानवर्जितं खिन्नहस्तसदयोपगूहनम् ।**
**क्लिष्टमन्मथमपि प्रियं प्रभोर्दुर्लभप्रतिकृतं वधूरतम् ॥८॥**

ચૂમ્બનમાં અધરોષ્ઠના ખણ્ડન વિનાનું ( અથવા જેમાં અધર પાછો ખેંચી લેવાતો હતો એવું ) તથા મંદ હાથથી રતન ઉપર થતા પ્રચારવાળું અને દયાયુક્ત કરાતા આલિંગનવાળું અને તેથી ક્લેશ આપતા ( પૂરો સંતોષ ન આપતા ) કામદેવવાળું, દુર્લભ અટકાવવાળું પણ વધૂનું સુરતકર્મ શંકરને પ્રિય લાગતું હતું. ( અર્થાત્ જેમાં બરાબર ચુમ્બન થતું નહોતું, ગાઢ આલિંગન કરાતું નહોતું, અને પૂરો સંતોષ થતો નહોતો એવી પણ નવોઢા પાર્વતી સાથેની રતિક્રીડા શંકરને પ્રિય લાગતી હતી. )૮

**यन्मुखग्रहणमक्षताधरं दानमव्रणपदं नखस्य यत् ।**
**यद्रतं च सदयं प्रियस्य तत्पार्वती विषहते स्म नेतरम् ।९॥**

પાર્વતી, પ્રિયનું-શંકરે ગ્રહણ કરાતું નહિં એવું અક્ષત અધરવાળું જે મુખ ચૂમ્બન થતું હતું; નખ વાગે નહિં તેવું જે નખનું દાન થતું હતું અને દયાયુક્ત જે સુરતકર્મ થતું હતું તેને સહન કરતી હતી પણ એથી ઉલટું કઠોર મુખચુમ્બનાદિ સહન કરતી નહોતી. ( અર્થાત્ પાર્વતી નવોઢા હોવાથી

સ્પર્શમાત્રવાળું જ બધું સહન કરતી હતી પણ કઠોરતાવાળું મુખચુમ્બન વિગેરે સહન કરી શકતી નહોતી. ૯

**रात्रिवृत्तमनुयोक्तुमुद्यतं सा प्रभातसमये सखीजनम् ।**
**नाकरोदपकुतूहलं ह्रिया शंसितुं तु हृदयेन तत्वरे ॥१०॥**

સવારમાં રાત્રિ વૃત્તાંત ( સુરત વૃત્તાન્ત )ને પૂછવા તૈયાર થએલી (પૂછતી) સખીઓને તે પાર્વતી, લાજથી કુતૂહળ વગરની નહોતી કરતી એ-ટલે પુરો ઉત્તર આપતી નહિ તેથી સખીઓને પુરો સંતોપ થતો નહોતો પણ મનથી તો કહેવાને ઉતાવળી થતી હતી. ( અર્થાત્ મનથી તો જાણે બધું કહી દઉં એમ ધારતી પણ લાજથી સ્પષ્ટ કરી શકતી નહોતી. ) ૧૦

**दर्पणे च परिभोगदर्शिनी पृष्ठतः प्रणयिनो निषेदुषः ।**
**प्रेक्ष्य बिम्बमुपबिम्बमात्मनः कानि कानि न चकार लज्जया॥११॥**

વળી દર્પણમાં નખક્ષતાદિ સંભોગનાં ચિહ્નને જોતી પાર્વતી, પાછળ રહેલા શંકરના દર્પણમાં પડેલા મુખમંડલને પોતાના મુખમંડલ સમીપે જોઈ લાજથી ( અંગ સંતાડવાની ) કયી કયી ચેષ્ટા નહોતી કરતી ? ( અર્થાત્ જે જે ચેષ્ટાઓ કરવી જોઇએ તે સર્વ કરતી જ હતી. ) ૧૧

**नीलकण्ठपरिभुक्तयौवनां तां विलोक्य जननी समाश्वसत् ।**
**भर्तृवल्लभतया हि मानसीं मातुरस्यति शुचं वधूजनः॥१२॥**

મેનકા, પાર્વતીને શંકરે ભોગવેલા યૌવનવાળી જોઇને અત્યંત આનંદ પામતી હવી. એ જ વધૂજન, માતાના મનમાં ઉત્પન્ન થએલા શોકને સ્વા-મિના પ્રીતિપાત્રપણાથી દૂર કરે છે, (પુત્રી ઉપર તેના સ્વામિનું પ્રસન્નપણું એ જ માના હર્ષનું લક્ષણ છે. આમાં અર્થાન્તરન્યાસ નામનો અલંકાર છે.)૧૨

હવે પાર્વતીની મુગ્ધાવસ્થાથી મધ્યમ અવસ્થાની પ્રાપ્તિ થતી જણાવે છે.

**वासराणि कतिचित्कथंचन स्थाणुना रतमकारि चानया ।**
**ज्ञातमन्मथरसा शनैःशनैः सा मुमोच रतिदुःखशीलताम् ॥१३॥**

કેટલાક દિવસ શંકરે એ પાર્વતી સાથે મહેનતથી સુરતક્રીડા કરી( કા-રણ કે તેને અનુકૂળ રસની ઉત્પત્તિનો અભાવ હતો. ), પરંતુ ત્યાર પછી પાર્વતી જેમ જેમ કામદેવના રસને જાણતી ગઈ તેમ તેમ તેમાં દુઃખી થવાના સ્વભાવને છોડતી ગઈ. ( અર્થાત્ પોતે પણ ખુશી થવા લાગી ક્રીડામાં રસ લાગવાથી અનુકૂળ થવા લાગી એટલે મધ્યાવસ્થા પ્રાપ્ત થઈ. ) ૧૩

**सस्वजे प्रियमुरोनिपीडनं प्रार्थितं मुखमनेन नाहरत् ।**
**मेखलाप्रणयलोलतां गतं हस्तमस्य शिथिलं रुरोध सा ॥१४॥**

તે પાર્વતી, વક્ષઃસ્થળ દબાય એમ શંકરને આલિંગન કરવા લાગી, શંકરે ચુમ્બન માટે તાણેલા મુખને પાછું ખેંચી લેવા ન લાગી, પરંતુ કટિમેખલા સાથે ધીમે ધીમે સ્નેહ કરતા (છોડવામાં પ્રાપ્ત થતા) શંકરના હાથને ધીમેથી રોકવા લાગી. (અર્થાત્ પ્રથમની પેઠે જોરથી નહિ પણ સહજ અટકાવવા લાગી એટલે લજ્જા અને સ્મરનું સરખું જોર જણાયું.) ૧૪

હવે પાર્વતીની પ્રગલ્ભાવસ્થા બતાવવા માટે શંકર–પાર્વતીનું સમાન રાગીપણું જણાવે છે.

**भावसूचितमदृष्टविप्रियं दार्ढ्यभाक्क्षणवियोगकातरम् ।**
**कैश्चिदेव दिवसैस्तथा तयोः प्रेम गूढमितरेतराश्रयम् ॥१५॥**

ભાવથી જણાતો, ઉદાસીપણાને નહિ જોનારો, દ્રઢપણાને ભજનારો અને ક્ષણમાત્રના વિયોગથી ભય પામનારો (વિયોગ સહન ન કરનારો) તે શંકર–પાર્વતીનો ગુપ્ત પ્રેમ–સ્નેહ, કેટલેક દિવસે પરસ્પરના આશ્રયવાળો થતો હવો. (અર્થાત્ પ્રેમપદના અભિલાપના અંકુરોવાળી અવસ્થાવાળાં બન્યાં એટલે એક બીજા ઉપર પ્રેમ રાખનારાં થયાં (એ બાબત ભૂપાળે સ્પષ્ટ કહ્યું છે કે "अङ्कुरपल्लवकलिकाप्रसूनफलभागियम् ।" અંકુર, પાન, કળીયો, ફૂલ અને ફળ એને ભોગવનારી લતા–વેલીઓ છે.) તેમ જ એકલી પ્રીતિ સ્થાયીભૂત રસવાળી થાય છે અને તેથી તેની અંકુરાવસ્થાના અભેદની ઉત્પત્તિમાં પાર્વતી પ્રેમાદિપદથી અભિલાપા કરવા લાગી.) ૧૫

પ્રેમના પરસ્પરના આશ્રયપણાને જણાવે છે.

**तं यथात्मसदृशं वरं वधूरन्वरज्यत वरस्तथैव ताम् ।**
**सागरादनपगा हि जाह्नवी सोऽपि तन्मुखरसैकवृत्तिभाक् ॥१६॥**

પાર્વતી પોતાના તુલ્ય વર–શંકર–ને જેવો આનંદ આપતી હતી તે તેવો જ શંકર, પણ પાર્વતીને આનંદ આપતા હતા. (તેના દૃષ્ટાન્તમાં કહે છે કે–) જેવી ગંગા, સમુદ્રથી પાછી ફરનારી નથી તેવો જ સમુદ્ર પણ ગંગાની કેવળ મુખરસની વૃત્તિને ભોગવનારો હોય છે. (આમાં દ્રષ્ટાન્તાલંકાર તથા ઉપમાલંકાર છે.) અર્થાત્ જેમ નદી સમુદ્રને જેવા ભાવથી મળે છે તેવા જ ભાવથી સમુદ્ર પણ પોતાની ભરતી ગંગાના મુખમાં લઈ જાય છે. તેમ પાર્વતી શિવથી જેટલી પ્રસન્ન થતી હતી તેટલા શિવ, તેનાથી પ્રસન્ન થતા હતા.) ૧૬

હવે પાર્વતીની પ્રગલ્ભાવસ્થાને ઉદ્દેશીને સંભોગનું વર્ણન કરે છે.

**शिष्यतां निधुवनोपदेशिनः शंकरस्य रहसि प्रपन्नया ।**
**शिक्षितं युवतिनैपुणं तया यत्तदेव गुरुदक्षिणीकृतम् ॥१७॥**

સુરતકર્મનો ઉપદેશ કરનારા શંકરના શિષ્યપણાને પ્રાપ્તથએલી પાર્વતીએ એકાન્તમાં જે સ્ત્રીઓમાં કુશલપણું (સ્ત્રીકૌશલ્ય) પ્રાપ્ત કર્યું; તે કુશલપણું જ ગુરુદક્ષિણારૂપ થતું હવું. (અર્થાત્ પાર્વતી, કામકળા ભણાવનારા શંકર પાસેથી શિષ્ય બની એકાન્તમાં જે કામકળારૂપી વિદ્યા ભણી, તે જ કામકળારૂપી વિદ્યા પાર્વતીએ શંકરને ગુરુદક્ષિણામાં આપી એટલે તે વિદ્યાથી શંકરને પાર્વતીએ પ્રસન્ન કર્યા. આમાં વાક્યાર્થવૃત્તિનિદર્શના નામનો અલંકાર છે.) ૧૭

**दष्टमुक्तमधरोष्ठमम्बिका वेदनाविधुरहस्तपल्लवा ।**
**शीतलेन निरवापयत्क्षणं मौलिचन्द्रशकलेन शूलिनः ॥१८॥**

પાર્વતી, કરડીને મૂકી દીધેલા અધરોષ્ઠને, પીડાથી કંપતા હાથ રૂપી પલ્લવવાળી બની શીતલતાવાળા શંકરના માથા ઉપરના શશિખંડવડે ક્ષણવાર મટાડતી હતી એટલે સુખી કરતી હતી-(અર્થાત્ ઠંડા ઉપચારથી દુઃખ રહિત થતી હતી.) ૧૮

**चुम्बनादलकचूर्णदूषितं शंकरोऽपि नयनं ललाटजम् ।**
**उच्छ्वसत्कमलगन्धये ददौ पार्वतीवदनगंधवाहिने ॥१९॥**

શંકર પણ ચુંબન કરવા જતાં પાર્વતીના કેશમાંથી ચૂર્ણ જેમાં પડયું છે એવું લલાટમાંનું પોતાનું નેત્ર, ખીલેલા કમળની સુગન્ધના જેવા સુગન્ધવાળા પાર્વતીના મુખવાયુને આપતા હવા. (અર્થાત્ શંકરે પાર્વતીના મુખને ચુમ્બન કરવા માંડયું તે વખતે પાર્વતીના વાળમાંના ચૂર્ણની રજ શંકરના કપાળમાંના ત્રીજા નેત્ર ઉપર પડી તે રજને ફુંક મારી ઉડાડી દેવા માટે શંકરે પાર્વતીના મુખ આગળ ધર્યું; પાર્વતીયે (પદ્મિની હોવાથી) પોતાના કમળવાસિત મુખપવનથી તે રજને ઉડાડી દીધી. આમાં પાર્વતીના કેશમાંથી શંકરના નેત્રમાં રજ પડવાનું જણાવેલું હોવાથી પાર્વતીનું મુખ શંકરના મુખની ઉપર હોય એમ જણાય છે. અને પાર્વતીની ઉક્ત ક્રિયાથી તે શંકરને વશ થઈ હોય એમ પણ જણાય છે.) ૧૯

**एवमिन्द्रियसुखस्य वर्त्मनः सेवनादनुगृहीतमन्मथः ।**
**शैलराजभवने सहोमया मासमात्रमवसद्वृषध्वजः ॥२०॥**

એ પ્રકારે ઇન્દ્રિયના સુખના રસ્તાનું સેવન (સ્ત્રી પ્રસંગનું આચરણ) કરવાથી મન્મથને અનુગૃહીતકરનારા-પોતાના શરીરમાં જીવતાકરનારા (સર્ગ ૪થાના શ્લોક ૪૨નું અહીં અનુસંધાન કરવું, ત્યાં કહ્યું છે કે-જ્યારે

શંકર પાર્વતીને પરણશે ત્યારે પોતાના દેહ સાથે તને-કામને જોડશે. તે પ્રકારના ) શંકર, પર્વતોના રાજા ( હિમાલય ) ના ઘરમાં એક માસ એટલે ત્રીશ દિવસ સુધી રહેતા હવા. ( માસ માત્ર કહેવાથી પાર્વતીની વશીકરણ-કાલની સંજ્ઞા જણાવી છે. ) ૨૦

**सोऽनुमान्य हिमवन्तमात्मभूरात्मजाविरहदुःखखेदितम् ।**
**तत्र तत्र विजहार संपतन्नप्रमेयगतिना ककुद्मता ॥२१॥**

તે શંકર, પાર્વતીના વિયોગના દુઃખથી ખેદવાળા હિમાલયને અનુમતિવાળા કરીને એટલે તેની આજ્ઞા લઇને અપાર ગતિવાળા વૃષભ(-પોઠીઆ) વડે ( વૃષભ ઉપર બેશીને ) તે તે પર્વતમાં ફરતાં ફરતાં વિહાર કરવા લાગ્યા. ૨૧

**मेरुमेत्य मरुदाशुगोक्षकः पार्वतीस्तनपुरस्कृतः कृती ।**
**हेमपल्लवविभङ्गसंस्तरानन्वभूत्सुरतमर्दनक्षमान् ॥२२॥**

વાયુની પેઠે ગતિકરનારા પોઠીઆવાળા કુશલ શંકર, સુમેરુ પર્વત પ્રત્યે આવીને પાર્વતીના સ્તનદ્વયને પોતાના સામા રાખતા, સુરતકર્મના મર્દનને સહન કરે એવા, સોનાનાં પલ્લવોના કડકાઓની શય્યાને ભોગવતા હવા. ( અર્થાત્ તે પર્વત ઉપર સોનાનાં કોમલ પલ્લવોની પથારીમાં સુઇને વિહાર કરવા લાગ્યા. ) ૨૨

**पद्मनाभचरणाङ्किताश्मसु प्राप्तवत्स्वमृतविप्रुषो नवाः ।**
**मन्दरस्य कटकेषु चावसत्पार्वतीवदनपद्मषट्पदः ॥२३॥**

અને ( શંકર ) વિષ્ણુના ચરણથી પડેળાં ચિહ્નયુક્ત પાષાણોવાળા, નવા અમૃતના બિન્દુને પ્રાપ્ત થએલા ( એટલે સમુદ્ર મંથન કરતાં પદ્મનાભનાં ચરણનાં કે-કરકંકણનાં ચિહ્ન જેના ઉપર પડયાં હતાં અને અમૃતના છાંટા ઉડયા હતા એવા ) મંદરાચળ પર્વતના મધ્ય ભાગ ઉપર પાર્વતીના મુખરૂપી કમળમાં ભમરા રૂપ બની વાસ કરતા હવા. એટલે રહેતા હવા. ( આથી મંદરાચળના અનેક પ્રકારના અદ્ભુત આધારથી મનનું વિનોદીપણું જણાવ્યું. ) ૨૩

**रावणध्वनितभीतया तया कण्ठसक्तदृढबाहुबन्धनः ।**
**एकपिङ्गलगिरौ जगद्गुरुर्निर्विवेश विशदाः शशिप्रभाः ॥२४॥**

( ઉત્પત્યાદિ ત્રણ પ્રકારનાં કર્મના ગુણ ભેદથી કર્તા હોવાને લીધે ) જગતના ગુરુ નિયન્તા શંકર, કુબેરના કૈલાસ પર્વત ઉપર રાવણના સિંહનાદ-ગર્જનાથી ભય પામેલી પાર્વતીએ કંઠમાં નાંખેલા દૃઢ બાહુપાશવાળા

(પાર્વતી ભયથી જેને ગળે વળગી પડી હતી એવા) થઈ નિર્મળ ચન્દ્રની કાન્તિને ભોગવતા હવા. (અર્થાત્ શરદ્ચંદ્રિકામાં વિહાર કરવા લાગ્યા.) ૨૪

**तस्य जातु मलयस्थलीरतेर्धूतचन्दन लतः प्रियाक्लमम् ।**
**आचचाम सलवङ्गकेसरश्चाटुकार इव दक्षिणानिलः ॥२५॥**

કોઇ વખતે ચન્દન વૃક્ષોની શાખાને કંપાવતો અને લવંગનાં કેસરો વાળો (મંદસુગંધ) દક્ષિણ દિશાનો વાયુ, મલયસ્થલીઓમાં સુરત ક્રીડા કરતા તે શંકરની પ્રિયાના શ્રમને મધુર ભાષણ કરનાર પુરુષ દૂર કરતોહવો. (અર્થાત્ અત્યંત શ્રમ જેમ લોકમાં એક પ્રિય બોલનાર પુરુષથી દૂર થાય છે તે પ્રમાણે દક્ષિણ દિશાના વાયુથી શંકરની પ્રિયા–પાર્વતી–નો સઘળો સુરતકર્મનો ખેદ દૂર થતો હતો.) ૨૫

**हेमतामरसताडितप्रिया तत्कराम्बुविनिमीलितेक्षणा ।**
**सा व्यगाहत तरङ्गिणीमुमा मीनपंक्तिपुनरुक्तमेखला ॥२६॥**

તે પાર્વતી, સોનાનાં રાતાં કમળથી પ્રિયને તાડન કરતી તથા તે શંકરના હાથથી છંટાતાં જળને લીધે મીંચેલાં નેત્રવાળી તથા માછલાંની પંક્તિથી બેવડિ થતી કટિમેખલાવાળી બનીને તરંગિણીને એટલે નદીને ડહોળતી હતી. (અર્થાત્ જળક્રીડા કરતી હતી.) ૨૬

**तां पुलोमतनयालकोचितैः पारिजातकुसुमैः प्रसाधयन् ।**
**नन्दने चिरमयुग्मलोचनः सस्पृहं सुरवधूभिरीक्षितः ॥२७॥**

અયુગ્મલોચનવાળા ત્રીનેત્રિ–શંકર, ઇન્દ્રના નન્દન બાગમાં, ઇન્દ્રાણીના કેશમાં ધારણ થવા યોગ્ય પારિજાતને કલ્પવૃક્ષનાં પુષ્પથી તે પાર્વતીને શોભાવતા અને દેવલોકોની સ્ત્રીઓએ અભિલાષાપૂર્વક જોવાતા ચિરકાળ–ઘણા વખત સુધી–રહ્યા હતા. (આમાં દેવનું અનુકૂલનાયકપણું અને દેવીનું સ્વાધિનપતિકાપણું જણાવ્યું છે.) ૨૭

**इत्यभौममनुभूय शंकरः पार्थिवं च दयितासखः सुखम् ।**
**लोहितायति कदाचिदातपे गन्धमादनवनं व्यगाहत ॥२८॥**

શંકર, એ પ્રકારે સ્વર્ગ અને પૃથ્વી સંબંધી(સ્વર્ગમાંના અને પૃથ્વી ઉપર)ના સુખને સ્ત્રી સાથે અનુભવી–ભોગવી–ને કોઇ વખત સૂર્ય રક્ત વર્ણનો થયો ત્યારે (સૂર્યાસ્ત સમયે) ગંધમાદન પર્વતના વનપ્રત્યે પ્રવેશ કરતા હવા. (અર્થાત્ સંધ્યાકાળે ગંધમાદન પર્વત ઉપરના વનમાં ક્રીડા કરવા જતા હવા. ૨૮

**तत्र काञ्चनशिलातलाश्रयो नेत्रगम्यमवलोक्य भास्करम् ।**
**दक्षिणेतरभुजव्यपाश्रयां व्याजहार सहधर्मचारिणीम् ॥२९॥**

તે ગન્ધમાદન પર્વતના વનમાં સોનાના શીલાતલ રૂપી આસનવાળા શંકર, નેત્રથી જોવા લાયક ભાસ્કર-સૂર્ય-ને જોઇને ડાબા હાથનો આશ્રય કરનારી, એટલે ડાબે પાસે રહેનાર સાથે ( રહીને ) ધર્માચરણ કરનારી પાર્વતી પ્રત્યે બોલતા હવા. ( અર્થાત્ ત્યાં દર્શન કરવા યોગ્ય સૂર્યને જોઇને સુવર્ણ શીલાતલપર વામાંગે પાર્વતીને ધારણ કરી શંકર પાર્વતીને કહેલા લાગ્યા. ) ૨૯

**पद्मकान्तिमरुणत्रिभागयोः संक्रमय्य तव नेत्रयोरिव ।**
**संक्षये जगदिव प्रजेश्वरः संहरत्यहरसावहर्पतिः ॥३०॥**

હે પ્રિયે ! આ સામો દેખાતો દિવસનો સ્વામી-સૂર્ય, ત્રીજા ભાગે લાલ દેખાતા તારા નેત્રની શોભા જેવી કમળોની શોભા વિચારીને (એટલે કમળની શોભાના સ્થળને રાત્રે તારાં નેત્રરૂપી કમળની શોભા સાચવશે એમ વિચારીને) જેમ પ્રલય કાળ વખતે બ્રહ્મા, જગતને સંહારે તેમ દિવસ હરણ કરે છે. અર્થાત્ જગતનો અન્ત લાવી બ્રહ્મા નિદ્રાવશ થાય તેમ દિવસનો અંત લાવી પોતે અસ્ત પામે છે. ) ૩૦

**सीकरव्यतिकरं मरीचिभिर्दूरयत्यवनते विवस्वति ।**
**इन्द्रचापपरिवेषशून्यतां निर्झरास्तव पितुर्व्रजन्त्यमी ॥३१॥**

હે પાર્વતી ! સૂર્ય અસ્ત પામ્યો ત્યારે, કિરણો સાથે જળકણોનો સંબંધ દૂર થતાં, ( આ સામે દેખાતા ) તારા પિતાના-હિમાલય-ના જળના પ્રવાહો, ઇન્દ્રધનૂષ મંડળના શૂન્યપણાને પામે છે. ( અર્થાત્ સૂર્ય હતો ત્યારે તેનાં કિરણો જળપ્રવાહમાં ભળવાથી જળપ્રવાહ ઇન્દ્રધનુષ યુક્ત હોય તેવું દેખાતું હતું પણ સૂર્ય અસ્ત પામવાથી કિરણો દૂર થવાને લીધે હવે તેવા દેખાતા નથી. ) ૩૧

**दष्टतामरसकेसरस्रजोः क्रन्दतोर्विपरिवृत्तकण्ठयोः ।**
**निघ्नयोः सरसि चक्रवाकयोरल्पमन्तरमनल्पतां गतम् ॥३२॥**

હે પ્રિયે ! કેસરની કરડેલી માળાવાળાં, તથા પરસ્પર અવળા થએલા કંઠવાળાં અને પરસ્પર દૈવાધીન રહેતાં અને તેથી બુમો પાડતાં, સરોવરમાં રહેલાં ચક્રવાક અને ચક્રવાકી ( ચકવા-ચકવી ) નો થોડો વિયોગે વિશેષપણાને પામે છે. ( અર્થાત્ બેની વચ્ચે થોડું અન્તર હતું તે હવે બેઉ છૂટાં પડવાથી વધારે થયું. ) ૩૨

**स्थानमाह्निकमपास्य दन्तिनः सल्लकीविटपभङ्गवासितम् ।**
**आविभातचरणाय गृह्णते वारि वारिरुहबद्धषट्पदम् ॥३३॥**

હે પાર્વતી ! હાથીઓ સલ્લકી વૃક્ષના ખંડથી સુગંધીત થએલા દિવસના સ્થાનને ત્યાગ કરી સંધ્યાકાળના કર્મને કરવાને, કમળમાં બંધાએલા ભમરાવાળા જળને ગ્રહણ કરે છે. ( અર્થાત્ સૂંઢથી પીએ છે. હાથીઓ ભૂખ જેટલું પુરે પુરૂં જળ એક જ વખત સાયંકાળે પીએ છે એ પ્રસિદ્ધ છે.) ૩૩

**पश्य पश्चिमदिगन्तलम्बिना निर्मितं मितकथे विवस्वता ।**
**लब्धया प्रतिमया सरोम्भसां तापनीयमिव सेतुबन्धनम् ॥३४॥**

હે અલ્પ ભાષણવાળી પાર્વતી ! પશ્ચિમ દિશાનો આશ્રય કરનાર સૂર્યે પાડેલા પ્રતિબિમ્બથી સરોવરનાં જળનો જાણે સોનાનો સેતુ બંધ હોય ( પૂલ હોય ) તેવું કરેલું છે તે તું જો; ( અર્થાત્ સૂર્યનાં પ્રતિબિમ્બ તરંગવાળા સરોવરના જળમાં પડવાથી તે સૂર્ય બિમ્બોવાળા જળતરંગો જાણે સૂર્યે જળ ઉપર સોનાનો પુલ બાંધ્યો હોય તેવા જણાતા હતા; તે રચના શિવે પોતાની પ્રિયાને દેખાડી. આમાં ઉત્પ્રેક્ષા છે. ) ૩૪

**उत्तरन्ति विनिकीर्य पल्वलं गाढपङ्कमतिवाहितातपाः ।**
**दंष्ट्रिणो वनवराहयूथपा दष्टभङ्गुरबिसाङ्कुरा इव ॥३५॥**

હે પ્રિયે ! અત્યંત જાડા કાદવવાળા નાના તલાવડાને ફેંદી નાંખી-( પોતે માંહે આળોટી જુદું જુદું કરી નાંખી )ને દિવસે સૂર્યના તાપને ઉલ્લંઘન કરનારા ( કાદવથી ખરડાઇને સૂર્યના તાપને સહન કરનારા ) મોટી દાઢોવાળા વનનાં ભૂંડોના નાયકો ( મહાવરાહો ) વાંકાં બિસતન્તુને કરડયાં હોય તેવાં દેખાતા ( તલાવડાંમાંથી બાહાર ) નીકળે છે. ( તે તુ જો. અહિં બાહાર દેખાતી દાઢોમાં બિસતન્તુના અંકુરપણાનું ઉત્પ્રેક્ષણ કરવાથી ઉત્પ્રેક્ષા નામનો અલંકાર છે. ) ૩૫

**एष वृक्षशिखरे कृतास्पदो जातरूपरसगौरमण्डलः ।**
**हीयमानहरत्ययातपं पीवरोरु पिबतीव बर्हिणः ॥३६॥**

હે સ્થૂળ ઉરુવાળી પાર્વતી ! વૃક્ષના શિખર ઉપર કરેલા સ્થાનવાળો, સોનાના રસના જેવાં પીંગટવર્ણનાં પીછાંના સમૂહવાળો, એટલે પીળા રંગનાં પીછાંના મંડળવાળો, આ મયુર–મોર, ક્ષીણ થતા સંધ્યાકાળના તાપને પીતો હોય એમ જણાય છે. ( અર્થાત્ સૂર્યનો પ્રકાશ આ વખતે આ મોરનાં પીછાંમાં આવી ઠરતો હશે; નહિ તો ઓછો થઇને બીજે ક્યાં જાય ? આ ઉત્પ્રેક્ષા છે. ) ૩૬

**पूर्वभागतिमिरप्रवृत्तिभिर्व्यक्तपङ्कमिव जातमेकतः ।**
**खं हृतातपजलं विवस्वता भाति किंचिदिव शेषवत्सरः ॥३७॥**

સૂર્યે શોષણ કરેલા તાપરૂપી જળવાળું આકાશ, પૂર્વભાગમાં અંધકારના ફેલાવાથી એક ભાગમાં સ્પષ્ટ દેખાતા કાદવવાળું હોય તેવું બનતાં એક બાજુએ ભરાઈ રહેલા થોડા પાણીવાળા સરોવરના જેવું શોભે છે. (અર્થાત્ આકાશ, અર્ધા સૂકાયલા સરોવર જેવું જણાય છે. આમાં અંધકારને કાદવની અને આકાશને સરોવરની ઉપમા આપી છે.) ૩૭

**आविशद्भिरुटजाङ्गणं मृगैर्मूलसेकसरसैश्च वृक्षकैः ।**
**आश्रमाः प्रविशदग्यधेनवो बिभ्रति श्रियमुदीरिताग्नयः ॥३८॥**

પર્ણશાળાનું આંગણું, માંહે પેસતા મૃગોથી તથા મૂળમાં જળ સીંચન કરવા વડે ભીનાં લીલાં દેખાતાં નાનાં વૃક્ષોથી સુંદર દેખાતા અને શ્રેષ્ટ ગાયો જેમાં પ્રવેશ કરે છે એવા તથા સાયંકાળના હોમને માટે ગાર્હપત્યાદિ અગ્નિ જેમાં પ્રદીપ્ત કરાય છે એવા ઋષિઓના આશ્રમો લક્ષ્મી (અત્યંત શોભા)ને ધારણ કરે છે. (આશ્રમો ઘણા શોભે છે.) ૩૮

**बद्धकोशमपि तिष्ठति क्षणं सावशेषविवरं कुशेशयम् ।**
**षट्पदाय वसतिं ग्रहीष्यते प्रीतिपूर्वमिव दातुमन्तरम् ॥३९॥**

બીડાએલું પણ કમળ, સ્થાનગ્રહણ કરવા ઇચ્છતા ભમરાને જાણે પ્રીતિ પૂર્વક અવકાશ–માર્ગ આપવા માટે રહેતું હોય તેમ ક્ષણવાર થોડા છિદ્રવાળું રહે છે. (અર્થાત્ કમળ એકદમ બીડાઇ ન જતાં ધીમે ધીમે બીડાય છે. જેથી માંહે રહેવા ઇચ્છતો ભમરો તેમાં પેશી શકે છે.) ૩૯

**दूरमग्रपरिमेयरश्मिना वारुणी दिगरुणेन भानुना ।**
**भाति केसरवतेव मण्डिता बन्धुजीवतिलकेन कन्यका ॥४०॥**

(હે પ્રિયે પાર્વતી!) પશ્ચિમ દિશા, અત્યંત આગળ પડતા માપવાળાં કિરણવાળા રાતા દેખાતા સૂર્યથી, જેમ કેસરવાળા બંધુકના પુષ્પરૂપી તિલકથી સુંદર દેખાતી કન્યા શોભે તેવી શોભે છે. (આમાં ઉપમા છે.) ૪૦

**सामभिः सहचराः सहस्रशः स्यन्दनाश्वहृदयंगमस्वनैः ।**
**भानुमग्निपरिकीर्णतेजसं संस्तुवन्ति किरणोष्मपायिनः ॥४१॥**

કિરણોની ઉષ્ણુતાને પીનારા હજારો સાથે ચાલનારા વાલખિલ્યાદિ ઋષિઓ, અગ્નિમાં નાંખેલા તેજવાળા સૂર્યને રથના ઘોડાઓને મનોહર લાગતા સ્વરવાળા સામવેદવડે સ્તુતિ કરે છે. (અર્થાત્ સૂર્ય પોતાનું તેજ અગ્નિને આપી અસ્ત થાય છે. સાયંકાળે સામવેદથી સૂર્યની સ્તુતિ કરે છે.) ૪૧

**सोऽयमानतशिरोधरैर्हयैः कर्णचामरविघट्टितेक्षणैः ।**
**अस्तमेति युगभुग्नकेसरैः संनिधाय दिवसं महोदधौ ॥४२॥**

તે આ સૂર્ય, દિવસને જાણે સમુદ્રમાં મૂકીને ( નીચે ઉતરવાથી ) નમેલી ડોકવાળા અને તેથી કાનના ચામરવડે ઢંકાઈ જતાં નેત્રવાળા ધુંસરીથી ચોળાઈ ગએલી ખભાની કેસરો–ચોટલીવાળા ઘોડાઓવડે અસ્તાચળપ્રત્યે જાય છે. ( અસ્ત પામે છે. ) ૪૨

**खं प्रसुप्तमिव संस्थिते रवौ तेजसो ईदृशी गतिः ।**
**तत्प्रकाशयति यावदुद्गतं मीलनाय खलु तावतश्च्युतम् ॥४३॥**

( હે પ્રિયે ! આકાશ, સૂર્ય અસ્ત થતાં ( સૂર્ય અસ્ત પામ્યો ત્યારે ) સૂઈ ગયું હોય એવું જણાય છે; ( અને તે યોગ્ય જ છે એમ જણાવતાં કહે છે કે ) મહાન્ તેજની એવી ગતિ છે; ( તે કેવી હોય છે તે જણાવતાં કહે છે કે એવો સ્વભાવ હોય છે કે–)તે તેજ ઉદય પામીને જેટલા સ્થાનને પ્રકાશિત કરે છે તેટલા જ સ્થાનને અસ્ત પામીને સંકોચ કરે છે. (અર્થાત્ જેટલા સ્થાનમાં તેજ હોય છે તેટલું પ્રકાશે છે (જાગૃત રહે છે ) અને જ્યાંથી તેજ જાય છે તે પ્રકાશીત થતું નથી. (ઉંઘેછે.) એટલે આ આકાશમાંથી પણ તેજ જતું રહ્યું છે માટે તે ઉંઘે એ યોગ્ય છે. આમાં ઉત્પ્રેક્ષાલંકાર છે. ) ૪૩

**सन्ध्ययाप्यनुगतं रवेर्वपुर्वन्द्यमस्तशिखरे समर्पितम् ।**
**येन पूर्वमुदये पुरस्कृता नानुयास्यति कथं तमापदि ॥४४॥**

સંધ્યાએ પણ, અસ્તાચળના શિખર ઉપર ગએલા પૂજ્ય સૂર્યના મંડળને અનુસરણ કર્યું; ( અને તે યોગ્ય છે એમ જણાવતાં કહે છે કે ) પ્રથમ સવારમાં ઉદય થતી વખતે જેણે અગાડી કરી હતી. ( આ પોતાની આગળ ચાલતી હતી તે વિપતિમાં તેને કેમ ન અનુસરે ? અર્થાત્ સૂર્યોદય થતી વખતે ( ચઢતીમાં ) અગ્રેસર હતી–પહેલી ઉદય પામી હતી તો સૂર્યાસ્ત થતી વખતે (પડતીમાં) તેની પાછળ પણ જાય જ એ જ સતીનો ધર્મ છે. અથવા સંપતિમાં અને વિપત્તિમાં સરખી વૃત્તિથી રહેવું એ જ સાધુનો ધર્મ છે. ) ૪૪

**रक्तपीतकपिशाः पयोमुचां कोटयः कुटिलकेशि भान्त्यमूः ।**
**द्रक्ष्यसि त्वमिति संध्ययानया वर्तिकाभिरिव साधुमण्डिता ॥४५॥**

હે કુટિલ–વક્રકેશવાળી પ્રિયે ! આ લાલ, પીળા, ધુંસરા ( વિવિધ ) રંગવાળી મેઘોની કોટી એટલે મેઘની કોરણો શોભે છે; તે તું જુએ છે એ

હેતુથી (તું જુએ છે એમ જાણીને) સંધ્યાએ આ ચીતરવાની પીંછીઓથી સારી રીતે શોભાવી હોય એમ જણાય છે. (અર્થાત્ તું જોઇને રાજી થાય તેટલા માટે જ જાણે સંધ્યાએ મેઘોની કારણોમાં પીંછીઓવડે રંગ પૂર્યો હોય એમ લાગે છે. આમાં ઉત્પ્રેક્ષા છે.) ૪૫

**सिंहकेसरसटासु भूभृतां पल्लवप्रसविषु द्रुमेषु च।**
**पश्य धातुशिखरेषु भानुना संविभक्तमिव सांध्यमातपम् ॥४६॥**

(હે પ્રિયે!) પર્વતોના સિંહોની માથા ઉપરની કેશાવાળીમાં, નવાં ઉત્પન્ન થતાં પલ્લવવાળા વૃક્ષોમાં અને ધાતુવાળા શિખરોમાં સૂર્યે સરખી રીતે ભાગ પાડી આપ્યો હોય તેવા સંધ્યાકાળના તડકા તું જો. (અર્થાત્ સિંહો-વાળો, કુમળાં પાંદડાંવાળાં વૃક્ષો, અને ધાતુવાળાં શિખરો એ પોતાના સમાન રંગવાળાં હોવાથી તેમને મિત્ર ગણનારા સૂર્યે, જેમ મૃત્યુ પામતો ધનવાન પુરુષ પોતાનું ધન પોતાના સુહૃદોને સરખે ભાગે વહેંચી આપે તેમ પો-તાના સંધ્યારાગને અસ્તાચલપ્રત્યે જતી વખતે જાણે સરખે ભાગે વહેંચી આપ્યું હોય એમ જણાય છે. મતલબ કે–તે વખતે તેઓ બધાં સરખાં વિશેષ રાતાં દેખાતાં હતાં.) ૪૬

**अद्रिराजतनये तपस्विनः पावनाम्बुविहिताञ्जलिक्रियाः।**
**ब्रह्म गूढमभिसंध्यमादृताः शुद्धये विधिविदो गृणन्त्यमी ॥४७॥**

હે હિમાલયની પુત્રી–પાર્વતી! વિધિને જાણનાર આ તપસ્વિયો–બ્રાહ્મણો, સંધ્યા ભણી પવિત્ર જળવડે અર્ઘ્યપ્રદાન કરતા અને આત્માની શુદ્ધિ માટે આદરવાળા થઇને ગુપ્ત ગાયત્રીને જપે છે. (અર્થાત્ અર્ઘ્ય આપી શ્રદ્ધાથી બ્રહ્મગાયત્રીનો જપ કરે છે. ૪૭

**तन्मुहूर्तमनुमन्तुमर्हसि प्रस्तुताय नियमाय मामपि।**
**त्वां विनोदनिपुणः सखीजनो वल्गुवादिनि विनोदयिष्यति ॥४८॥**

હે પ્રિય ભાષણવાળી પાર્વતી! તેટલા માટે આ સંધ્યાકાળના નિયમ સારૂ (સાયંસંધ્યાનો વિધિ કરવાને વાસ્તે) મને પણ ક્ષણ માત્ર અનુમતિ આપવા (તમે જાઓ એમ કહેવા)ને તું યોગ્ય છે. (અર્થાત્ શંકર, પા-ર્વતીને કહે છે કે મારે પણ સંધ્યાકાળનો વિધિ કરવો છે, જેથી થોડીવાર મને તું રજા આપ.) તને, વિનોદ કરાવવામાં કુશળતાવાળી (તારી)સખીઓ વિનોદ કરાવશે. ૪૮

**निर्विभुज्य दशनच्छदं ततो वाचि भर्तुरवधीरणापरा।**
**शैलराजतनया समीपगामाललाप विजयामहेतुकम् ॥४९॥**

ત્યાર પછી શૈલરાજ-હિમાલયની પુત્રી-પાર્વતી, હોઠ મરડીને સ્વામીના વચનમાં અવધીરણા કરતી ( તિરસ્કારવાળી એટલે સ્વામીનું તે વચન સાંભળી રોષયુક્ત બનીને ) પાસે રહેલી વિજયા નામની સખી પ્રત્યે વિના કારણે બોલવા લાગી. ( અર્થાત્ સ્વામીને રોષથી જવાબ ન આપતાં વિજયા પાસે જઇને તેની જોડે વાતો કરવા લાગી. ) ૪૯

**ईश्वरोऽपि दिवसात्ययोचितं मन्त्रपूर्वमनुतस्थिवान्विधिम् ।**
**पार्वतीमवचनामसूयया प्रत्युपेत्य पुनराह सस्मितम् ॥ ५० ॥**

સાયંકાળને યોગ્ય વિધિને મન્ત્રપૂર્વક કરનારા શંકર પણ, ઇર્ષ્યા ( મને મૂકીને ગયા એમ જાણી, થએલી ઈર્ષ્યા )થી ન બોલતી પાર્વતી પાસે આવીને ફરી હાસ્યપૂર્વક બોલતા હવા. ( અર્થાત્ સાયંસંધ્યા પરવારીને રોષથી પોતાની સાથે ન બોલતી પાર્વતીની પાસે આવી શંકર હસતાં હસતાં નીચે પ્રમાણે તેને કહેવા લાગ્યા. ) ૫૦

**मुञ्च कोपमनिमित्तकोपने संध्यया प्रणमितोऽस्मि नान्यया।**
**किं न वेत्सि सहधर्मचारिणं चक्रवाकसमवृत्तिमात्मनः॥५१॥**

હે કારણ વિના કોપ કરનારી-પાર્વતી ! ક્રોધ ત્યાગ કર; કેમકે-હું સંધ્યાવડે નમેલો છું, બીજી કોઈવડે નથી નમ્યો; ( અર્થાત્ હું સંધ્યાને વશ થયો છું બીજી કોઇને વશ થયો નથી. એ કારણ માટે ક્રોધ દૂર કર.) વળી તારી પોતાની સાથે ધર્મના આચરણ કરનારા ( મને )ને ( એટલે સંધ્યા કરવા માટે જતો મને ) ચક્રવાકના સરખી વૃત્તિવાળો તું નથી જાણતી ? ( અર્થાત્ જેમ ચક્રવાક, ચક્રવાકીથી સંધ્યા સમયે જેવા વિયોગદુઃખથી જુદો થાય છે તેમ હું પણ આ સંધ્યાને લીધે જ તેવી રીતે દુઃખથી જુદો થયો હતો. એટલે હું બીજીના સંગથી રહિત છું એ તું જાણે જ છે. ) ૫૧

શા કારણથી સંધ્યા પ્રણામ યોગ્ય છે તે જણાવે છે.

**निर्मितेषु पितृषु स्वयंभुवा या तनुः सुतनु पूर्वमुज्झिता।**
**सेयमस्तमुदयं च सेवते तेन मानिनि ममात्र गौरवम् ॥५२॥**

હે સૂક્ષ્મ શરીરવાળી પાર્વતી ! બ્રહ્માએ બનાવેલા અગ્નિષ્વાત્તાદિ પિતૃઓમાં સૂક્ષ્મતાવાળી જે સંધ્યા પ્રથમ કહેલી છે તે સંધ્યા ઉદય અને અસ્ત પામતી વખતે સેવાય છે ( પૂજાય છે ). તે કારણથી હે માનિનિ—હે માનવાળી પાર્વતી ! મારો આ સંધ્યામાં આદર છે. ( તે બાબત ભવિષ્યપુરાણમાં કહ્યું છે કે, पितामहः पितॄन्सृष्ट्वा मूर्तिं तामुत्ससर्ज ह। प्रातः

सायं समागत्य संध्यारूपेण पूज्यते ॥ एतां संध्यां यतात्मानो ये तु दीर्घमुपासते। दीर्घायूषो भविष्यन्ति निरुजः पाण्डुनन्दन ॥ હે પાણ્ડુ પુત્ર ( યુધિષ્ઠિર ) બ્રહ્મા, પિતૃઓને બનાવીને પછી તેમાં પોતાની મૂર્તિને ત્યાગ કરતા હવા. પછી પ્રાતઃકાળ અને સંધ્યાકાળને પ્રાપ્ત થઇને સંધ્યાઃ રૂપથી પૂજાય છે. માટે જે દીર્ઘ આવી સંધ્યાને જીતેન્દ્રિય પુરુષો ઉપાસના કરે છે તે રોગરહિત થઇ દીર્ઘાયુષી થાય છે માટે સંધ્યા પ્રણામ કરવા યોગ્ય છે. ) ૫૨

હવે એ રીતે પાર્વતીના ક્રોધને દૂર કરી ધાતુસંધ્યાદિનું વર્ણન કરે છે.

तामिमां तिमिरवृद्धिपीडितां शैलराजतनयेऽधुना स्थिताम्।
एकतस्तटतमालमालिनीं पश्य धातुरसनिम्नगामिव ॥५३॥

હે હિમાલયની પુત્રી પાર્વતી ! તે સંધ્યાને હાલમાં એક ભાગમાં (પૂર્વભણી ) અંધકારની વૃદ્ધિથી વ્યાપ્ત થએલી, અને તેથી એક કીનારા ઉપર તમાલવૃક્ષની પંક્તિવાળી, ગૈરિકાદિ ધાતુના રસની નદી હોય તેવી શોભતી (તું) જો. ( આમાં ઉપમા અલંકાર છે. ) ૫૩

सांध्यमस्तमितशेषमातपं रक्तलेखमपरा बिभर्ति दिक्।
संपरायवसुधासशोणितं मण्डलाग्रमिव तिर्यगुज्झितम् ॥५४॥

પશ્ચિમ દિશા અસ્ત પામેલી અને બાકી રહેલી સંધ્યાકાળની લાલ પંક્તિવાળો, તથા સંગ્રામની ભૂમિમાં શોણિતયુક્ત ત્રાંસાં પડેલાં ફળોવાળો હોય તેવા દેખાતા તડકાને ધારણ કરે છે. ( લોહીવાળી તરવારો જેવાં કિરણો દેખાય છે. ) ૫૪

यामिनीदिवससंधिसंभवे तेजसि व्यवहिते सुमेरुणा।
एतदन्धतमसं निरङ्कुशं दिक्षु दीर्घनयने विजृम्भते ॥५५॥

હે મોટાં નેત્રવાળી પાર્વતી ! રાત્રિદિવસની સંધિમાં ઉત્પન્ન થએલું તેજ, સુમેરૂ પર્વતવડે અંતર્ધ્યાન થતાં ( સંધ્યા રાગ પણ સુમેરુ પર્વતની પછવાડે જતાં એટલે અસ્ત પામ્યો ત્યારે) નિરંકુશપણે આ ( આગળ રહેલું) ગાઢ અંધકાર દિશાઓમાં વૃદ્ધિ પામે છે. ( અર્થાત્ સંધ્યાકાળ પણ ચાલી ગયો ને બધી દિશાઓમાં અંધારૂં ફેલાવા લાગ્યું. ) ૫૫

नोर्ध्वमीक्षणगतिर्न चाप्यधो नाभितो न पुरतो न पृष्ठतः।
लोक एष तिमिरौघवेष्टितो गर्भवास इव वर्तते निशि ॥५६॥

રાત્રિમાં અંધકારના સમૂહથી વિંટાએલો આ લોક, જાણે ગર્ભવાસમાં હોય તેવો રહેલો દેખાય છે, કેમકે-લોકના નેત્રની ગતિ-પ્રસાર ઊંચે નહિં કે નીચા ભાગમાં પણ નહિ, તેમ દક્ષિણ બાજુએ કે વામ ભાગમાં પણ નહિ, અને આગળ કે પાછળના ભાગમાં પણ નથી થતી. (અર્થાત્ ગર્ભમાં રહેલો પુરુષ કંઈ દેખી શકતો નથી તેમ રાત્રિએ પણ કોઇ અંધકારથી દેખી શકતું નથી. અહિં રાત્રિની વૃત્તિમાં ગર્ભવૃત્તિની ઉત્પ્રેક્ષા કરી છે.)૫૬

**शुद्धमाविलमवस्थितं चलं वक्रमार्जवगुणान्वितं च यत्।**
**सर्वमेव तमसा समीकृतं धिङ्महत्त्वमसतां हृतान्तरम् ॥५७॥**

નિર્મલ અને મેલું, સ્થાવર અને જંગમ, વાંકુ અને સરળ એવું જે કંઇ છે તે સઘળુંય અંધકારે સરખું કર્યું છે. (એટલે સર્વ અંધકારમાં ઢંકાઇ ગયું છે.) અસજ્જનોના-અસત્ પુરુષોના મોટાપણાને ધિઃક્કાર છે કેમ કે-તે સારા અને નઠારા ગુણને સમાન કરે છે. (અર્થાત્ તેટલા માટે દુષ્ટોની વૃદ્ધિને પણ ધિઃક્કાર છે. આમાં સામાન્યથી વિશેષનું સમર્થન રૂપ અર્થાન્તર-ન્યાસ નામનો અલંકાર છે.) ૫૭

**नूनमुन्नमति यज्वनां पतिः शार्वरस्य तमसो निषिद्धये।**
**पुण्डरीकमुखि पूर्वदिङ्मुखं कैतकैरिव रजोभिराहतम् ॥५८॥**

હે કમળના સરખા મુખવાળી પાર્વતી ! ખરેખર દ્વિજોનો સ્વામી ચન્દ્ર, રાત્રીના અંધકારના નિષેધને (દૂર કરવા) માટે ઉદય પામે છે અને તેથી કેતકીના રજથી જાણે વ્યાપ્ત થયું હોય તેવું પૂર્વદિશાનું મુખ (તું જો.) અર્થાત્ ચંદ્રોદય વખતે પ્રથમ પૂર્વદિશા, મૂળમાં ધોળી દેખાવા લાગી.) ૫૮

**मन्दरान्तरितमूर्तिना निशा लक्ष्यते शशभृता सतारका।**
**त्वं मया प्रियसखीसमागता श्रोष्यतेव वचनानि पृष्ठतः ॥५९॥**

તારા સહિત રાત્રી, મંદરાચળ પર્વતથી ઢંકાએલી મૂર્તિવાળા ચન્દ્રથી જેમ પ્રિય સખીયો સહિત રહેલી તું, પાછળ રહિને વચનો સાંભળનાર મારા-થી શોભે તેમ શોભે છે. (આમાં તારા યુક્ત નિશાને સખીઓ યુક્ત પાર્વ-તીની અને મંદરાચળની પાછળ રહેલા ચંદ્રને પાર્વતીની પાછળ રહેલા શિવની ઉપમા આપેલી હોવાથી ઉપમા અલંકાર થએલો છે.) ૫૯

**रुद्धनिर्गमनमा दिनक्षयात्पूर्वदृष्टतनु चन्द्रिकास्मितम्।**
**एतदुद्गरति चन्द्रमण्डलं दिग्रहस्यमिव रात्रिनोदितम् ॥६०॥**

સૂર્યાસ્ત (સંધ્યાકાળ) સુધી રોકાએલા નિર્ગમનવાળું (ઉદયને

અટકાવ પામેલું ) પૂર્વદિશામાં દેખાતા શરીરવાળું આ ચન્દ્રમંડલ, રાત્રિએ પ્રેરણા કરેલા ચંદ્રિકારૂપી હાસ્યપૂર્વક જેમ પૂર્વદિશાના ગુપ્તકાર્યને પ્રગટ કરે તેમ પ્રગટ કરે છે. ( અર્થાત્ જેમ કોઇ ઇર્ષ્યાવાળી નાયિકા, કોઇ બીજી સ્ત્રીની મારફત શોક્યના રહસ્યને ઉઘાડું પાડે તેમ રાત્રિ રૂપી નાયિકા, દિશા રૂપી સ્ત્રીના રહસ્યને–તે દિશાના અવયવના પ્રદર્શન રૂપે પ્રગટ કરે છે તે તું જો. આમાં ઉત્પ્રેક્ષા અલંકાર છે. ) ૬૦

**पश्य पक्कफलिनी फलत्विषा बिम्बलाञ्छितवियत्सरोम्भसा।**
**विप्रकृष्टविवरं हिमांशुना चक्रवाकमिथुनं विडम्ब्यते ॥६१॥**

પાકી ગયેલી ફલિની ( પ્રિયંગુ ) ના ફળની જેવી છાલવાળા; આકાશરૂપી સરોવરના જળવાળા ચંદ્રમામાં પડેલા બિમ્બરૂપી લાંછનથી ચક્રવાકનું જોડું છેતરાય છે. ( અર્થાત્ ચક્રવાકનું જોડું જળમાં પડેલા ચંદ્રબિમ્બને પાકી ગયેલી ફલિનીનું ફળ ધારે છે કારણ કે તે ( જળમાં પડેલા ચન્દ્રબિમ્બ )ને અન્તર વગરતું ( પકવ ફલિનીના ફળના સરખું જ ) તું જો. ( અર્થાત્ તને પણ જળમાં પડેલા ચંદ્રબિમ્બમાં અને ફલિનીના પાકા ફળમાં ભેદ દેખાય તેવો નથી તો ચક્રવાક યુગ્મને તે ભેદ ક્યાંથી જણાય અને તેથી તે ચંદ્રની જાતમાં પડેલા પ્રતિબિમ્બને ફલિનીનું પાકું ફળ ધારી ખાવા જતાં છેતરાય છે.

આનો અર્થ મલ્લિનાથ નીચે પ્રમાણે કરેછે. પાકેલી ફલિતીના ફળ જેવા આકાશમાં અને સરોવરના જળમાં બિમ્બપ્રતિબિમ્બરૂપે પડેલા લાંછનવાળા ચંદ્રે એક બીજાથી ઘણા અંતરે રહેલા ચક્રવાકના જોડાને અનુસર્યું છે. એટલે આકાશમાંનું ચંદ્રબિમ્બ અને જળમાં પડેલું પ્રતિબિમ્બ એ બેઉ સામા સામી ઘણે છેટે બેઠેલાં ચક્રવાચક્વી જેવાં જણાય છે તે તું જો. ) ૬૧

**शक्यमोषधिपतेर्नवोदयाः कर्णपूररचनाकृते तव ।**
**अप्रगल्भयवसूचिकोमलाश्छेत्तुमग्रनखसंपुटैः कराः ॥६२॥**

( હે પ્રિયે ! ) નવા ઉદયવાળાં; તાજા જવના અંકુરના જેવી કોમળતાવાળાં ઔષધિના નાથ–ચન્દ્ર–નાં કિરણો, કાનના ભૂષણની રચના માટે તારા અગ્ર ભાગના નખસંપુટથી છેદવા સમર્થ છે! ( અર્થાત્ ચન્દ્રનાં કિરણ કોમળ યવનાં નવાંકુરો જેવાં છે તેને ઉતારીને તું કાનતું ભૂષણ કરવા માટે ઉત્સાહ કરે છે એટલે એ બાળચન્દ્રનાં કિરણોને તોડીને કર્ણપૂર કર જોઇએ, થાય છે કે નહિ. ) ૬૨

**अङ्गुलीभिरिव केशसंचयं संनिगृह्य तिमिरं मरीचिभिः ।**
**कुड्मलीकृतसरोज लोचनं चुम्बतीव रजनीमुखं शशी ॥६३॥**

ચન્દ્ર, મીંચેલાં કમળરૂપી નેત્રવાળા રાત્રિના મુખને જેમ આંગળીઓ

થકી પકડે તેમ કિરણોથી કેશના સમૂહ, તિમિર-અંધકાર-ને ગ્રહણ કરી જાણે ચુંબન કરતો હોય એમ જણાય છે. (અર્થાત્ જેમ પુરુષ, સ્ત્રીના કેશપાશ-ચોટલા-ને પોતાના આંગળીઓથી ગ્રહણ કરી સ્ત્રીના મીંચેલી આંખોવાળા મુખને ચુમ્બન કરે તેમ ચન્દ્રમા બીડાએલાં કમળરૂપી નેત્રવાળી જે રાત્રીરૂપી સ્ત્રી તેના મુખને પોતાના કિરણોરૂપી આંગળીઓથી બળાત્કારે અંધકારરૂપી કેશપાશને ગ્રહણ કરે છે. આ સમાસોકિત અલંકાર છે.) ૬૩

**पश्य पार्वति नवेन्दुरश्मिभिर्भिन्नसान्द्रतिमिरं नभस्तलम्।**
**लक्ष्यते द्विरदभोगदूषितं सप्रसादमिव मानसं सरः ॥६४॥**

હે પાર્વતી ! નવા ચન્દ્રનાં કિરણોથી ભેદાએલા ગાઢ અંધકારવાળું આકાશ, હાથીએ ડહોળવાથી મલિન થએલું, અને પછી તે ધીમે ધીમે નિર્મળ થતું માનસરોવર હોય તેવું જણાય છે તેને તું જો. (અર્થાત્ જેમ પ્રથમ હાથીની ક્રીડાથી ડહોળાઇને કાળું થએલું માનસરોવરનું પાણી ધીમે ધીમે ઠરીને નિર્મળ થાય તેમ અંધકારથી ભરેલું આકાશ, નવાં ચન્દ્રકિરણોથી નિર્મળ થતું જણાય છે તે તું જો.) ૬૪

**रक्तभावमपहाय चन्द्रमा जात एष परिशुद्धमण्डलः ।**
**विक्रिया न खलु कालदोषजा निर्मलप्रकृतिषु स्थिरोदया ॥६५॥**

(હે પાર્વતી!) આ ચન્દ્રમા, ઉદય વખતનું લાલપણું ત્યાગ કરી શુદ્ધ મંડળ-બિંબવાળો (રાજાના સંબંધમાં નિષ્કંટક) થયો; નિર્મળ સ્વભાવવાળા (શુદ્ધ સચિવવાળા રાજા)માં કાળના દોષથી ઉત્પન્ન થએલો વિકાર સ્થિર ઉત્પત્તિવાળો નથી જ હોતો. (અર્થાત્ ચન્દ્ર પણ સ્વભાવથી જ નિર્મળ છે માટે તેનો ઉદયરાગ ઝટ નાશ પામ્યો; જેમ કોઇ રાજા કોઈ એક નિમિત્તથી પોતાના પ્રકૃતિમંડળથી વિરાગી (અભાવવાળો) થાય છે પણ પછી સહજ કારણથી શુદ્ધિને પ્રાપ્ત થઈ સ્વસ્થમંડળવાળો થાય છે તેમ. આમાં પ્રથમ અર્થમાં સમાસોક્તિ અલંકાર છે અને તેની અર્થાન્તરન્યાસ અલંકારથી મિશ્રતા છે) ૬૫

**उन्नतेषु शशिनः प्रभा स्थिता निम्नसंश्रयपरं निशातमः ।**
**नूनमात्मसदृशी प्रकल्पिता वेधसा हि गुणदोषयोर्गतिः ॥६६॥**

(હે પ્રિયે!) ચન્દ્રની કાન્તિ-ચન્દ્રિકા, ઊંચા સ્થળમાં એટલે પર્વતના શિખરોમાં રહેલી છે; અને રાત્રિનો અંધકાર તો (ખાડા વિગેરે) નીચાસ્થાનમાં રહેલો છે; અરે! એ જ રીતે ગુણદોષની ગતિ બ્રહ્માએ તેમના પોતાના સરખી જ રાખી છે. (અર્થાત્ ઊંચા-તેજસ્વી-ની ઊંચી જ ગતિ થાય, અને નીચા-મલિન-ની નીચી જ ગતિ થાય, એમ બ્રહ્માએ નિર્માણ કર્યું છે.) ૬૬

**चन्द्रपादजनितप्रवृत्तिभिश्चन्द्रकान्त जलबिन्दुभिर्गिरिः ।**
**मेखलातरुषु निद्रितानमून्बोधयत्यसमये शिखण्डिनः ॥६७॥**

પર્વત, મધ્યપ્રદેશમાં આવેલાં વૃક્ષો ઉપર સૂતેલા આ મોરો, ચન્દ્રના કિરણોથી નિકળતા ચન્દ્રકાન્તમણિનાં જળબિન્દુવડે વખત વિના જગાડે છે. (અર્થાત્ ચન્દ્રના કિરણોનો સમૂહ, ઉપરના ભાગમાં આવેલા ચન્દ્રકાન્તમણિ ઉપર પડવાથી તે મણિઓમાંથી ઉત્પન્ન થતા જળબિન્દુની વૃષ્ટિ નીચે મધ્ય ભાગમાં રહેલાં વૃક્ષો ઉપર ઉંઘી ગએલા મયૂરો ઉપર પડે છે તેથી તે મયૂરો મેઘવૃષ્ટિ થતી જાણી એકાએક જાગી ઉઠે છે.) ૬૭

**कल्पवृक्षशिखरेषु संप्रति प्रस्फुरद्भिरिव पश्य सुन्दरि ।**
**हारयष्टिरचनामिवांशुभिः कर्तुमागतकुतूहलः शशी ॥६८॥**

હે સુંદરિ! હાલમાં ચન્દ્રમા, ચળકારા મારતાં કિરણોથી હારની સેરોની રચના કરતો હોય એમ આવેલા કુતૂહલ એટલે ઉત્સાહવાળો બની જાણે કલ્પવૃક્ષવાળા શિખરો ઉપર બેઠો હોય તેવો તું જો. (અર્થાત્ જેમ કોઈ માણસ કાળાવસ્ત્રમાં મોતીના હારને વિરલતાથી યોજે-ગુંથે તેમ, આ ચન્દ્ર પણ ઝાડના પાંદડાંની વચ્ચે આવેલાં પોતાનાં, કિરણોરૂપી મોતીથી અને ઝાડના પાંદડાંની છાયારૂપી કાળાં વસ્ત્રથી જાણે હારની સેરો કરવા માટે આવ્યો હોય તેમ અહિં આવ્યો છે.) ૬૮

**उन्नतावनतभाववत्तया चन्द्रिका सतिमिरा गिरेरियम् ।**
**भक्तिभिर्बहुविधाभिरर्पिता भाति भूतिरिव मत्तहस्तिनः ॥६९॥**

(હે પ્રિયે!) પર્વતના ઉંચા-નીચાપણાને લીધે અંધકારથી મિશ્રિત દેખાતી આ ચન્દ્રિકા (જ્યોત્સ્ના) બહુ પ્રકારની રચનાથી અર્પણ કરેલી મદોન્મત્ત હાથીની સમૃદ્ધિ હોય તેવી શોભે છે. (અર્થાત્ જેમ હાથીના કાળા શરીર ઉપર કરેલું શ્વેતરંગનું ચિત્રામણ શોભે તેમ અંધકારથી મિશ્રિત ચંદ્રિકા શોભે છે. આમાં ઉપમા નામનો અલંકાર છે.) ૬૯

**एतदुच्छ्वसितपीतमैन्दवं वोढुमक्षममिव प्रभारसम् ।**
**मुक्तषट्पदविरावमञ्जसा भिद्यते कुमुदमा निबन्धनात् ॥७०॥**

તૃષ્ણાથી પીધેલા ચંદ્રની કાન્તિના રસને ધારણ કરવાને જાણે અસમર્થ હોય એમ કુમુદ, આ થતા ભમરાના શબ્દ સહિત એકદમ બંધનથી વિકસે છે. (અર્થાત્ ખીલે છે. જેમ લોકમાં કોઇ વસ્તુ અત્યંત પીવાથી તે સહન ન થતાં તેનું પેટ ફાટે છે ને જેમ તે ઉંચા સ્વરથી બુમો પાડે છે તેમ આ પોયણાંએ ચંદ્રિકારસ અત્યંત પીધો હોવાથી તેનું વિકાસ થવારૂપ પેટ

ફાટયું અને ભ્રમરાના ગુંજારવરૂપી તેણે મોટી બુમો પાડી.) ૭૦

**पश्य कल्पतरुलम्बि शुद्धया ज्योत्स्नया जनितरूपसंशयम् ।**
**मारुते चलति चण्डिके बलाद्व्यज्यते विपरिवृत्तमंशुकम् ॥७१॥**

હે ચણ્ડિકે (અત્યંત કોપ કરનારી) પાર્વતી! કલ્પવૃક્ષ ઉપર પડેલી શુદ્ધ (ધોળી ચળકતી) ચંદ્રની કાન્તિ–ચંદ્રિકા–થી સ્વરૂપના સંદેહને ઉત્પન્ન કરતું (ચન્દ્રિકા ને કલ્પવૃક્ષ ઉપર પહોળું કરેલું વસ્ત્ર એ બેઉ ધોળાં હોવાથી આ વસ્ત્ર છે કે જ્યોત્સ્ના છે? એવી શંકાવાળું) વસ્ત્ર–લૂગડું વાયુ વાતાં જુદું પડી હાલતાં પરાણે ઓળખાય છે તે તું જો. (ચન્દ્રિકાના સરખા રૂપ રંગવાળું હોવાથી સ્પષ્ટ જણાતું નથી પરંતુ વાથી તેની થતી ક્રિયાથી જ જણાય છે.) ૭૧

**शक्यमङ्गुलिभिरुत्थितैरधः शाखिनां पतितपुष्पपेशलैः ।**
**पत्रजर्जरशशिप्रभालवैरेभिरुत्कचयितुं तवालकान् ॥७२॥**

(હે પ્રિયે!) નીચે પડેલા ફૂલના સરખા કોમળ, આંગળિઓથી ઉંચકી લેવાય તેવા આ વૃક્ષોમાં પત્રથી જુદાં જુદા પડેલા ચંન્દ્રની કાન્તિ–જ્યોત્સ્ના–ના કકડાઓવડે તારા કેશોને ગુંથવાને શક્ય છે. (અર્થાત્ તારી કોઈ સખી તારા વાળમાં ગુંથવા માટે પુષ્પને ઠેકાણે ઝાડ નીચે પાંદડાંની વચ્ચે થઇને આવીને પડેલાં ચંદ્રિકાનાં ચાંદરણાં વીણી લાવે એવું બની શકે તેવો સંભવ છે.) (એટલે ઝાડની નીચે પડેલાં ઝીણાં ઝીણાં ચંદ્રિકાનાં ચાંદરણાં તે ઝાડનાં ખરેખરાં ખરી પડેલાં શ્વેત પુષ્પો હોય તેવાં શોભે છે.) ૭૨

**एष चारुमुखि योग्यतारया युज्यते तरलबिम्बया शशी ।**
**साध्वसादुपगतप्रकम्पया कन्ययेव नवदीक्षया वरः ॥७३॥**

હે સુંદર મુખવાળી પાર્વતી! આ ચન્દ્રમા, જેમ કોઈ વર નવી પરણેલી અને તેથી ભયને લીધે ઉપજેલા ધ્રુજારાવાળી કન્યા સાથે મળે તેમ, ચપળ મંડળવાળા (હાલતા તેજવાળી) પોતાના યોગ્ય તારકાઓની સાથે જોડાય છે. (અર્થાત્ નક્ષત્રો સાથે મળે છે તે તું જો.) ૭૩

**पाकभिन्नशरकाण्डगौरयोरुल्लसत्प्रकृतिजप्रसादयोः ।**
**रोहतीव तव गण्डलेखयोश्चन्द्रबिम्बनिहिताक्षि चन्द्रिका ॥७४॥**

(હે પ્રિયે!) ચન્દ્રબિમ્બે તારી આંખો ઉપર નાંખેલી ચંદ્રિકા, પાકવાથી ખીલેલી સરખટના સરખી ગૌરવર્ણવાળી તથા દેદીપ્યમાન દેખાતી સ્વાભાવિક પ્રસન્નતાવાળી તારી બે ગંડલેખાઓ ઉપર જાણે ચઢતી હોય એમ જણાય છે. (અર્થાત્ આંખમાં પડેલું ચન્દ્ર બિમ્બ બે બાજુના લમણા ઉપર ચઢી જતું હોય એવી ઉત્પ્રેક્ષા કરી છે) ૭૪

**लोहितार्कमणिभाजनार्पितं कल्पवृक्षमधु बिभ्रति स्वयम्।**
**त्वामियं स्थितिमतीमुपागता गन्धमादनवनाधिदेवता ॥७५॥**

લાલ સૂર્યકાન્તમણિના પાત્રમાં મૂકેલા કલ્પવૃક્ષના મધુને ધારણ કરતી આ ગંધમાદન પર્વતની અધિદેવી, સ્થિતિવાળી (બેઠેલી) તને ઉદ્દેશીને (તારે માટે) પોતે આપે છે તું જો. (અર્થાત્ તને પોતાના વનમાં આવેલી જોઇને આ ગંધમાદન પર્વતની દેવી જાતે તને સૂર્યકાન્તમણિના વાસણમાં ભરેલી મદિરા આપવા આવે છે.) ૭૫

**आर्द्रकेसरसुगन्धि ते मुखं मत्तरक्तनयनं स्वभावतः।**
**अत्र लब्धवसतिर्गुणान्तरं किं विलासिनि मदः करिष्यति ॥७६॥**

હે વિલાસિનિ! (અહિં તારે વિષે) પ્રાપ્ત થએલી સ્થિતિવાળો મદ, કયા બીજા ગુણને ઉત્પન્ન કરશે? (કોઇ ગુણને નહિ કરે) કરણ કે-તારૂં મુખ સ્વભાવથી જ ભીના કેસરના પુષ્પના જેવું સુગંધીદાર તથા મદોન્મત્ત નેત્રવાળું છે. (જે જે મદથી ઉત્પન્ન થતા ગુણો છે તે તે મદથી પ્રાપ્ત થતા પહેલાં જ તારે વિષે રહેલા છે, માટે એ મદથી શું થવાનું છે. અર્થાત્ એ નકામું છે.) ૭૬

**मान्यभक्तिरथवा सखीजनः सेव्यतामिदमनङ्गदीपनम्।**
**इत्युदारमभिधाय शंकरस्तामपाययत पानमम्बिकाम् ॥७७॥**

(હે પ્રિયે!) અથવા જેણે ભક્તિભાવ માન્ય કરેલો છે એવો સખીજન છે (અથવા સખીઓની ભક્તિ માન્ય કરવા યોગ્ય છે.) માટે કામને ઉદ્દીપન કરનાર આ મધુને સેવન કરો, એમ યુક્તિ પૂર્વક કહીને શંકર, પાર્વતીને તેનુ પાન કરાવતા હવા. (અર્થાત્ શંકરે પાર્વતીને તે પાઇ દીધી.) ૭૭

**पार्वती तदुपयोगसंभवां विक्रियामपि सतां मनोहराम्।**
**अप्रतर्क्यविधियोगनिर्मितामाम्रतेव सहकारतां ययौ ॥७८॥**

પાર્વતી, તેના ઉપયોગ-મધપાન-થી ઉત્પન્ન થએલી વિક્રિયાને પણ જેમ આમ્રલતા સજ્જનોને મનોહર લાગતી ન જાણી શકાય એવા દૈવયોગથી થએલી અતિ સુગંધિને પામે તેમ પામતી હવી. (અર્થાત્ જેમ અકલિત દૈવયોગથી આંબાને પ્રાપ્ત થએલી સુવાસિકતા સજ્જનોને મનોહર લાગે છે તેમ તે મદિરાથી પાર્વતીને થએલી વિક્રિયા મનોહર લાગી.) ૭૮

**तत्क्षणं विपरिवर्तितह्रियोर्नेष्यतोः शयनमिद्धरागयोः।**
**सा बभूव वशवर्तिनी द्वयोः शूलिनः सुवदना मदस्य च ॥७९॥**

તે જ વખતે એટલે મદિરાનું પાન કર્યા પછી તરત જ તે મનોહર મુખ વાળી-પાર્વતી, જેઓની લજ્જા નાશ પામી છે એવા અને તેથી

જેઓનો અનુરાગ વૃદ્ધિ પામ્યો છે એવા શયનને ઇચ્છતા શંકર, અને મદ એ બંન્નેને વશ વર્તનારી થતી હવી. (અર્થાત્ પાર્વતી મદ્ય તથા શિવ બેઉને વશ થઈ ગઇ.) ૭૯

હવે પાર્વતીનું મદવશપણું જણાવે છે.

**घूर्णमाननयनं स्खलत्कथं स्वेदबिन्दु मदकारणस्मितम् ।**
**आननेन न तु तावदीश्वरश्चक्षुषा चिरमुमामुखं पपौ ॥८०॥**

ઘેરાતાં નેત્રવાળા સ્ખલિત (ભાગીતૂટી) નીકળતી વાણીવાળા, પરસેવાના બિંદુવાળા અને મદના કારણથી હાસ્યવાળા, પાર્વતીના મુખને શંકર પ્રથમ બહુ વખત સુધી નેત્રથી પાન કરતા હવા. (આદરથી જોઇ રહેતા હવા પરંતુ મુખથી તો પાન કરતા ન હવા. એટલે પ્રથમ ચુંબન ન કરતાં મદિરાથી એના મુખ ઉપર થતા વિકારોને નિહાળવા લાગ્યા.) ૮૦

હવે પાર્વતીનું પતિવશપણું જણાવે છે.

**तां विलम्बितपनीयमेखलामुद्वहञ्जघनभारदुर्वहाम् ।**
**ध्यानसंभृतविभूतिरीश्वरः प्राविशन्मणिशिलागृहं रहः ॥८१॥**

ધ્યાનથી પેદાકરેલી વિભૂતિવાળા એટલે ઉપભોગના સાધનની સમૃદ્ધિવાળા ઇશ્વર-શંકર, નીચી નમી જતી સોનાની મેખલાવાળી તથા જાંઘોના ભારથી દુઃખે ઉચકાય એવી તે પાર્વતીને ઉચકી એકાન્તે મણિશિલાના ગ્રહપ્રત્યે પ્રવેશ કરતા હવા. ૮૧

**तत्र हंसधवलोत्तरच्छदं जाह्नवीपुलिनचारुदर्शनम् ।**
**अध्यशेत शयनं प्रियासखः शारदाभ्रमिव रोहिणीपतिः ॥८२॥**

તે મણિશિલાના ગૃહમાં (શંકર) હંસ સરખા ધોળા પાથરણાવાળા તથા ગંગાના બેટના જેવા સુંદર દેખાતા શયનને જેમ રોહિણીપતિ—ચન્દ્રમા, શરદ્ઋતુના મેઘને આરોહણ કરે તેમ પ્રિયારૂપી જેને સખા છે એવા બની પાર્વતી સાથે આરોહણ કરતા હવા. (અર્થાત્ ચંદ્ર જેમ રોહિણીસાથે શારદાભ્રમાં પેસે તેમ શિવ, પાર્વતીસાથે શય્યા વિષે સિધાવ્યા.) ૮૨

**क्लिष्टकेशमवलुप्तचन्दनं व्यत्ययार्पितनखं समत्सरम् ।**
**तस्य तच्छिदुरमेखलागुणं पार्वतीरतमभून्न तृप्तये ॥८३॥**

ફેંદાએલા કેશવાળું, લોવાઇ ગએલા ચન્દનવાળું, અવળા-સવળા થએલા નખક્ષતવાળું, તથા સ્નેહપૂર્વક મત્સરવાળું એટલે કોપવાળું, તૂટિ જતા કટિમેખલાના દોરાવાળું તે પાર્વતીનું સુરતકર્મ, તે શંકરના તૃપ્તિ માટે ન થતું હતું. ૮૩

**केवलं प्रियतमादयालुना ज्योतिषा मवनतासु पङ्क्तिषु।**
**तेन तत्प्रतिगृहीतवक्षसा नेत्रमीलनकुतूहलं कृतम् ॥ ८४ ॥**

નક્ષત્રોની પંક્તિ જ્યારે નમી ગઇ (અર્થાત્ પ્રભાત થવા આવ્યું) ત્યારે કેવળ પાર્વતીને વિષે દયાવાળા તે શંકરે, પાર્વતીએ આલિંગન કરેલા વક્ષઃ-સ્થળવાળા બની નેત્ર મીંચવાનું કુતૂહલ કર્યું. ૮૪

**स व्यबुध्यत बुधस्तवोचितः शातकुम्भकमलाकरैः समम् ।**
**मूर्च्छनापरिगृहीतकैशिकैः किन्नरैरुषसि गीतमङ्गलः ॥८५॥**

જ્ઞાની પુરુષોને સ્તુતિ કરવા લાયક તે શંકર, પ્રભાતે-સવારમાં મૂર્છના પ્રમાણે એટલે ઊંચા-નિચા, ચઢતા-ઉતરતા સ્વર પ્રમાણે વિણાતન્તુ ગ્રહણ કરનારા કિન્નરોએ જેનું મંગળ કર્યું એવા બની સોનાનાં કમળ સમૂહ સાથે જાગતા હવા. (અર્થાત્ શંકર પ્રભાતે જ્યારે કિન્નર લોકોએ વિણાથી મંગળ ગાયન કર્યું ત્યારે જાગી ઉઠ્યા અને તે વખતે ત્યાંનાં સોનાનાં કમળો પણ જાગૃત થયાં-ખીલ્યાં. આમાં સહોક્તિ નામનો અલંકાર છે.) ૮૫

**तौ क्षणं शिथिलतोपगूहनौ दंपती चलितमानसोर्मयः ।**
**पद्मभेदपिशुनाः सिषेविरे गन्धमादनवनान्तमारुताः ॥८६॥**

ક્ષણવાર નરમ પડેલા આલિંગનવાળા તે બે શંકર પાર્વતીને, માન સરોવરના તરંગોને ચલાયમાન કરતા (એથી શિતળતા જણાવી છે) અનેક મળતા ભેદને-ખિલવટને સૂચવનાર (ખીલેલાં કમળમાં થઇ તે આવતા. આથી સુગંધીપણું જણાવ્યું છે.) ગંધમાદન પર્વતના વનોમાંથી આવતા પવનો સેવન કરતા હવા. (અર્થાત્ પ્રાતઃકાળે ગંધમાદન પર્વતના શીતળ, મંદ અને સુગંધિત વાતા વાયુઓ, શંકર પાર્વતીનું સેવન કરવા લાગ્યા.) ૮૬

**ऊरुमूलनखमार्गराजिभिस्तत्क्षणं हृतविलोचनो हरः।**
**वाससः प्रशिथिलस्य संयमं कुर्वतीं प्रियतमामवारयत् ॥८७॥**

ઊરુ ઉપર પડેલા નખક્ષતોએ હરણ કરેલાં નેત્રવાળા (એટલે પ્રભાત વાયુએ વસ્ત્ર ઉડવાથી ઊરુ મૂળમાં પડેલી નખક્ષતોની પંક્તિ સ્પષ્ટ દેખાતાં તેને જોવામાં જેની દ્રષ્ટિ વશ થઇ છે એવા) શંકર, તે ક્ષણે પ્રભાતકાળે (વાયુથી વસ્ત્ર ખસ્યું હતું ત્યારે) શિથિલ થએલા વસ્ત્રને બાંધતી પાર્વતીને રોકતા હવા. (અર્થાત્ નીકળી ગએલા વસ્ત્રને પહેરતી પાર્વતીને ઊરુ મૂળમાં લાગેલી નખક્ષતોને આતુરતાથી જોતા શંકરે અટકાવી.) ૮૭

**स प्रजागरकषायलोचनं गाढदन्तपरिताडिताधरम् ।**
**आकुलालकमरंस्त रागवान्प्रेक्ष्य भिन्नतिलकं प्रियामुखम् ॥८८॥**

પ્રીતિવાળા (અત્યંત પ્રેમી) શંકર, તે રાત્રિએ થએલા ઉજાગરાથી રાતાં થએલા નેત્રવાળું, તથા પીડા કરેલા હોઠવાળું, વિખરાઇ ગએલા કેશ-વાળવાળું અને લોવાઇ ગએલા તિલક-ચાંલ્લાવાળું પાર્વતીનું મુખ જોઇને પ્રસન્ન થતા હવા. ૮૮

**तेन भिन्नविषमोत्तरच्छदं मध्यपिण्डितविसूत्रमेखलम् ।**
**निर्मलेऽपि शयनं निशात्यये नोज्झितं चरणरागलाञ्छितम् ॥८९॥**

રાત્રિનો અંત પ્રકાશવા લાગ્યો ત્યારે—એટલે પ્રભાતકાળ નિર્મળ થયો ત્યારે પણ તે શંકરે, ચોળાઈ ગએલા પાથરણાવાળું, મધ્ય ભાગમાં એક ઠેકાણે પડેલી દોરા વિનાની કટિમેખલાવાળું અને પગના અળતાથી રાતું થએલું શયન, ન ત્યાગ કર્યું. (અર્થાત્ આવા સુખરૂપી સમુદ્રમાં પોતે નિમગ્ન થએલા હોવાથી શંકરને અજવાળું થયું તોપણ ઉક્ત વિશેષણોવાળા શયન-તલ ઉપરથી ઊઠવાનું મન થયું નહિં.) ૮૯

**स प्रियामुखरसं दिवानिशं हर्षवृद्धिजननं सिषेविषुः ।**
**दर्शन प्रणयिनामदृश्यतामाजगाम विजयानिवेदनात् ॥९०॥**

હર્ષને ઉત્પન્ન કરનારા પ્રિયાના મુખના રસને રાત્રિદિવસ સેવન કર-વાની ઇચ્છાવાળા શંકર, વિજયાનામની—પાર્વતીની સખીએ જણાવવાથી દર્શન કરવાની ઇચ્છાવાળા પણ પુરુષોની અદ્રશ્યતાને પ્રાપ્ત થતા હતા. (અર્થાત્ શંકર સર્વનો ત્યાગ કરી પાર્વતીમય જ થઇ ગયા. શંકરનું દર્શન કરવા આ-વેલાઓ વિજયા સાથે શંકરને ખબર આપતા હતા તો પણ ક્રીડાસક્ત શંકર, બહાર આવતા નહોતા અને તેથી દર્શનાતુરને પણ પાછું જવું પડતું હતું.) ૯૦

**समदिवसनिशीथं सङ्गिनस्तत्र शंभोः**
**शतमगमदृतूनां साग्रमेका निशेव ।**
**न तु सुरतसुखेभ्यश्छिन्नतृष्णो बभूव**
**ज्वलन इव समुद्रान्तर्गतस्तज्जलोघैः ॥९१॥**

તે ગંધમાદન પર્વતપર સમાન રાત્રિદિવસો (એટલે પ્રત્યેક દિવસની મ-ધ્યરાત્રિઓ)માં સંગવાળા શંકરની સહજ વધારાયુક્ત સો ઋતુઓ એક રાત્રિ પ્રમાણે જતી હવી તોપણ સુરત સુખથી તો જેમ સમુદ્રમાં રહેલો વડવાનળ, સમુદ્રના જળથી તૃપ્તિ ન પામે તેમ તૃપ્ત થયા નહિ. માલિનીવૃત્ત.) ૯૧

**इति श्रीकालिदासकृतौ महाकाव्ये कुमारसंभवे अष्टमः सर्गः ॥८॥**

## સર્ગ ૯ મો.

**तथाविधेऽनङ्गरसप्रसङ्गे मुखारविन्दे मधुपः प्रियायाः ।**
**सभोगवेश्म प्रविशन्तमन्तर्ददर्श पारावतमेकमीशः ॥१॥**

પ્રિયા–પાર્વતી–ના મુખરૂપી કમલમાં ભમરારૂપ બનેલા શંકર, પૂર્વે કહેલા કામદેવના રસપ્રસંગમાં (કામક્રીડા કરતા હતા તે અવસરે) સંભોગગૃહની અંદર પેસતા એક પારાવત(કબુતર)ને જોતા હવા. (અર્થાત્ કામરસને અવસરે શંકરે સંભોગગૃહમાં એક કબૂતરને પેસતું જોયું. ઉપજાતિ વૃત્ત છે.) ૧

**सुकान्तकान्तामणितानुकारं कूजन्तमाघूर्णितरक्तनेत्रम् ।**
**प्रस्फारितोन्नम्रविनम्रकण्ठं मुहुर्मुहुर्न्यञ्चितचारुपुच्छम् ॥२॥**

(કબૂતર કેવું હતું તે જણાવે છે કે) અત્યંત મનોહર લાગતા કાન્તાના રતિરંજન સરખું કૂજન કરતુ, ઘેરાતા લાલ નેત્રવાળું, ફૂલીને ઉંચા નીચા થતા કંઠવાળું અને વારંવાર સંકોચ પામતા સુંદર પુંછડાવાળું–(પાંખોના પાછલા ભાગવાળું–) ૨

**विशृङ्खलं पक्षतियुग्ममीषद्दधानमानन्दगतिं मदेन ।**
**शुभ्रांशुवर्णं जटिलाग्रपादमितस्ततो मंडलकैश्चरन्तम् ॥३॥**

બંધન વગરનું, બે પાંખોવાળું, અને કંઇક મદથી આનંદ પૂર્વક ગતિને ધારણ કરતું, ચંદ્રમાના સરખા વર્ણવાળું એટલે ધોળું, જટાયુક્ત આગલા પગવાળું અને ગોળાકાર ગતિથી આમ તેમ ભમતું. (એવું કબૂતર શંકરે સુરતમંડપમાં જોયું.) ૩

**रतिद्वितीयेन मनोभवेन ह्रदात्सुधायाः प्रविगाह्यमानात् ।**
**तं वीक्ष्य फेनस्य चयं नवोत्थमिवाभ्यनन्दत्क्षणमिन्दुमौलिः ॥४॥**

રતિની સહાયતાવાળા કામદેવે વલ્હોવેલા અમૃતના ધરાથી નવા ઉત્પન્ન થએલા ફીણના સમૂહ જેવા તે કબુતરને જોઇને ઇન્દુમૌલી–શંકર, ક્ષણવાર આનંદ પામતા હવા. (આમાં કપોતરૂપ વસ્તુમાં ધોળાશરૂપ ધર્મવાળી ગમ્યમાન ફીણના સમૂહરૂપ વસ્તુની ઉત્પ્રેક્ષા કરવાથી ઉત્પ્રેક્ષા નામનો અલંકાર છે.) ૪

**तस्याकृतिं कामपि वीक्ष्य दिव्यामन्तर्भवश्छद्मविहंगमग्निम् ।**
**विचिन्तयन्संविविदे स देवो भ्रूभङ्गभीमश्च रुषा बभूव ॥५॥**

સર્વાન્તર્યામી તે દેવ–શંકર, દિવ્ય દેખાતી કોઈ જૂદા જ પ્રકારની તે કબુતરની આકૃતિ જોઇને કપટમય પક્ષીરૂપને ધારણકરનારા (એટલે કપોત–કબુતર પક્ષીનુંરૂપ લઇને આવેલા) અગ્નિને સારી રીતે વિચાર કરતાં

ઓળખી જતા હવા. અને તેથી પછી ક્રોધવડે ભ્રુકુટિઓના ફેરવવાથી ભયંકર બની ગયા. (અર્થાત્ નેત્રથી ક્રોધવાળા થયા કેમકે તે અગ્નિ સમય જોયા વિના આવ્યો હતો.) ૫

**स्वरूपमास्थाय ततो हुताशस्त्रसन्वलत्कम्पकृताञ्जलिः सन् ।**
**प्रवेपमानो नितरां स्मरारिमिदं वचो व्यक्तमथाध्युवाच ॥६॥**

ત્યારપછી અગ્નિ, ત્રાસ પામતો પોતાના સ્વરૂપને પ્રગટ કરી પછી ઉત્પન્ન થએલાં કંપવાળા હાથ જોડીને અત્યંત કંપતો, શંકર પ્રત્યે સ્પષ્ટ રીતે નીચે પ્રમાણે વચન બોલતો હવો. ૬

**असि त्वमेको जगतामधीशः स्वर्गौकसां त्वं विपदो निहंसि ।**
**ततः सुरेन्द्रप्रमुखाः प्रभो त्वामुपासते दैत्यवरैर्विधूताः ॥७॥**

હે પ્રભો ! તમે એકલા જ સર્વ જગતના સ્વામી છો, (અર્થાત્ તમારા જેવો જગત્નું પાલનકરનાર બીજો કોઇ પણ નથી) અને તેથી સ્વર્ગના ઇન્દ્રાદિ લોકોની વિપત્તિઓને તમે દૂર કરો છો; તેટલા માટે ઇન્દ્રાદિ દેવલોકો તમારી ઉપાસના કરે છે કારણ કે મોટા દૈત્યોથી તેઓ તિરસ્કારને પામ્યા છે. ૭

**त्वया प्रियाप्रेमवशंवदेन शतं व्यतीये सुरताहतूनाम् ।**
**रहः स्थितेन त्वद्वीक्षणार्तो दैन्यं परं प्रापसुरैः सुरेन्द्रः ॥८॥**

(હે પ્રભો!) પ્રિયા–પાર્વતી–ના પ્રેમથી વશ થએલા તમે, એકાન્તમાં રહેતાં સુરતકર્મ માટે સો ઋતુઓ વ્યતીત થઇ છે; અને તેથી ઇન્દ્ર તમને નહિ જોવાથી પીડા પામતો દેવલોકોની સાથે અત્યંત દીનપણાને પામેલો છે. (અર્થાત્ દેવો સહિત ઇન્દ્ર, અત્યંત ગરીબ–દીન થઇ ગયા છે. કેમકે તમારો વિયોગ તેમનાથી સહન થઇ શકતો નથી.) ૮

**त्वदीयसेवावसरप्रतीक्षैरभ्यर्थितैः शक्रमुखैः सुरैस्त्वाम् ।**
**उपागतोऽन्वेष्टुमहं विहंगरूपेण विद्वन्समयोचितेन ॥९॥**

હે વિદ્વાન્ ! તમારી સેવાના અવસરની વાટ જોતા ઇન્દ્રાદિ દેવલોકોએ પ્રાર્થના કરેલો હું, આપને ખોળવા માટે સમયને યોગ્ય કબુતર પક્ષીના સ્વરૂપથી આપની પાસે અહિં આવેલો છું. ૯

**इति प्रभो चेतसि संप्रधार्य तन्नोपराधं भगवन्क्षमस्व ।**
**पराभिभूता वद किं क्षमन्ते कालातिपातं शरणार्थिनोऽमी ॥१०॥**

હે પ્રભો ! હે ભગવન્ ! એ કારણથી આ વાત ચિત્તમાં વિચારીને મારા અપરાધને ક્ષમા કરો; (અર્થાત્ માફ કરો પણ સમય વિના ઇન્દ્રે

પ્રેરણા કરેલો તારો અપરાધ કેવી રીતે સહન કરવો એવું કહો તો તેનું ઉત્તર એવું છે કે–) શત્રુએ પરાભવ કરેલો હોવાથી શરણે આવેલા (અર્થાત્ રક્ષણની યાચના કરતા) આ ઇન્દ્રાદિ દેવલોકો કાળના વિલમ્બને શી રીતે સહન કરે તે કહો? (અર્થાત્ દુઃખથી કાળનો વિલમ્બ સહન થઇ શકે જ નહિ.) ૧૦

प्रभो प्रसीदाशु सृजात्मपुत्रं यं प्राप्य सेनान्यमसौ सुरेन्द्रः।
स्वर्लोकलक्ष्मीप्रभुतामवाप्य जगत्त्रयं पाति तव प्रसादात् ॥११॥

હે પ્રભો! પ્રસન્ન થાઓ; પોતાના પુત્રને તરત ઉત્પન્ન કરો; કે જેને-જે તમારા પુત્ર (સ્વામિ કાર્તિકેય)ને સેનાપતિરૂપે પ્રાપ્તકરીને, આ સુરેન્દ્ર તમારા અનુગ્રહથી, સ્વર્ગલોકની લક્ષ્મીના સ્વામીપણાને મેળવી ત્રણે જગતનું રક્ષણ કરશે. ૧૧

स शंकरस्तामिति जातवेदोविज्ञापनामर्थवतीं निशम्य।
अभूत्प्रसन्नः परितोषयन्ति गीर्भिर्गिरीशा रुचिराभिरीशम् ॥१२॥

તે શંકર, એ પ્રકારની અર્થવાળી તે અગ્નિની વિજ્ઞાપના-પ્રાર્થના સાંભળી પ્રસન્ન થતા હવા. એ જ રીતે વાચાળ પુરુષો સુંદર વાણીથી પોતાના સ્વામીને સંતોષ પમાડે છે. (અર્થાત્ પ્રસન્ન કરે છે.) ૧૨

प्रसन्नचेता मदनान्तकारः स तारकारेर्जयिनो भवाय।
शक्रस्य सेनाधिपतेर्जयाय व्यचिन्तयच्चेतसि भावि किंचित् ॥१३॥

પ્રસન્ન ચિત્તવાળા, તે કામદેવનો નાશ કરનાર શંકર, વિજયિની તથા શત્રુના પરાજય માટેના ઇન્દ્રની સેનાના અધિપતિ તારકાસુરના શત્રુ (કાર્તિકેય સ્વામિ)ની ઉત્પત્તિ માટે ભવિષ્યને કંઈક મનમાં વિચાર કરતા હવા. ૧૩

युगान्तकालाग्निमिवाविषह्यं परिच्युतं मन्मथरङ्गभङ्गात्।
रतान्तरेतः सहिरण्यरेतस्यथोर्ध्वरेतास्तदमोघमाधात् ॥१४॥

ત્યાર પછી તે શંકર, યુગાન્ત કાળના અગ્નિના સરખા નહિ સહન કરી શકાતા કામક્રીડાનો ભંગ થવાથી સ્ખલિત થએલા સફળ-સુરતાન્ત વીર્યને અગ્નિપર નાંખ્યું જેથી શંકર ઉર્ધ્વરેતા (જેનું વીર્ય ઊંચે જનારૂં છે) એવા કહેવાય છે. ૧૪

अथोष्णबाष्पानिलदूषितान्तं विशुद्धमादर्शमिवात्मदेहम्।
बभार भूम्ना सहसापुरारिरेतःपरिक्षेपकुवर्णमग्निः ॥ १५ ॥

ત્યારપછી અગ્નિ, પોતાના શુદ્ધ દેહને બાષ્પવડે કરી (અર્થાત્ મુખના ઉના શ્વાસથી) દૂષિત-ઝાંખા-થએલા મધ્યભાગવાળા દર્પણની પેઠે (રહેલા

પોતાના શરીરને) એકદમ શંકરના ઘણા વીર્યના પડવાથી થએલા નઠારા વર્ણને ધારણ કરતો હવો. ૧૫

**त्वं सर्वभक्षो भव भीमकर्मा क्रुष्टाभिभूतोऽनल धूमगर्भः ।**
**इत्थं शशापाद्रिसुता हुताशं रुष्टा रतानन्दसुखस्य भङ्गात् ॥१६॥**

સુરતકર્મના આનંદસુખનો ભંગથવાથી ક્રોધવાળાં થએલાં પાર્વતી 'હે અગ્નિ! તું સર્વ (મેધ્યામેધ્ય)નું ભક્ષણ કરનારો, ભયાનક કર્મવાળો, ક્રોધથી થયેલા પરાભવવાળો અને ધુમાડારૂપી ગર્ભવાળો, એટલે જેના ગર્ભમાં ધૂમ છે એવો થા.' એ પ્રકારે અગ્નિને શાપ દેતાં હવાં. ૧૬

**दक्षस्य शापेन शशी क्षयीव प्लुष्टो हिमेनेव सरोजकोशः ।**
**वहन्विरूपं वपुरुग्ररेतश्चयेन वह्निः किल निर्जगाम ॥ १७॥**

અગ્નિ, દક્ષપ્રજાપતિના શાપથી ક્ષયરોગવાળા ચન્દ્રમા જેવા, અને હિમ-વડે બળેલા કમળના કોશ જેવા શરીરે, શંકરના વીર્યસમૂહથી નાશપામેલી શોભાવાળું શરીર ધારણ કરતો (સંભોગગૃહમાંથી) નીકળી જતો રહ્યો. ૧૭

**स पावकालोकरुषा विलक्षां स्मरत्रपास्मेरविनम्रवक्त्राम् ।**
**विनोदयामास गिरींद्रपुत्रीं श्रृङ्गारगर्भैर्मधुरैर्वचोभिः ॥१८॥**

અગ્નિને જોવાથી ઉત્પન્ન થએલા ક્રોધવડે વિલક્ષણ શરીરશોભાવાળી (તથા) કામ અને લાજ એ બેઉથી હસતા અને નીચા રહેલા મુખવાળી હિમાલયની પુત્રી–પાર્વતી–ને, તે શંકર શૃંગારયુક્ત મધુર લાગતાં વચનોથી વિનોદ કરાવતા હવા. (અર્થાત્ પ્રસન્ન કરતા હવા.) ૧૮

**हरो विकीर्णं घनघर्मतोयैर्नेत्राञ्जनाङ्कं हृदयप्रियायाः ।**
**द्वितीयकौपीनचलाञ्चलेनाहरन्मुखेन्दोरकलङ्किनोऽस्याः ॥१९॥**

શંકર, હૃદયને પ્રિય લાગતી તે પાર્વતીના, કલંકવિનાના મુખચંદ્રના, ઘણા પરસેવાના જળથી પ્રસરી ગએલા એટલે સ્વેદજળમાં ભળી સ્વસ્થા-નથી ભ્રષ્ટ થઇને નીચે ઉતરેલા નેત્રના અંજનરૂપી કલંકને, બીજા કૌપીન (ખભા ઉપરનાં વસ્ત્ર)ના હાલતા છેડાથી લૂંછી નાંખતા હવા. (કેમકે કલંક-રહિતને કલંક યોગ્ય નથી જેથી લૂંછી નાંખતા હતા.) ૧૯

**मन्देन खिन्नाङ्गुलिना करेण कम्प्रेण तस्या वदनारविन्दात् ।**
**परामृशन्धर्मजलं जहार हरः सहेलं व्यजनानिलेन ॥२०॥**

શંકર, ધીમે ધીમે હાલતા, થડકતી આંગળીઓવાળા કંપતા હાથવડે તે પાર્વતીના મુખારવિન્દ ઉપરથી પરસેવાના જળને લુંછી નાંખતા ક્રીડાપૂર્વક વીંજણાના વાયુથી નાશ કરતા હવા. (અર્થાત્ શંકરે, પાર્વતીના મુખરૂપી

કમળના પરસેવાને હાથથી લોહી નાંખી પછી વીંજણાથી પવન નાંખી સૂકવી દીધો.) ૨૦

**रतिश्लथं तत्कबरीकलापमंसावसक्तं विगलत्प्रसूनम् ।**
**स पारिजातोद्भवपुष्पमय्या स्रजा बबन्धामृतमूर्तिमौलिः ॥२१॥**

મૂગટમાં ચન્દ્રવાળા તે શંકર, સુરતકર્મમાં છૂટી ગએલા અને તેથી ખભાપર લટકી રહેલા તથા જેમાંથી પુષ્પો નીચે પડતાં હતાં એવા કેશભાર (ચોટલા)ને પારિજાતના પુષ્પની માળાથી બાંધતા હવા. ૨૧

**कपोलपाल्यां मृगनाभिचित्रपत्रावलीमिन्दुमुखः सुमुख्याः ।**
**स्मरस्य सिद्धस्य जगद्विमोहमन्त्राक्षरश्रेणिमिवोल्लिलेख ॥२२॥**

ચંદ્ર સરખા મુખવાળા-શંકર, સુમુખી પાર્વતીના કપોળમાં (ગાલ ઉપર કરવા યોગ્ય) કસ્તૂરીના ચિત્રની પત્રરચનાને એટલે આડને જાણે સિદ્ધ કામદેવના જગત્‌ને મોહકરનારા મંત્રના અક્ષરની પંક્તિને કરતા હોય તેમ કરતા હવા. (અર્થાત્ શંકરે, પાર્વતીના ગાલ ઉપર કસ્તૂરીથી પત્રરચના કરી. (આમાં પત્રની રચનારૂપ વસ્તુમાં અક્ષરની પંક્તિરૂપ વસ્તુના ઉત્પ્રેક્ષણથી વસ્તૂત્પ્રેક્ષા નામનો અલંકાર છે.) ૨૨

**रथस्य कर्णावभि तन्मुखस्य ताटङ्कचक्रद्वितयं न्यधात्सः ।**
**जगज्जिगीषुर्विषमेषुरेष ध्रुवं यमारोहति पुष्पचापः ॥२३॥**

તે શંકર, કાનની સામા રહેલા પાર્વતીના મુખરૂપી રથનાં કુંડળરૂપી બે ચક્ર ઘાલતા હવા. કેમકે-વિષમ બાણવાળો એ પુષ્પધન્વા-કામદેવ જગત્‌ને જીતવાની ઇચ્છાવાળો બનતાં જે રથ ઉપર ચઢે છે (અર્થાત્ કામદેવ જે મુખરૂપી રથમાં બેશી જગત્‌ને જીતવાની ઇચ્છા કરે છે, તે પાર્વતીના મુખરૂપી રથને કાને કુંડળરૂપી બે પૈડાં ઘાલ્યાં એટલે તેના ગાલે પત્રરચના કર્યા પછી કાને કુંડળ પહેરાવ્યાં.) ૨૩

**तस्याः स कण्ठे पिहितस्तनाग्रां न्यधत्त मुक्ताफलहारवल्लीम् ।**
**या प्राप मेरुद्वितयस्य मूर्ध्नि स्थितस्य गङ्गौघयुगस्य लक्ष्मीम् ॥२४॥**

તે શંકર, તે પાર્વતીના કંઠમાં સ્તનના અગ્રભાગને ઢાંકનારી મોતીના હારની વેલને ધારણ કરતા હવા. જે મોતીના હારરૂપી વેલ એ મેરુ પર્વતની ઉપર રહેલી ગંગાના બે પ્રવાહની શોભાને પામતી હવી. (અર્થાત્ મેરુના બે શિખરોને ઢાંકી દેતા ગંગાના બે પ્રવાહ શોભે તેમ બે સ્તનોને ઢાંકતી મોતીની સેરો શોભતી હતી. આ ઉપમા છે.) ૨૪

**नखव्रणश्रेणिवरे बबन्ध नितम्बबिम्बे रशनाकलापम् ।**
**चलस्वचेतोमृगबन्धनाय मनोभुवः पाशमिव स्मरारिः ॥२५॥**

હવે બીજું કોઇ શું કહેશે એવા વિચારથી ઉત્પન્ન થએલી લાજની મારી) તે પાર્વતી, શંકરના ઉપર ગાઢ પ્રેમને, રૂવાંટાં ઉભાં થવાના બાહાનાથી, બહાર ધારણ કરતી હવી (અર્થાત્ અંદરની જે પ્રીતિ હતી તે જ પ્રીતિ બહાર રોમાંચપણાવડે પ્રગટ કરી.) ૨૯

**नेपथ्यलक्ष्मीं दयितोपक्लृप्तां सस्मेरमादर्शतले विलोक्य।**
**अमंस्त सौभाग्यवतीषु धुर्यमात्मानमुज्झितविलक्षभावा ॥३०॥**

(પાર્વતી) દર્પણમાં પોતાના પ્રિય શંકરે રચેલી આભૂષણની શોભાને સ્મિતહાસ્ય પૂર્વક જોઇને, બીજા વિલક્ષણ ભાવોને ત્યાગ કરતી (અર્થાત્ અત્યંત પ્રસન્ન થઈ) પોતાને સૌભાગ્યવાળી સ્ત્રીઓમાં શ્રેષ્ટ માનતી હવી. (કેમકે શંકરે કરેલી આભૂષણની આવી શોભા બીજાને દુર્લભ છે.) ૩૦

**अन्तः प्रविश्यावसरेऽथ तत्र स्निग्धे वयस्ये विजया जया च।**
**सुसंपदोपाचरतां कलानामङ्के स्थितां तां शशिखण्डमौलेः ॥३१॥**

ત્યારપછી તે વખતે વિજયા અને જયા નામની બે સ્નિગ્ધ સખીઓ, અંદરના ભાગમાં પેશી(આવી)ને ચંદ્રના ખંડના મુકટવાળા શંકરના ખોળામાં રહેલી તે પાર્વતીને ભૂષણ ધારણ કરાવવાની ચાતુરીની સંપત્તિથી શોભાવતી હવી. (અર્થાત્ શંકરે, પાર્વતીને અલંકાર ધારણ કરાવ્યા પછી તેની બે અત્યંત વહાલી સખીઓ વિજયા અને જયાએ આવીને પોતાનાથી બને તેવા ઉતમોત્તમ પ્રકારે તેને શણગારી.) ૩૧

**व्यधुर्बहिर्मङ्गलगानमुच्चैर्वैतालिकाश्चित्रचरित्रचारु ।**
**जगुश्च गन्धर्वगणाः सशङ्खस्वनं प्रमोदाय पिनाकपाणेः ॥३२॥**

એટલામાં બહારના ભાગમાં વૈતાલિકલોકો (બન્દિજનો) ચિત્રવિચિત્ર તથા મનોહર લાગતું મંગળગાયન ઊંચા સ્વરથી કરવા લાગ્યા; તેમ જ ગાંધર્વ લોકોના સમૂહો પિનાકપાણિ–શંકર–ના આનંદ માટે પાંચજન્ય શંખના શબ્દ સાથે ગાતા હવા. ૩૨

**ततः स्वसेवावसरे सुराणां गणांस्तदालोकनतत्पराणाम् ।**
**द्वारि प्रविश्य प्रणतोऽथ नन्दी निवेदयामास कृताञ्जलिः सन् ॥३३॥**

ત્યારપછી પોતાની સેવા વખતે તે શંકરને જોવાની આસક્તિથી (દર્શન કરવા) આવેલા દેવલોકોના સમૂહોને નન્દી, નમ્ર થઇને નમસ્કાર કરતો કરતો દ્વારમાં (અંદર પ્રવેશ કર્યા વગર) પ્રવેશ કરી હાથ જોડીને શંકરને નિવેદન કરતો હવો. (અર્થાત્ "દેવો આપનાં દર્શન કરવાના ઉત્સાહથી આવ્યા છે" એવું નન્દીએ શંકરને નિવેદન કર્યું–જણાવ્યું.) ૩૩

**महेश्वरो मानसराजहंसीं करे दधानस्तनयां हिमाद्रेः ।**
**संभोगलीलालयतः सहेलं हरो बहिस्तानभि निर्जगाम ॥३४॥**

મહાન્ ઈશ્વર-શંકર, મનરૂપી સરોવરની રાજહંસી હિમાદ્રિની પુત્રી-પાર્વતી-ને (હાથમાં) ધારણ કરતા ( અર્થાત્ હાથથી ઝાલીને ) સંભોગલીલા-ક્રીડા-ના મંદિરમાંથી તે દેવલોકો સમીપ લીલા પૂર્વક નીકળી આવતા હવા. ( અર્થાત્ શંકર, દેવીને સાથે લઈ મંદિરમાંથી દેવલોકો પાસે આવ્યા. ) ૩૪

**क्रमान्महेन्द्रप्रमुखाः प्रणेमुः शिरोनिबद्धाञ्जलयो महेशम् ।**
**प्रालेयशैलाधिपतेस्तनूजां देवीं च लोकत्रयमातरं ते ॥३५॥**

ઇન્દ્રાદિ તે દેવલોકો, માથા ઉપર ઉંચા કરીને હાથ જોડીને શંકરને તથા હિમાલય-શૈલાધિપતિની કન્યા-ત્રણ લોકની માતા-પાર્વતીને ક્રમ પૂર્વક અનુક્રમે નમસ્કાર કરતા હવા. ( અર્થાત્ પ્રથમ શંકરને અને પછી પાર્વતીને દેવલોકોએ પ્રણામ કર્યા. ) ૩૫

**यथागतं तान्विबुधान्विसृज्य प्रसाद्य मानक्रियया प्रतस्थे ।**
**स नन्दिना दत्तभुजोऽधिरुह्य वृषं वृषाङ्कः सह शैलपुत्र्या ॥३६॥**

તે વૃષભનાં ચિહ્નવાળા-શંકર, તે ઇન્દ્રાદિ દેવલોકોને માન આપવાની ક્રિયાથી ( માન આપીને ) પ્રસન્ન કરી જેમ આવ્યા હતા તેમ વિદાય કરી, નન્દિએ દીધેલા હાથવાળા ( ગણોએ હાથનો ટેકો દીધો એવા ) પાર્વતી સાથે પોઠીઆપર બેશીને ચાલતા હવા. ૩૬

**मनोऽतिवेगेन ककुद्मता स प्रतिष्ठमानो गगनाध्वनोऽन्तः ।**
**वैमानिकैः साञ्जलिभिर्ववन्दे विहारहेलागतिभिर्गिरीशः ॥३७॥**

મનથી પણ વિશેષ વેગવાળા પોઠીઆવડે આકાશ માર્ગમાં જતા તે વાણીના ઈશ્વર-શંકર, વિહાર માટે ક્રિડાથી ગતિકરનારા ( સ્વેચ્છા પ્રમાણે ફરતા ) વૈમાનિકો-દેવો થકી હાથ જોડી નમસ્કાર કરતા હવા. ( અર્થાત્ આકાશમાં પણ શંકર-પાર્વતીને, વૈમાનમાં બેશીને ઇચ્છા પ્રમાણે ફરનારા દેવલોકો નમસ્કાર કરવા લાગ્યા. ) ૩૭

**स्ववाहिनीवारिविहारचारी रतान्तनारीश्रमशान्तिकारी ।**
**तौ पारिजातप्रसवप्रसङ्गी मरुत्सिषेवे गिरिजागिरीशौ ॥३८॥**

તે ગૌરી-શંકરને સ્વર્ગની ગંગાના જળમાં વિહાર કરનારો (મંદાકિની-ના જળકણવાળો-આથી તે વાયુનું શીતળપણું જણાવ્યું છે.) સુરતકર્મ પછી સ્ત્રીઓના થાકને મટાડતો (-આથી તેનું મંદપણું જણાવ્યું છે.) પા-રિજાત-કલ્પવૃક્ષનાં પુષ્પોના સંબંધવાળો (આથી તેનું સૌગન્ધ્ય જણાવ્યું છે)

વાયુ, સેવન કરતો હવો. (અર્થાત્ શીતળ, મંદ અને સુગંધિ ત્રણે જાતનો વાયુ વાવાથી તે બેઉ પ્રસન્ન થયાં.) ૩૮

**पिनाकिनाऽपि स्फटिकाचलेन्द्रः कैलासनामा कलिताम्बरांशः।**
**धृतार्धसोमोऽद्भुतभोगिभोगो विभूतिधारी स्व इव प्रपेदे ॥३९॥**

પિનાકિએ પણ (પોતાના મહત્વથી) આકાશના એક ભાગને ઢાંકનારો (શંકરના દેહના સંબંધમાં આકાશના એક ભાગ–દિશા–થી ઢંકાએલો દિગમ્બર) અર્ધચન્દ્રવાળા–અર્ધચન્દ્ર–ને ધારણ કરતો (અર્થાત્ કૈલાસ, અર્ધચંદ્રવાળા–શંકરને ધારણ કરતો અને શંકરનો દેહ અર્ધચંદ્રને ધારણ કરતો) અદ્‌ભૂત ભોગિઓના ભોગવાળો (કૈલાસ જેમાં કામીઓ આશ્ચર્યકારક ભોગ–સંભોગ કરે છે એવો, અને શંકરનો દેહ અદ્‌ભૂત સર્પોના દેહને ધારણ કરતો) વિભૂતિને ધારણ કરનારો (કૈલાસ વિભૂતિઓ–સંપત્તિઓ–ને અને શંકરનો દેહ વિભૂતિ–ભસ્મ–ને ધારણ કરનારો) કૈલાસ નામનો સ્ફટિકનો ગિરીન્દ્ર જેમ પોતાનો દેહ પ્રાપ્ત કરે તેમ પ્રાપ્ત કર્યો. (અર્થાત્ શંકર, કૈલાસ પર્વત ઉપર ગયા. આમાં કૈલાસનાં વિશેષણો શંકરને પોતાને સંપૂર્ણ રીતે લાગુ પડવાથી પૂર્ણોપમા નામનો અલંકાર છે.) ૩૯

**विलोक्य यत्र स्फटिकस्य भित्तौ सिद्धाङ्गनाः स्वं प्रतिबिम्बमारात्।**
**भ्रान्त्या परस्या विमुखीभवन्ति प्रियेषुमानग्रहिला नमत्सु ॥४०॥**

જે કૈલાસપર્વત ઉપર સ્ફાટિકમણિની ભીંતમાં પાસે પડેલા પોતાના પ્રતિબિમ્બને જોઇને શોક્યની ભ્રાન્તિથી પ્રણયકલહમાં આગ્રહવાળી સિદ્ધાંગનાઓ, પોતના પતિ પોતાને નમતા છતાં પણ માનતી નથી. (અર્થાત્ સ્ફાટિકની ભીંતોમાં પોતાના પ્રિયની પાસે પોતાના પડેલા પ્રતિબિમ્બને પોતાની શોક્યો છે એમ સમજી પોતાના પતિ ઉપર વધારે કોપ કર છે; અને તેથી પતિ મનાવે છે તોપણ માનતી નથી.) ૪૦

**सुबिम्बितस्य स्फटिकांशुगुप्तेश्चन्द्रस्य चिह्नप्रकरः करोति।**
**गौर्यार्पितस्येव रसेनयत्र कस्तूरिकायाः शकलस्य लीलाम् ॥४१॥**

વળી જે કૈલાસપર્વત ઉપર સ્ફાટિકમણિમાં સારી રીતે પડેલા પ્રતિબિમ્બવાળા અને તેથી જેનાં કિરણો ગુપ્ત થયાં છે એવા (બેઉ ધોળા હોવાથી ન જણાતા) ચન્દ્રના કલંકનો સમુહ, પાર્વતીએ નાંખેલા કસ્તૂરિકાના કડકાના સમૂહના જેવી શોભાને રસવડે કરે છે. (આમાં નિદર્શનાનો ભેદ છે. ઉપમા અથવા ઉત્પ્રેક્ષાથી મિશ્ર સંદેહાલંકાર છે. જો પાર્વતીએ અર્પિત હોય તો ઉપમાલંકાર, નહિ તો ઉત્પ્રેક્ષા અલંકાર જાણવો.) ૪૧

**यदीयभित्तौ प्रतिबिम्बिताङ्गमात्मानमालोक्य रुषा करीन्द्राः ।**
**मत्तान्यकुम्भिभ्रमतोऽतिभीमदन्ताभिघातव्यसनं वहन्ति ॥४२॥**

હાથીઓ પોતાને (પોતાના શરીરને) જેની ભીંતમાં પડેલા પ્રતિબિમ્બ રૂપમાં જોઇને બીજા મદોન્મત્ત હાથીઓના ભ્રમથી ઉત્પન્ન થએલા ક્રોધવડે ભયંકર દંતના આઘાતથી ઉપજતા દુઃખને વહન કરે છે. (ભ્રમવાળું જ્ઞાન દુઃખ આપનારૂં થાય છે. અર્થાત્ હાથીઓ પણ જેની ભીંતમાં પડેલાં પોતાનાં પ્રતિબિમ્બ જોઇને આ બીજો સામો કોઈ હાથી ઉભો છે એવા ભ્રમથી અત્યંત ક્રોધે ઘણા જોરથી પોતાના ભયંકર દંતૂશળો પોતાના પ્રતિબિમ્બને મારે છે પણ તે ભીંતમાં જ વાગવાથી તે દંતૂશળો ભાગી જાય છે; ને તેથી તે હાથી દુઃખી થાય છે.) ૪૨

**निशासु यत्र प्रतिबिम्बितानि ताराकुलानि स्फटिकालयेषु ।**
**दृष्ट्वा रतान्तच्युततारहारमुक्ताभ्रमं बिभ्रति सिद्धवध्वः ॥४३॥**

વળી જે કૈલાસપર્વત ઉપર સ્ફટિકનાં ઘરોમાં પ્રતિબિમ્બરૂપે પડેલા નક્ષત્રના સમૂહને રાત્રિઓમાં જોઇને કિન્નરલોકોની સ્ત્રીઓ, સુરતકર્મના અંતમાં તુટેલા શ્રેષ્ઠ મોતીના હારમાંથી પડેલાં મોતીના ભ્રમને ધારણ કરેછે. (અર્થાત્ કૈલાસમાં પ્રતિબિમ્બવાળા મોતી સરખાં નક્ષત્રોને જોઇને સુરતકર્મની વચ્ચે તુટેલા મોતીના હારની ભ્રાન્તીવાળી કિન્નરલોકોની સ્ત્રીઓ થાય છે. એટલે પોતાની સ્ફટિકની શય્યામાં આકાશમાંના તારાનાં પડેલાં પ્રતિબિમ્બો વેરાએલાં મોતી જેવાં દેખાય છે.) ૪૩

**नभश्चरीमण्डनदर्पणश्रीः सुधानिधिर्मूर्धनि यस्य तिष्ठन् ।**
**अनर्घ्यचूडामणितामुपैति शैलाधिनाथस्य शिवालयस्य ॥४४॥**

આકાશમાં ફરનારી સ્ત્રીઓના વિલાસ માટેનાં દર્પણના સરખી શોભાવાળો, અમૃતનો ભંડાર-ચંદ્રમા, જે કૈલાસપર્વતના શિખર ઉપર રહે તો કલ્યાણકારક ગૃહોવાળા પર્વતોના અધિનાથ-હિમાલય-ના અમૂલ્ય મુગટમણિપણાને પામે છે. (હિમાલયનું શિખર કૈલાસના શિખરથી કંઇક ઉંચુ હોવાથી કૈલાસના માથે રહેલો ચંદ્ર, હિમાલયના માથાની અંદર જડેલા મણિ જેવો દેખાય છે.) ૪૪

**समीयिवांसो रहसि स्मरार्ता रिरंसवो यत्र सुराः प्रियाभिः ।**
**एकाकिनोऽपि प्रतिबिम्बभाजो विभान्ति भूयोभिरिवान्विताः स्वैः ॥**

જે કૈલાસ પર્વતમાં દેવલોકો, કામથી પીડિત થએલા હોવાથી રમવાની ઇચ્છાવાળા બની પ્રિયાઓ-સ્ત્રીઓ-ની સાથે એકલા રહેલા પણ એકા-

ન્તમાં પ્રાપ્ત થતા ઘણા પોતાના દેહ સાથે જોડાએલા હોય તેમ પ્રતિબિમ્બ-વાળા શોભે છે. ( કેમકે એકાન્તમાં એકલાનાં પણ પ્રતિબિમ્બ પડવાથી એ-કનાં અનેક સ્વરૂપો દેખાય છે. ) ૪૫

**देवोऽपि गौर्या सह चन्द्रमौलिर्यदृच्छया स्फाटिकशैलशृङ्गे ।**
**शृङ्गारचेष्टाभिरनारताभिर्मनोहराभिर्व्यहरच्चिराय ॥४६॥**

મુગટમાં ચન્દ્રવાળા શંકર પણ સ્ફટિકના કૈલાસપર્વતના શિખર ઉપર પાર્વતી સાથે પોતાની ઇચ્છા પ્રમાણે મનોહર લાગતી નિરંતર થતી શૃંગારની ચેષ્ટાઓથી ઘણો વખત વિહાર કરતા હવા. ૪૬

**देवस्य तस्य स्मरसूदनस्य हस्तं समालिङ्ग्य सुविभ्रमश्रीः ।**
**सा नन्दिना वेत्रभृतोपदिष्टमार्गा पुरोगेन कलं चचाल ॥४७॥**

સુંદર વિલાસની શોભાવાળી તે પાર્વતી, કામદેવનો નાશ કરનારા તે દેવ–શંકર–નો હાથ આલિંગી–ઝાલી–ને છડી ઝાલનારા અગ્રે ચાલતા નન્દિ નામના ગણે જેને માર્ગ બતાવ્યો છે એવી બની મધુર–મંદમંદ ચાલતીહવી. ( અર્થાત્ મંદમંદ ગતિ કરતી હવી. ) ૪૭

**चलच्छिखाग्रो विकटाङ्गभङ्गः सुदन्तुरः शुक्लसुतीक्ष्णतुण्डः ।**
**भ्रुवोपदिष्टः स तु शंकरेण तस्या विनोदाय ननर्त भृङ्गी ॥४८॥**

ચલાયમાન શિખાગ્રવાળો, નૃત્યમાં કરાતી વિકરાળ ચેષ્ટાવાળો, ઘણો ઉન્નત–ઊંચો, ધવળ–ધોળા અને અત્યંત ઉષ્ણ મુખવાળો ભૃંગી નામનો ગણ પાર્વતીને આનંદ પમાડવા માટે શંકરે, આંખના અણસારાથી આજ્ઞા આપી, એટલે નાચ કરતો હવો. ૪૮

**कण्ठस्थलीलोलकपालमाला दंष्ट्राकरालाननमभ्यनृत्यत् ।**
**प्रीतेन तेन प्रभुणा नियुक्ता काली कलत्रस्य मुदे प्रियस्य ॥४९॥**

કણ્ઠમાં રહેલી મનુષ્યના કપાળની હાલતી માળાવાળી, દાઢોથી ભયં-કર દેખાતા મુખને ધારણ કરતી કાલિકાદેવી, પ્રિય સ્ત્રી–પાર્વતીની પ્રીતિ-આનન્દ–માટે તે શંકરે પ્રેમી બની આજ્ઞા કરી ત્યારે, પાર્વતીની પાસે આવી નાચ કરતી હવી. ૪૯

**भयंकरौ तौ विकटं नदन्तौ विलोक्य बाला भयविह्वलाङ्गी ।**
**सरागमुत्सङ्गमनङ्गशत्रोर्गाढं प्रसह्य स्वयमालिलिङ्ग ॥५०॥**

વિકરાળપણે શબ્દ કરતાં અને તેથી ભયંકર લાગતાં તે બેઉ ( કાલિકા અને ભૃંગી નામના ગણ )ને જોઇને ભયથી વિહ્વળ થએલા અંગવાળી પા-ર્વતી, બલાત્કારથી એકદમ પોતે જ અનંગશત્રુ–શંકર–ના ખોળાને સ્નેહપૂર્વક

ગાઢ આલિંગન કરતી હવી. (અર્થાત્ જેમ બીજા મનુષ્ય ભય પામી બીજા કોઇને વળગી પડે તેમ આ પાર્વતી ભયભીત બનીને એકદમ પોતે શંકરને વળગી પડી.) ૫૦

**उत्तुङ्गपीनस्तनपिण्डपीडं ससंभ्रमं तत्परिरम्भमीशः।**
**प्रपद्य सद्यः पुलकोपगूढः स्मरेण रूढप्रमदो ममाद ॥५१॥**

શંકર, વળગી પડેલી પ્રમદા-પાર્વતી-વાળા બની ઊંચા અને પુષ્ટ સ્તનથી પીડા થાય તેમ ભયયુક્ત તે પાર્વતીના આલિંગનને પામી (તથા તેથી પ્રસન્ન થઇ)ને કામે કરી એકદમ રોમાંચથી ભરાઈ ગએલા બની કામમત્ત થતા હવા. ૫૧

**इति गिरितनुजाविलासलीलाविविधविभङ्गिभिरेष तोषितः सन्।**
**अमृतकरशिरोमणिर्गिरीन्द्रे कृतवसतिर्वशिभिर्गणैर्ननन्द ॥५२॥**

કૈલાસપર્વતમાં રહેલા અમૃતકર (ચંદ્ર) રૂપી શિરોમણિવાળા (ચંદ્રશેખર) શંકર, એ પ્રકારે પાર્વતીની કામચેષ્ટાની ક્રીડાના નાના પ્રકારની રચનાથી પ્રસન્ન થતા, પોતાને વશ રહેનારા નન્દિ આદિ ગણ સાથે આનન્દ પામવા લાગ્યા. (અર્થાત્ પાર્વતી સાથેની કામક્રીડા અને ગણોની નૃત્યક્રીડાથી નિરંતર અત્યંત આનંદમાં કૈલાસપર્વત ઉપર શંકર રહ્યા. આ શ્લોકમાં પુષ્પિતાગ્રા વૃત્ત છે.) ૫૨

**इति श्रीकालिदासकृतौ महाकाव्ये कुमारसंभवे नवमः सर्गः ॥९॥**



## સર્ગ ૧૦ મો.

**आससाद सुनासीरं सदसि त्रिदशैः सह।**
**एष त्रैयम्बकं तीव्रं वहन्वह्निर्महन्महः ॥१॥**

એ અગ્નિ, દુઃસહ શંકરના તેજ-વીર્ય-ને ધારણ કરતો દેવલોકો સાથે સભામાં રહેલા મહેંદ્ર પાસે આવતો હવો. (અર્થાત્ અગ્નિ, શિવનું વીર્ય લેઇ દેવસભામાં મહેન્દ્રની પાસે આવ્યો.) ૧

**सहस्रेण दृशामीशो कुत्सिताङ्गं च सादरम्।**
**दुर्दर्शनं ददर्शाग्निं धूम्रघूमितमण्डलम् ॥२॥**

ખરાબ શરીરવાળા, અને તેથી દુઃખે જોવાય એવા ધૂમ્રવર્ણના ધુમા-

ડાથી ઘેરાએલા અગ્નિને, મહેન્દ્ર હજાર નેત્રોથી આદરપૂર્વક જોતો હવો. ૨

दृष्ट्वा तथाविधं वह्निमिन्द्रः क्षुब्धेन चेतसा।
व्यचिन्तयच्चिरं किंचित्कंदर्पद्वेषिरोषजम् ॥३॥

ઇન્દ્ર અગ્નિને તેવા પ્રકારે જોઇને ક્રોધયુક્ત ચિત્તવડે કામદેવના દ્વેષિ-શંકરના રોષથી થએલા કંઇક અપરાધ( અપરાધના લક્ષણ )ને ઘણીવાર સુધી વિચારતો હવો. ( અર્થાત્ ઇન્દ્ર, અગ્નિનું રૂપ જોઇને ઘણીવાર સુધી એવા વિચારમાં પડયો કે એણે શંકરનો શો અપરાધ કર્યો હશે કે જેથી તે આવો થયો. ) ૩

स विलक्ष्यमुखैर्देवैर्वीक्ष्यमाणः क्षणं क्षणम्।
उपाविशत्सुरेन्द्रेणादिष्टं सादरमासनम् ॥४॥

તે અગ્નિ, ઉદાસિ મુખવાળા દેવલોકોએ વારે ઘડીએ જોવાતો ઇન્દ્રે આદરપૂર્વક આપેલા આસન ઉપર બેસતો હવો. ૪

हव्यावह त्वयासादि दुर्दशेयं दशा कुतः।
इति पृष्टः सुरेन्द्रेण स निःश्वस्य वचोऽवदत् ॥५॥

તે અગ્નિ, "હે હુતદ્રવ્યને વહન કરનાર તેં દુર્દશાવાળી આવી દશા-અવસ્થા શાથી પ્રાપ્ત કરી" એ પ્રકારે ઇન્દ્રે પૂછ્યું ત્યારે નિશ્વાસ નાંખી, ( નીચે પ્રમાણે ) વચન બોલ્યો. ૫

હવે બે શ્લોકથી અગ્નિનાં તે વચનો જણાવે છે.

अनतिक्रमणीयात्ते शासनात्सुरनायक।
पारावतं वपुः प्राप्य वेपमानोऽतिसाध्वसात् ॥६॥
अभिगौरीरतासक्तं जगामाहं महेश्वरम्।
कालस्येव स्मरारातेः स्वं रूपमहमासदम् ॥७॥

હે દેવોના નાયક-હે ઇન્દ્ર! હું કપોત-કબુતર-ના રૂપને પ્રાપ્ત કરી (લઇ)ને ઉલ્લંઘન ન કરાતી તારી આજ્ઞાથી પાર્વતીવિષે સુરતકર્મમાં ઉત્સાહી બનેલા શંકરની પાસે ગયો. (ત્યાર પછી) અત્યંત ભયથી કંપતો હું કાળની આગળ ફરૂં તેમ શંકરની પાસે ( અગ્નિના ) સ્વરૂપને પામ્યો. ( અર્થાત્ કાળ જેવા સ્મરારિ પાસે મારે મારૂં ખરૂં રૂપ પ્રગટ કરવું પડયું ) ૬-૭

दृष्ट्वा छद्मविहंगं मां सुज्ञो विज्ञाय जम्भजित्।
ज्वलज्ज्वालानले होतुं कोपनो माममन्यत ॥८॥

જંભાસુરને જીતનારા હે ઇન્દ્ર! સુજ્ઞ શંકર, મને જોઇને કપટથી પક્ષી થએલો જાણી, ક્રોધવાળા થઇ મને દિપ્ય-તેજસ્વિ ભાસમાં રહેલા અગ્નિમાં

હોમવાને વિચારતા હવા. ( અર્થાત્ શંકર, મને પોતાને ત્રીજા નેત્રના અગ્નિથી બાળી મુકવાનો વિચાર કરવા લાગ્યા. ) ૮

**वचोभिर्मधुरैः सार्थैर्विनम्रेण मया स्तुतः ।**
**प्रीतिमानभवद्देवः स्तोत्रं कस्य न तुष्टये ॥९॥**

મેં નમ્ર થઇને અર્થવાળાં વચનોથી સ્તુતિ કરેલા દેવ-શંકર, મારા ઉપર પ્રસન્ન થતા હવા; સ્તુતિ કોની પ્રસન્નતા માટે નથી? ( અર્થાત્ સ્તુતિ સર્વને પ્રસન્ન કરે છે. આમાં સામાન્યથી વિશેષનું સમર્થન કરવારૂપ અર્થાન્તરન્યાસ નામનો અલંકાર છે ) ૯

**शरण्यः सकलत्राता मामत्रायत शंकरः ।**
**क्रोधाग्नेर्ज्वलतो त्रासात्त्रासतो दुर्निवारतः ॥१०॥**

શરણાગત ઉપર દયાળુ બનતા અને તેથી સર્વનું રક્ષણ કરનારા શંકર, તેજસ્વી અને દુઃખે રોકી શકવા લાયક ક્રોધાગ્નિના ત્રાસથી ઉત્પન્ન થતા ત્રાસથી મને રક્ષણ કરતા હવા. ( અર્થાત્ દયાળુ શંકરે મારી સ્તુતિથી પ્રસન્ન થઇને પોતાના ત્રીજા નેત્રની જ્વાળામાં મને બાળ્યો નહિ.) ૧૦

**परिहृत्य परीरम्भरभसं दुहितुर्गिरेः ।**
**कामकेलिरसोत्सेकाद्व्रीडया विरराम सः ॥११॥**

તે શંકર, હિમાલયની પુત્રી( પાર્વતી )ના ગાઢ આલિંગનને ત્યાગ કરી લાજને લીધે કામક્રીડાના રસથી વિરામ પામતા હવા. ( પરંતુ મારાથી શરમાઇને શંકર, પાર્વતીથી એકદમ દૂર ખશી ગયા. ) ૧૧

**रङ्गभङ्गच्युतं रेतस्तदामोघं सुदुर्वहम् ।**
**त्रिजगद्दाहकं सद्यो मद्विग्रहमधि न्यधात् ॥१२॥**

તે વખતે ( શંકરે ) કામક્રીડાના રંગના ભંગથી ( સ્ખલિત ) થએલું સફળ, ત્રણ જગતને બાળનારૂં અને તેથી અત્યંત દુર્વહ પોતાનું વીર્ય મારા શરીર ઉપર તત્કાળ નાંખ્યું. ૧૨

**दुर्विषह्येण तेनाहं तेजसा दहनात्मना ।**
**निर्दग्धमात्मनो देहं दुर्वहं वोढुमक्षमः ॥१३॥**

અગ્નિરૂપ ( અને તેથી ) દુઃખે સહન થાય એવા તે વીર્યથી બળતા મારા પોતાના દુઃખે કરીને વહન કરાતા દેહને ધારણ કરવા હું અસમર્થ છું. ( અર્થાત્ શંકરનું વીર્ય મહાન્ અગ્નિરૂપ હોવાથી હું બળી મરૂંછું, અને હવે મારા દેહને પણ હું ધારણ કરી શકીશ નહિ, માટે જે રીતે હું મારો

દેહ ધારણ કરી શકું તે રીતે તમે ઉતાવળે ઉપાય કરો. સારાંશ કે આ શિવના વીર્યને મારી પાસેથી ઝટ લઈ લો.) ૧૩

**रौद्रेण दह्यमानस्य महसातिमहीयसा ।**
**मम प्राणपरित्राणप्रगुणो भव वासव ॥१४॥**

હે ઇન્દ્ર! અત્યંત ભારે રુદ્રના વીર્યથી બળતા મારા પ્રાણનું રક્ષણ કરવાથી પ્રસિદ્ધ થાઓ. (અર્થાત્ શંકરના વીર્યથી બળતા મારા પ્રાણને હે ઇન્દ્ર! તમે રક્ષણ કરશો તો તમને મોટો યશ પ્રાપ્ત થશે.) ૧૪

**इति श्रुत्वा वचो वह्नेः परितापोपशान्तये ।**
**हेतुं विचिन्तयामास मनसा विबुधेश्वरः ॥१५॥**

દેવોનો સ્વામી–ઇન્દ્ર, અગ્નિનું એવું વચન સાંભળી તેના તાપની શાન્તિ માટે મનથી કારણ વિચારવા લાગ્યો. (અર્થાત્ કયા ઉપાયથી અગ્નિના તાપની શાન્તિ થશે એવો વિચાર કરવા લાગ્યો.) ૧૫

**तेजोदग्धानि गात्राणि पाणिनास्य परामृशन् ।**
**किंचित्कृपीटयोनिं तं दिवस्पतिरभाषत् ॥१६॥**

ઇન્દ્ર, તે અગ્નિને શંકરના વીર્યથી બળેલાં એનાં ગાત્રોને હાથથી પંપાળતો કંઇક (નીચે પ્રમાણે) બોલતો હવો. (અર્થાત્ ઇન્દ્ર, અગ્નિના બળતા શરીર ઉપર હાથ ફેરવતાં ફેરવતાં નીચે પ્રમાણે બોલવા લાગ્યો.) ૧૬

હવે ઇન્દ્ર, અગ્નિને સાત શ્લોકથી વખાણે છે.

**प्रीतः स्वाहास्वधाहन्तकारैः प्रीणयसे स्वयम् ।**
**देवान्पितॄन्मनुष्यांस्त्वमेकस्तेषां मुखं यतः ॥१७॥**

હે અગ્નિ! તું પ્રસન્ન થએલો "સ્વાહા", "સ્વધા", "હન્તકાર" એ શબ્દો (બોલીને હોમનારે નાંખેલાં હુતદ્રવ્ય)થી ઇન્દ્રાદિ દેવલોકોને, પિતૃઓને અને મનુષ્યોને તું પોતે જ પ્રસન્ન કરે છે; તેટલા માટે તું એક જ તે દેવાદિનું મુખ છે. ૧૭

**त्वयि जुह्वति होतारो हवींषि ध्वस्तकल्मषाः ।**
**भुञ्जन्ति स्वर्गमेकस्त्वं स्वर्गप्राप्तौ हि कारणम् ॥१८॥**

હે અગ્નિ! હોમનાર પુરુષ હુતદ્રવ્ય તારે વિષે હોમે છે; એ કારણથી નાશ પામેલાં પાપોવાળા બની (તેઓ) સ્વર્ગને ભોગવે છે; તેટલા માટે તું એકલો જ સ્વર્ગ મળવામાં કારણ છે. ("**ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत्**" સ્વર્ગની ઇચ્છાવાળા પુરુષે "જ્યોતિષ્ટોમ નામના યજ્ઞથી અગ્નિનું પૂજન કરવું" એ પ્રકારની શ્રુતિએ કહેલી સ્વર્ગપ્રાપ્તી તારે આધીન છે.) ૧૮

**हवींषि मन्त्रपूतानि हुताश त्वयि जुह्वतः ।**
**तपस्विनस्तपःसिद्धिं यान्ति त्वं तपसां प्रभुः ॥१९॥**

હે અગ્નિ! તપસ્વિયો મંત્રથી પવિત્ર થએલાં હુતદ્રવ્યને તારે વિષે હોમતા તપની સિદ્ધિને પામે છે; તેટલા માટે તું તપોનો પ્રભુ–સ્વામી છે.૧૯

**निधत्से हुतमर्काय स पर्जन्योऽभिवर्षति ।**
**ततोऽन्नानि प्रजास्तेभ्यस्तेनासि जगतः पिता ॥२०॥**

(હે અગ્નિ!) તું, સૂર્યને હુતદ્રવ્ય આપે છે; તે સૂર્ય, મેઘ થઇને વૃષ્ટિ કરે છે; તે વૃષ્ટિથી પછી અન્નો ઉત્પન્ન થાય છે, અને તે અન્નથી પ્રજા ઉત્પન્ન થાય છે; તેટલા માટે તું જગતનો પિતા છે. ("**पातीति पीता**" એ પ્રકારની વ્યુત્પત્તિથી સાધારણ રક્ષકને પણ પિતૃપણું છે. એકલો જન્મ આપનાર પિતા નથી માટે નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે–"**अन्नदाता भयत्राता यश्च कन्यां प्रयच्छति । जनिता चोपनेता च पञ्चैते पितरः स्मृताः**" અન્ન આપનાર, ભયથી રક્ષણકરનાર, કન્યા આપનાર, ઉત્પન્નકરનાર અને ઉપવિત આપનાર એ પાંચ પિતા કહેવાય છે.) ૨૦

**अन्तश्चरोऽसि भूतानां तानि त्वत्तो भवन्ति च ।**
**ततो जीवितभूतस्त्वं जगतः प्राणदोऽसि च ॥२१॥**

(હે અગ્નિ!) તું પ્રાણીના અન્તરમાં રહેલો છે, અને તે પ્રાણીઓ તારાથી થાય છે, માટે તું જીવનરૂપ બની જગતને પ્રાણદાતા પણ છે. ૨૧

**जगतः सकलस्यास्य त्वमेकोऽस्युपकारकृत् ।**
**कार्योपपादने तत्र त्वत्तोऽन्यः कः प्रगल्भते ॥२२॥**

(હે અગ્નિ!) તું એક જ આ સર્વ જગતનો ઉપકાર કરનાર છે, તેટલા માટે તે અમારૂં કાર્ય કરવામાં તારાથી બીજો કોણ સમર્થ થાય? (અર્થાત્ તારા વિના બીજો કોઇપણ અમારૂં કામ કરવા સમર્થ નથી.) ૨૨

**अमीषां सुरसंघानां त्वमेकोऽर्थसमर्थने ।**
**विपत्तिरपि संश्लाघ्योपकारव्रतिनोऽनल ॥२३॥**

હે અગ્નિ! આ દેવલોકોના સમૂહોનું કાર્ય કરવામાં તું એકલો જ સમર્થ છે, કેમકે ઉપકાર કરનારાઓ પારકાના હિતમાં જોડાએલા પુરુષોની વિપત્તિ પણ સારી રીતે વખાણવા લાયક છે. (માટે તું વિપત્તિવાળો છતાં પણ વખાણાય છે.) ૨૩

હવે ઇન્દ્ર, અગ્નિને શાન્ત થવાનો ઉપાય બતાવે છે.

देवी भागीरथी पूर्वं भक्त्यास्माभिः प्रतोषिता ।
निमज्जतस्तवोदीर्णं तापं निर्वापयिष्यति ॥२४॥

પૂર્વં પહેલાં, અમે ભક્તિથી પ્રસન્ન કરેલી ભાગીરથી-ગંગાદેવી, સ્નાન કરતા તારા મોટા તાપને શાન્ત કરશે. (અર્થાત્ અમે ગંગાને કહિ મુક્યું છે માટે તું ત્યાં જઇને સ્નાન કર એટલે તારો તાપ શાન્ત થઇ જશે.)૨૪

गङ्गां तद्गच्छ मा कार्षीर्विलम्बं हव्यवाहन ।
कार्येष्ववश्यकार्येषु सिद्धये क्षिप्रकारिता ॥२५॥

હે અગ્નિ ! તેટલા માટે તું ગંગાદેવીપ્રત્યે જા, વાર ન કરીશ; અવશ્ય કરવા લાયક કામોમાં સિદ્ધિ માટે ઉતાવળ કરવી યોગ્ય છે. (અર્થાત્ તું હમણા જ ગંગાપ્રત્યે જા.) ૨૫

સમર્થ એવા મારાથી પણ સહન થાય એવું શંકરનું વીર્ય ગંગા કેમ ધારણ કરશે એવી શંકા થાય તો તેના ખુલાસામાં જણાવે છે કે:—

शम्भोरम्भोमयी मूर्तिः सैव देवी सुरापगा ।
त्वत्तः स्मरद्विषो बीजं दुर्धरं धारयिष्यति ॥२६॥

(હે અગ્નિ!) શંકરની જળમયી મૂર્તિ તે દેવી ગંગા જ, દુર્ધર સ્મરશત્રુ-શંકર-ના બીજ-વીર્ય-ને તારી પાસેથી લઇને ધારણ કરશે. (અર્થાત્ ગંગા, શંકરની જળમયી મૂર્તિ હોવાથી શંકરના દુર્ધર પણ વીર્યને ધારણ કરી શકશે.)૨૬

इत्युदीर्य सुनासीरो विरराम स चानलः ।
तद्विसृष्टस्तमापृच्छ्य प्रतस्थे स्वर्धुनीमभि ॥२७॥

એ પ્રકારે બોલીને ઇન્દ્ર શાન્ત થતો હવો; અને તે અગ્નિ પણ, ઇન્દ્રે ત્યાગ કર્યો ત્યારે તે ઇન્દ્રની આજ્ઞા લઇને (હું જાઉંછું એમ કહિને) ગંગા ભણી ચાલતો હવો. ૨૭

हिरण्यरेतसा तेन देवी स्वर्गतरङ्गिणी ।
तीर्णाध्वना प्रपेदे सा निःशेषक्लेशनाशिनी ॥२८॥

માર્ગ પૂરોકરનારા તે અગ્નિએ, નિઃશેષ કલેશનો નાશકરનારી (અર્થાત્ મોક્ષ આપનારી) સ્વર્ગ તરંગિણી દેવી-ગંગા પ્રાપ્ત કરી. (અર્થાત્ ઝપાટામાં ગંગા પાસે આવી પહોંચ્યો.) ૨૮

હવે ત્રણ શ્લોકથી ગંગાનું વર્ણન કરે છે.

स्वर्गारोहणनिःश्रेणिर्मोक्षमार्गाधिदेवता ।
उदारदुरितोद्गारहारिणी दुर्गतारणी ॥२९॥

સ્વર્ગમાં ચઢવાની નિસરણીરૂપ, મોક્ષમાર્ગની અધિદેવી (જેને પ્રસન્ન કરીને મુક્ત થવાય છે એવી) મોટા પાપોના સમૂહોનો નાશકરનારી, સંસારરૂપી સમુદ્રથી તારનારી, ૨૯

**महेश्वरजटाजूटवासिनी पापनाशिनी।**
**सरागान्वयनिर्वाणकारिणी धर्मधारिणी ॥३०॥**

વળી શંકરની જટાના સમૂહમાં રહેનારી, પાપોનો નાશકરનારી, વિષયની ઇચ્છાકરનાર પુરુષના વંશને પણ મોક્ષઆપનારી, (રાગીનો મોક્ષ કરે તો વિરાગીને માટે તો કહેવું જ શું.) ધર્મને ધારણકરનારી, (અર્થાત્ પોતાના સંબંધથી પ્રાણિઓને પણ ધર્મવાળા કરતી.) ૩૦

**विष्णुपादोदकोद्भूता ब्रह्मलोकादुपागता।**
**त्रिभिः स्रोतोभिरश्रान्तं पुनाना भुवनत्रयम् ॥३१॥**

વિષ્ણુના ચરણના જળથી ઉત્પન્ન થએલી, બ્રહ્મલોકથી આવેલી, ત્રણ પ્રવાહથી ત્રિભુવન(સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ)ને પરિશ્રમ વગર-નિરંતર પવિત્રકરનારી (તેથી ત્રિસ્રોતા-ત્રણ પ્રવાહવાળી એવા નામને ધારણ કરે છે એવી ગંગાપ્રત્યે અગ્નિ આવ્યો.) ૩૧

**जातवेदसमायान्तमूर्मिहस्तैः समुत्थितैः।**
**आजुहावार्थसिद्ध्यैतं सुप्रसादधरेव सा ॥३२॥**

અત્યંત પ્રસન્નતા ધારણકરનારી તે ગંગા, આવતા તે અગ્નિને અર્થ સિદ્ધ કરવાને એકદમ ઊંચા થએલા ઊર્મિ-તરંગરૂપી હાથથી જાણે બોલાવતી હોય એમ જણાયું. (અર્થાત્ જેમ કોઇ પુરુષ બીજાને હાથના ઇસારાથી બોલાવે છે તેમ, ગંગા પણ જાણે ઊર્મિરૂપી હાથથી બોલાવતી હોય હોય એવી ઉત્પ્રેક્ષા કરી છે.) ૩૨

**संमिलद्भिर्मरालैः सा कलं कूजद्भिरुन्मदैः।**
**ददे श्रेयांसि दुःखानि निहन्मीति तमभ्यधात् ॥३३॥**

સારી રીતે મળેલા તથા મદોન્મત્ત બનેલા મધુર શબ્દ કરતા હંસોવડે (હંસરવના રૂપમાં) તે ગંગા, અગ્નિપ્રત્યે એવું બોલી કે-હે અગ્નિ! હું તને કલ્યાણ આપુંછું અને તારાં દુઃખોનો નાશ કરૂંછું. (અર્થાત્ પોતાની શક્તિ જણાવવામાં જળરૂપથી સમર્થ છતાં પણ જાણે તીર ઉપર રહેલા હંસોના શબ્દથી બોલતી હોય તેની ઉત્પ્રેક્ષા છે.) ૩૩

**कल्लोलैरुद्धतैरर्वाचीनं तटमभिद्रुतैः।**
**प्रीतेव तमभीयाय स्वर्धुनी जातवेदसम् ॥३४॥**

ગંગા પ્રસન્ન થતી ઉત્પન્ન થએલા (આનંદથી ઉભરાતા) કિનારાપર દોડી આવતા તરંગોથી, તે અગ્નિને સંમુખ આવતી હોય એમ લાગ્યું. (અર્થાત્ જેમ કોઇ દૂરથી આવતા વહાલા માણસના સામા દોડી જવામાં આવે છે તેમ ગંગા પોતાની છોળો તટ ઉપર ચઢાવી દેવાના રૂપમાં તેના સામી ગઇ.) ૩૪

**अथाभ्युपेतस्तापार्तो निममज्जानलः किल ।**
**विपदा परिभूताः किं व्यवस्यन्ति विलम्बितुम् ॥३५॥**

ત્યાર પછી શંકરના વીર્યના તાપથી પીડાતો સામો દોડી આવતો અગ્નિ, એકદમ (જળમાં) નિમગ્ન થતો હવો. (અર્થાત્ ગંગાના જળમાં પડયો. એકદમ કેમ પડયો તે જણાવતાં કહે છે કે–) દુઃખથી પરાભવ પામેલા પુરુષો વિલંબ કરવા શું સમર્થ થાય છે? ("**प्रतिक्षते जातु न कालमार्तिः।** દુઃખી પુરુષ કદીએ કાલની વાટ જોતો નથી" એવા ન્યાયથી તે એકદમ જળમાં પડયો.) ૩૫

**गङ्गावारिणि कल्याणकारिणी श्रमहारिणी।**
**स मग्नो निर्वृतिं प्राप पुण्यभारिणी तारिणि ॥३६॥**

તે અગ્નિ, કલ્યાણ કરવાવાળા, શ્રમને દૂરકરનારા; પુણ્યના ભારને આપનારા (અર્થાત્ જેથી પુરુષો પુણ્યના ભારવાળા થાય છે.) અને સંસારરૂપી સમુદ્રમાં તારનારા ગંગાના જળમાં મગ્ન થઇને–પડી સ્નાન કરીને સુખ પામતો હવો. (અર્થાત્ તાપથી પીડા પામતા પુરુષોને જળમાં જ પડવું એ જ સુખનું કારણ છે.) ૩૬

**तत्र माहेश्वरं धाम संचक्राम हविर्भुजः ।**
**गङ्गायामुत्तरंगायामन्तस्तापविपद्भृति ॥३७॥**

શંકરનું તેજ–વીર્ય, અગ્નિ પાસેથી તે ગંગામાં ભળી ગયું; (અને કેવી ગંગામાં ભળ્યું તે જણાવતાં કહે છે કે) અંતર્ ભાગમાં તાપરૂપી વિપત્તિને ધારણ કરનારી, અતિ ઊંચા તરંગોવાળી ગંગામાં ભળ્યું. ૩૭

**कृशानुरेतसो रेतस्याहते सरिता तया ।**
**निश्चक्राम ततः सौख्यं हव्यवाहो वहन्बहु ॥३८॥**

તે ગંગાએ શંકરનું વીર્ય આદરપૂર્વક ગ્રહણ કર્યું ત્યારે અગ્નિ બહુ સુખ પામતો તે ગંગામાંથી બહાર નીકળતો હવો. (અર્થાત્ શંકરનું વીર્ય, અગ્નિથી દૂર થયું એટલે અગ્નિ સુખી થયો અને તેથી ગંગામાંથી બહાર નીકળ્યો.) ૩૮

**सुधासारैरिवाम्भोभिरभिषिक्तो हुताशनः ।**
**यथागतं जगामाथ परां निर्वृतिमादधत् ॥३९॥**

ત્યારપછી અમૃતમય જળથી સ્નાન કર્યું હોય તેમ ગંગાજળથી નહાએલો અને તેથી અત્યંત સુખ પામતો અગ્નિ, જેમ આવ્યો હતો તેમ ગયો. ૩૯

**सा सुदुर्विषहं गङ्गा धाम कामजितो महत् ।**
**आदधाना परीतापमवाप व्योमवाहिनी ॥४०॥**

આકાશમાં પ્રવાહવાળી તે ગંગા, કામજિત (શંકર)ના મહાન્ અને નહિ સહન થાય એવા વીર્યને ધારણ કરતી સંતાપ પામવા લાગી. ૪૦

**बहिरार्ता युगान्ताग्नेस्तप्तानीव शिखाशतैः ।**
**हित्वोष्णानि जलान्यस्या निर्जग्मुर्जलजन्तवः ॥४१॥**

જળજન્તુઓ, પીડા પામતા પ્રલયકાળના અગ્નિની સેંકડો જ્વાળાથી તાપ પામતા હોય તેમ, (શંકરના વીર્યવડે કરીને) તપી ગએલા એ ગંગાના જળને છોડી દઇ બહાર નીકળતા હવા. (અર્થાત્ ગંગાનું જળ ઉષ્ણ થઇ જવાથી જળજન્તુઓ પાણીમાંથી નીકળીને નાસવા લાગ્યાં. આમાં ઉત્પ્રેક્ષા છે.૪૧

**तेजसा तेन रौद्रेण तप्तानि सलिलान्यपि ।**
**समुदञ्चन्ति चण्डानि दुर्धराणि बभार सा ॥४२॥**

તે ગંગા, શંકરના તે વીર્યથી તપી ગયેલા, અને તેથી ઉછળીને બહાર નીકળતા પ્રચંડ સ્વરૂપવાળા, અને તેથી દુઃખે ધારણ કરાય તેવા પણ જળને, ધારણ કરતી હવી. (અર્થાત્ શંકરનું વીર્ય હતું માટે ધારણ કર્યું.) ૪૨

**जगच्चक्षुषि चण्डांशौ किंचिदभ्युदयोन्मुखे ।**
**जग्मुः षट् कृत्तिका माघे मासि स्नातुं सुरापगाम् ॥४३॥**

માઘ માસમાં જગત્ના નેત્રભૂત ઉષ્ણ કિરણોવાળો સૂર્ય, સહજ ઉદય પામવાની તૈયારીવાળો થતાં (અર્થાત્ પર્વતમાંના તેજથી દિશાઓ પ્રકાશે છે ત્યારે–અરુણોદય વખતે) છ કૃત્તિકાઓ, સ્નાન કરવાને માટે મન્દાકિની–ગંગાનદી પ્રત્યે જતી હવી. ૪૩

હવે ચાર શ્લોકથી તે મન્દાકિની ગંગાનું વર્ણન કરે છે.

**शुभैरभ्रंकषैरूर्मिशतैः स्वर्गनिवासिनाम् ।**
**कथयन्तीमिवालोकावगाहाचमनादिकम् ॥४४॥**

દર્શન, સ્નાન, આચમન વિગેરે કરનારા, સ્વર્ગનિવાસી દેવલોકોને આકાશમાં ઉછળીને પહોંચતા ધોળા સેંકડો તરંગોથી પોતાના દુઃખને જાણે કહેતી હોય એવી–(અર્થાત્ ઉછળતા હજારો તરંગો આકાશમાં પહોંચતાં, જેમ

બીજા પુરુષો પોતાને વ્યાધિ ઉત્પન્નકરનાર કંઇક ખાવાના પદાર્થને ચાખીને તે પદાર્થના દોષ જાણે છે તેમ, સ્વર્ગવાસીઓ તે તરંગોના દર્શનાદિથી જાણવા લાગ્યા તેમાં તરંગોદ્વારા પોતાનું દુઃખ ગંગા જણાવતી હોય તેવી ઉત્પ્રેક્ષા કરી છે.) ૪૪

**सुस्नातानां मुनीन्द्राणां बलिकर्मोचितैरलम् ।**
**बहिः पुष्पोत्करैः कीर्णतीरां दूर्वाक्षतान्वितैः ॥४५॥**

સ્નાન કરતા સાત ઋષિઓની પૂજાની વિધિમાં યોગ્ય દુર્વા-ધરો અને અક્ષતયુક્ત ફૂલના સમૂહથી બહારના ભાગમાં અત્યંત વ્યાપ્તથએલી રેતીવાળી ૪૫

**ब्रह्मध्यानपरैर्योगपरैर्ब्रह्मासनस्थितैः ।**
**योगनिद्रगतैर्योगपट्टबन्धैरुपाश्रिताम् ॥४६॥**

બ્રહ્માસન કરીને બેઠેલા, બ્રહ્મધ્યાનમાં આશક્ત થએલા, યોગરૂપી નિદ્રાને પામેલા, અને યોગપટ્ટને બાંધનારા (અર્થાત્ યોગમાં શ્રેષ્ટ) યોગીઓએ સેવેલી-("**उभौ जानू ऊर्ध्वतमौ सकट्युपसुवाससा । बद्धौ च कृत्वा सततं ध्यायेत्परमनन्यधीः ॥**" ડાહ્યા પુરુષે કટીયુક્ત વસ્ત્રથી બે જાનૂ ઊંચી કરીને બાંધી પરમાત્માનું ધ્યાનકરવું આવું યોગનું લક્ષણ છે-) ૪૬

**पादाङ्गुष्ठाग्रभूमिस्थैः सूर्यसंबद्धदृष्टिभिः ।**
**ब्रह्मर्षिभिः परं ब्रह्म गृणद्भिरुपसेविताम् ॥४७॥**

પગના અંગુઠાના અગ્રભાગથી (પગનાં આંગળાંને આધારે) પૃથ્વી ઉપર ઊભા રહેલા, સૂર્ય સામે દ્રષ્ટિ રાખનારા, પરબ્રહ્મને જપતા બ્રહ્મર્ષિઓ (સપ્તઋષિઓ)એ ઉપાસના કરેલી (એવી ગંગા નદી પ્રત્યે જતી હવી.) ૪૭

**अथ दिव्यां नदीं देवीमभ्यनन्दन्विलोक्य ताः ।**
**कं नाभिनन्दयत्येषा दृष्टा पीयूषवाहिनी ॥४८॥**

ત્યારપછી તે કૃત્તિકાઓ સ્વર્ગની દેવી-ગંગાને જોઇને આનંદ પામવા લાગી. કેમકે-આ અમૃતને વહન કરનારી ગંગા દર્શન કરવાથી કયા પુરુષને નથી આનંદ આપતી? (સર્વને આનંદ આપે છે. માટે ગંગાના દર્શનથી આનંદ થયો તે યોગ્ય છે.) ૪૮

**चन्द्रचूडामणिर्देवो यामुद्वहति मूर्धनि ।**
**यस्या विलोकनं पुण्यं श्रद्दधुस्ता मुदा हृदि ॥४९॥**

ચન્દ્ર જેનો ચૂડામણિ છે એવા દેવ-શંકર, પોતાના માથાઉપર જે ધારણ કરે છે, અને જેનું વિલોકન-દર્શન પુણ્યકારી છે તે ગંગા ઉપર તે કૃત્તિકાઓ, મનમાં પ્રીતિથી શ્રદ્ધા કરતી હવી. (અર્થાત્ કૃત્તિકાઓને ગંગા ઉપર ઘણી

શ્રદ્ધા ઉત્પન્ન થઇ. ગુણવાનોમાં શ્રદ્ધા યોગ્ય છે.) ૪૯

**दिव्यां विष्णुपदीं देवीं निर्वाणपददेशिनीम् ।**
**निर्धूतकल्मषां मूर्ध्ना सुप्रह्वास्ता ववन्दिरे ॥५०॥**

મોક્ષપદ આપનારી, પુરુષના પાપને દૂરકરનારી, દિવ્ય અને વિષ્ણુના ચરણના સંબંધવાળી દેવીગંગાને, તે કૃત્તિકાઓ અત્યંત નમ્ર થતી માથાથી નમસ્કાર કરતી હવી. (અર્થાત્ તેમણે ગંગાને અત્યંત નમીને માથું નીચું કરી પ્રણામ કર્યો.) ૫૦

**सौभाग्यैः खलु सुप्रापां मोक्षप्रतिभुवं सतीम् ।**
**भक्त्यात्र तुष्टुवुस्तां ताः श्रद्दधाना दिवो धुनीम् ॥५१॥**

અહિં તે ૭ કૃત્તિકાઓ, શ્રદ્ધાવાળી બની સારાં ભાગ્યવડે સુખથી પ્રાપ્ત થતી મોક્ષની પ્રતિનિધિ (જામીન) અને સતી એવી તે ગંગાને ભક્તિમાટે સ્તુતિ કરતી હવી. (અર્થાત્ તેમણે ભક્તિનિમીત્ત સ્તુતિ કરી.) ૫૧

**मुक्तिस्त्रीसङ्गदूत्यज्ञैस्तत्र ता विमलैर्जलैः ।**
**प्रक्षालितमलाः सस्नुः सुस्नातास्तपसान्विताः ॥५२॥**

તે કૃત્તિકાઓ, વિમલ અને મોક્ષરૂપી સ્ત્રીના સંબંધના દૂતીકર્મને જાણનારાં (એટલે જેના સ્પર્શમાત્રથી મુક્તિ થાય છે એવાં) જળથી ધોવાએલાં પાપવાળી બની તે ગંગામાં સ્નાન કરતી હવી. (મલનાશના સ્નાપછી શુદ્ધસ્નાન કરાય છે તો હવે કૃત્તિકાઓ કેવી થઇ તે જણાવતાં કહે છે કે) તેથી સારા વિધિપૂર્વક કરેલા સ્નાનવાળી અને તપસ્વીની બની. (અર્થાત્ પ્રથમ જળદર્શનથી પવિત્ર બની પછી તે કૃત્તિકાઓએ સ્નાન કર્યું.)૫૨

**स्नात्वा तत्र सुलभ्यायां भाग्यैः परिपचेलिमैः ।**
**चरितार्थं स्वमात्मानं बहु ता मेनिरे मुदा ॥५३॥**

પરિપકવ થએલાં પોતાનાં ભાગ્યથી સુખે પામવા લાયક તે ગંગામાં સ્નાન કરીને તે કૃત્તિકાઓ, પોતાના આત્માને હર્ષથી બહુ પ્રકારે પુરુષાર્થ કરનારો માનતી હવી. (અર્થાત્ સ્નાન કર્યું એટલે તેમણે પોતાને મહાન્ ભાગ્યશાળી અને મોટું પુરુષાર્થ કરનારી માની.) ૫૩

**कृशानुरेतसो रेतस्तासामभिकलेवरम् ।**
**अमोघं संचचाराथ सद्यो गङ्गावगाहनात् ॥५४॥**

ત્યારપછી ગંગામાં સ્નાન કરવાથી સફળ બનેલું શંકરનું વીર્ય તત્કાળ તે કૃત્તિકાઓના શરીરપ્રતિ પ્રવેશપામતું હવું. ૫૪

**रौद्रं सुदुर्धरं धाम दधाना दहनात्मकम्।**
**परितापमवापुस्ता मग्ना इव विषाम्बुधौ ॥५५॥**

અગ્નિ જેવા અને તેથી દુઃખે ધારણ કરી શકાતા તે રુદ્રના તેજને ધારણ કરનારી તે કૃત્તિકાઓ, વિષસમુદ્રમાં ડુબી હોય એમ સંતાપ પામતી હવી. (જેમ ઝેરના સમુદ્રમાં ડુબવાથી જેવું દુઃખ થાય છે તેમ શંકરનું વીર્ય ધારણકરવાથી તેવું દુઃખ થતું હવું.) ૫૫

**अक्षमा दुर्वहं वोढुमम्बुनो बहिरातुराः।**
**अग्निं ज्वलन्तमन्तस्ता दधाना इव निर्ययुः ॥५६॥**

દુઃખે ધારણથતા તે વીર્યને ધારણકરવા અસમર્થ થતી અને તેથી વ્યાકુળ થતી તેઓ, પોતાના અંતર્ ભાગમાં બળતા અગ્નિને જેમ ધારણ કરે તેમ ધારણકરતી જળથી બહાર નીકળતી હવી. (આમાં તેજમાં અગ્નિની ઉત્પ્રેક્ષા કરવાથી ઉત્પ્રેક્ષા નામનો અલંકાર છે.) ૫૬

**अमोघं शांभवं बीजं सद्यो नद्योज्झितं महत्।**
**तासामभ्युदरं दीप्तं स्थितं गर्भत्वमागमत् ॥५७॥**

ગંગાનદીએ તત્કાળ ત્યાગકરેલું અને તેથી તે કૃત્તિકાઓના ઉદર-પેટ-માં પ્રકાશી રહેલું મહાન્ શંકરનું સફળ વીર્ય, ગર્ભપણાને પામતું હવું.

અર્થાત્ શંકરનું વીર્ય કૃત્તિકાઓના ઉદરમાં જઇ ગર્ભનું રૂપ ધારણ કરવા લાગ્યું.) ૫૭

**सुज्ञा विज्ञाय ता गर्भभूतं तद्वोढुमक्षमाः।**
**विषादमदधुः सद्यो गाढं भर्तृभिया ह्रिया ॥५८॥**

ચતુરાઇવાળી (અને તેથી) તેઓ ગર્ભભૂત તે વીર્યને જાણીને (ગર્ભમાં ઘણી બળતરા થવાથી આ શંકરનું વીર્ય છે એમ જાણ્યા છતાં) પણ તેને ધારણ કરવા અસમર્થ થઇને તે કૃત્તિકાઓ, સ્વામિના ભયથી અને લોકલાજવડે તરત અત્યંત ખેદ કરવા લાગી. ૫૮

**ततः शरवणे सार्धं भयेन व्रीडया च ताः।**
**तद्गर्भजातमुत्सृज्य स्वान्गृहानभिनिर्ययुः ॥५९॥**

ત્યાર પછી તે કૃત્તિકાઓ, તે ગર્ભ માત્રને ભય અને લાજ સાથે સરખટનાં ભોથાંમાં નાંખી પોતાના ઘરભણી ચાલી ગઇ. (અર્થાત્ ગર્ભને તજી દેવાથી ભય અને લજ્જા બેઉ મટી ગયાં.) ૫૯

**ताभिस्तत्रामृतकरकलाकोमलं भासमानं**
**तद्विक्षिप्तं क्षणमभिनभोगर्भमभ्युज्झिहानैः।**

**स्वैस्तेजोभिर्दिनपतिशतस्पर्धमानैरमानै-**
**र्वक्त्रैः षड्भिः स्मरहरगुरुस्पर्धयेवाजनीव ॥६०॥**

તે કૃત્તિકાઓએ તે ભાથાંમાં તે નાંખેલું, અમૃતકરની કળાના જેવું કોમળ ( ચંદ્રકિરણ જેવું કોમળ ) ક્ષણવાર તેજસ્વી દેખાતું તે ગર્ભનું રૂપ આકાશ મધ્યે ઉદય પામનારા સેંકડો સૂર્ય સાથે સ્પર્ધા કરનારાં અને તેથી અસંખ્ય પોતાનાં તેજવાળાં ૭ મુખથી જાણે બ્રહ્માની ઇર્ષ્યા કરાતી હોય તેમ ( એટલે બ્રહ્માને ચાર મુખ ને આને ૭ મુખ ) ઉત્પન્ન થવાતું હવું, એમ જણાયું.

અર્થાત્ ત્યાં તે ગર્ભને આકાશમાં રહેલા સેંકડો સૂર્યથી પણ વધારે તેજસ્વી ૭ મુખ થયાં. આમાં તેજનાં ૭ મુખ ઉત્પન્ન થવામાં બ્રહ્માનાં મુખની સ્પર્ધાના અહેતુની પણ તેના હેતુપણામાં કલ્પના કરેલી હોવાથી હેતૂત્પ્રેક્ષા નામનો અલંકાર છે. મન્દાક્રાન્તા વૃત્ત છે. તેનું લક્ષણ મ, ભ, ન, ત, ત, ગ, ગ એવી રીતે દરેક ચરણમાં સત્તર સત્તર અક્ષર આવે છે. ૬૦

**इति श्रीकालिदासकृतौ महाकाव्ये कुमारसंभवे दशमः सर्गः॥१०॥**



## સર્ગ ૧૧ મો.

**अभ्यर्थमाना विबुधैः समग्रैः प्रह्वैः सुरेन्द्रप्रमुखैरुपेत्य ।**
**तं पाययामास सुधार्तिपूर्णं सुरापगा स्वं स्तनमाशु मूर्ता ॥१॥**

ઇન્દ્રાદિ સમગ્ર દેવલોકોએ સમીપ આવી નમ્ર થઈ પ્રાર્થના કરેલી ગંગા, તત્કાળ મૂર્તિરૂપ થઇને તે કુમાર (સર્ગ ૧૦માના શ્લોક ૬૦માં કહ્યા પ્રમાણે ઉત્પન્ન થએલા તે ૭ મોંઢાવાળા તે પુત્ર)ને દૂધરૂપી અમૃતથી પરિપૂર્ણ ભરેલા પોતાના સ્તન પાતી હવી ( અર્થાત્ ઇન્દ્રાદિ દેવોએ પ્રાર્થના કરવાથી ગંગા, સ્ત્રીનું રૂપ ધારણ કરી તે ઉત્પન્ન થએલા ૭ મુખવાળા પુત્રને પોતે ધવરાવવા લાગી. ઉપજાતિ વૃત્ત છે. ૧

**पिबन्स तस्याः स्तनयोः सुधौघं क्षणं क्षणं साधु समेधमानः ।**
**पापाकृतिं कामपि षड्भिरेत्य निषेव्यमाणः खलु कृत्तिकाभिः ॥२॥**

તે કુમાર, તે ગંગાના બે સ્તનના દૂધરૂપી અમૃતસમૂહને પાન કરતો, અને તેથી ક્ષણે ક્ષણે સારી રીતે વૃદ્ધિ પામતો-મોટો થતો અને ૭ કૃત્તિ-

કાઓએ આવીને સેવન કરાતો કોઇ જુદા જ પ્રકારની (લોકથી કેવળ જુદી) આકૃતિ પામતો હવો જ. (અર્થાત્ તે કુમાર દિવસે દિવસે મોટો થઇ અલૌકિક રૂપવાળો થયો.) ૨

**भागीरथीपावककृत्तिकानामानन्दबाष्पाकुललोचनानाम् ।**
**तं नन्दनं दिव्यमुपात्तुमासीत्परस्परं प्रौढतरो विवादः ॥३॥**

આનન્દના બાષ્પ (અશ્રુ)થી વ્યાપ્ત નેત્રવાળાં ગંગાજી, અગ્નિ, અને કૃત્તિકા એ ત્રણેનો દિવ્ય (અલૌકિક) સ્વરૂપવાળા તે પુત્રને ગ્રહણ કરવા–લેવા–ને પરસ્પર અત્યંત મોટો વિવાદ–કલહ થતો હવો. (કૃત્તિકાઓ કહે છે કે આ અમારો પુત્ર છે; અગ્નિએ કહ્યું કે–આ મારો પુત્ર છે, અને ગંગાએ કહ્યું કે–એ મારો પુત્ર છે. એમ પરસ્પર કલહ કરવા લાગ્યાં.) ૩

**अत्रान्तरे पर्वतराजपुत्र्या समं शिवः स्वैरविहारहेतोः ।**
**नभो विमानेन विगाहमानो मनोतिवेगेन जगाम तत्र ॥४॥**

એમ ક્લેશ થતો હતો એટલામાં, શંકર, પર્વતોના સ્વામી–હિમાલયની પુત્રી (પાર્વતી) સાથે ઇચ્છા પૂર્વક વિહાર કરવાના હેતુથી અતિ વેગવાળા વિમાનવડે આકાશમાં ફરતા ત્યાં (જ્યાં આગળ અગ્નિ અને કૃત્તિકા ક્લેશ કરતાં હતાં તે ઠેકાણે) જતા હવા. અર્થાત્ ત્રણ જણ એક પુત્ર માટે વઢતાં હતાં ત્યાં શંકર, પાર્વતી સાથે વિમાનમાં બેશી આકાશમાં ફરતા ફરતા આવી ચઢયા.) ૪

**निसर्गवात्सल्यवशाद्विवृद्धचेतःप्रमोदौ गलदश्रुनेत्रौ ।**
**अपश्यतां तं गिरिजागिरीशौ षडाननं षड्दिनमात्रजातम् ॥५॥**

પાર્વતી અને શંકર બેઉ સ્વભાવથી ઉત્પન્ન થએલા પ્રેમને લીધે અત્યંત વૃદ્ધિ પામેલા ચિત્તના હર્ષવાળાં અને તેથી જેના નેત્રમાં હર્ષાશ્રુ વહેવાલ ાગ્યાં એવાં બની (અર્થાત્ નેત્રમાંથી હર્ષાશ્રુ પડતાં) જેના જનમ્યા પછી માત્ર ૭ દિવસ થએલા હતા, એવા ૭ મુખવાળા તે કુમારને જોતાં હવાં. (અર્થાત્ શંકર અને પાર્વતી બેઉ ૭ દિવસના ૭ મુખવાળા તે પુત્રને સ્વાભાવિક રીતે ઉત્પન્ન થએલા અત્યંત વાત્સલ્યભાવ–પુત્રપ્રેમ–થી જોવા લાગ્યાં.) ૫

**अथाह देवी शशिखण्डमौलिं कोऽयं शिशुर्दिव्यवपुः पुरस्तात् ।**
**कस्याथवा धन्यतमस्य पुंसो मातास्य का भाग्यवतीषु धुर्या ॥६॥**

જોયા પછી દેવી પાર્વતી, "સામો દેખાતો આ (પુત્ર) કોણ હશે, અથવા કયા અત્યંત ધન્ય પુરુષનો દિવ્ય શરીર ધારણ કરનારો આ પુત્ર હશે,

અને આ પુત્રની માતા કયી ભાગ્યવતી સ્ત્રીયોમાં શ્રેષ્ટ હશે!" એ પ્રકારે શંકરને પૂછતાં હવાં. ૬

**स्वर्गापगासावनलोऽयमेताः षट् कृत्तिकाः किं कलहायमानाः ।**
**पुत्रो ममायं न तवायमित्थं मिथ्येतिवैलक्ष्यमुदाहरन्ति ॥७॥**

અને વળી આ ગંગા, આ અગ્નિ અને આ છ કૃત્તિકાઓ એ ત્રણે ય કલહ કરતાં આ પુત્ર મારો છે (–આ ગંગા વાક્ય છે). આ તારો નથી (–પણ મારો છે એ અગ્નિનું વાક્ય છે). એ તમારા બન્નેનું વચન મિથ્યા છે કેમકે–તે પુત્ર અમારો છે (–આ કૃત્તિકાનું વાક્ય છે). એ પ્રકારે વિલક્ષણ જણાતો વાદ શા માટે કરતાં હશે? ૭

**एतेषु कस्येदमपत्यमीशाखिलत्रिलोकीतिलकायमानम् ।**
**अन्यस्य कस्याप्यथ देवदैत्यगन्धर्वसिद्धोरगराक्षसेषु ॥८॥**

હે શંકર! આ ત્રણે (ગંગાદિ)માં ત્રિલોકીના (ત્રણ લોકમાં) તિલકરૂપ આ પુત્ર કોનો હશે? અથવા દેવ, દૈત્ય, ગન્ધર્વ, સિદ્ધ, ઉરગ (સર્પ) અને રાક્ષસ (નિશાચર) મધ્યે બીજા કોઇનો પણ પુત્ર હશે. (તે મને કહો.)૮

**श्रुत्वेति वाक्यं हृदयप्रियायाः कौतूहलिन्या विमलस्मितश्रीः ।**
**सान्द्रप्रमोदोदयसौख्यहेतुभूतं वचोऽवोचत चन्द्रचूडः ॥९॥**

શંકર, ઉત્તર સાંભળવાના કુતૂહલવાળી પોતાના હૃદયને પ્રિય લાગતી પાર્વતીના એવા વચનને સાંભળી નિર્મળ હાસ્યની શોભાવાળા બની, એટલે સહજ હશીને, અત્યંત હર્ષના ઉદયથી થતા સુખના હેતુભૂત (એટલે હર્ષથી સુખને ઉત્પન્ન કરનાર) વચન બોલતા હવા. (અર્થાત્ શંકરે, પાર્વતીના પ્રશ્નોનો ઉત્તર નીચે પ્રમાણે દીધો.) ૯

**जगत्त्रयीनन्दन एष वीरः प्रवीरमातुस्तव नन्दनोऽस्ति ।**
**कल्याणि कल्याणकरः सुराणां त्वत्तोपरस्याः कथमेष सर्गः॥१०॥**

(હે પ્રિયે) ત્રણ જગતને આનન્દ કરનાર પરાક્રમી આ બાળક, વીર પુત્રને ઉત્પન્ન કરનારી તારો પુત્ર છે; (મારો જ પુત્ર છે એમાં શું પ્રમાણ એમ કહેતી હોઉં તો) હે કલ્યાણિ! દેવલોકોનું કલ્યાણકરનાર આ પુત્રોત્પત્તિ તારાવગર બીજી સ્ત્રીથી શી રીતે થાય? (અર્થાત્ તારા વગર બીજી કોઇ પણ સ્ત્રીને આવો પુત્ર થાય જ નહિ માટે એ પુત્ર તારો જ છે.)૧૦

**देवि त्वमेवास्य निदानमास्से सर्गे जगन्मङ्गलगानहेतोः ।**
**सत्यं त्वमेवेति विचारयस्व रत्नाकरे युज्यत एव रत्नम् ॥११॥**

હે દેવિ ! હે પાર્વતી ! જંગલના મંગલકર્મના ગાનના હેતુ (કારણ)-રૂપ આ પુત્રની ઉત્પત્તિમાં તું જ કારણ છે તું પોતે જ છે એ સત્ય છે (તેના કારણમાં કહે છે કે) તું વિચાર કરકે-રત્ન તો સમુદ્રમાં જ સંભવે છે.૧૧

હવે બે શ્લોકથી જણાવે છે કે-

**अतः शृणुष्वावहितेन वृत्तं बीजं यदग्नौ निहितं मया तत्।**
**संक्रान्तमन्तस्त्रिदशापगायां ततोऽवगाहे सति कृत्तिकासु ॥१२॥**
**गर्भत्वमाप्तं तदमोघमेतत्ताभिः शरस्तम्बमधि न्यधायि।**
**बभूव तत्रायमभूतपूर्वो महोत्सवोऽशेषचराचरस्य ॥१३॥**

હે પ્રિયે ! કારણ કે-સાવધાન ચિત્તથી વૃત્તાન્ત સાંભળ; જે બીજ-વીર્ય મેં અગ્નિ ઉપર નાંખ્યું હતું તે વીર્ય (અગ્નિ ગંગામાં નહાયો ત્યારે) ગંગામાં ભળ્યું, ત્યાર પછી એ (કૃત્તિકાઓએ ગંગામાં) સ્નાન કર્યું ત્યારે ગંગામાંથી કૃત્તિકાઓ વિષે ગર્ભત્વને પ્રાપ્ત થયું. (કૃત્તિકાઓના પેટમાં જઇ ગર્ભરૂપ બન્યું.) કૃત્તિકાઓએ (ભય અને લાજથી) તે સફળ વીર્યને બાણ (સરખટ)ના ભોથામાં મુક્યું, ત્યાં (શરનાં ભોથાંમાં.) સમગ્ર સ્થાવર જંગમ જગત્માં પૂર્વે નહિ થએલા એવા મોટા ઉત્સવરૂપ આ બાળક ઉત્પન્ન થયો. ૧૨-૧૩.

**अशेषविश्वप्रियदर्शनेन धुर्या त्वमेतेन सुपुत्रिणीनाम्।**
**अलं विलम्ब्याचलराजपुत्रि स्वपुत्रमुत्सङ्गतले निधेहि ॥१४॥**

(હે પ્રિયે !) સમગ્ર જગત્ની પ્રીતિકારક દર્શનવાળા આ બાળકથી તું સુપુત્રવાળી સ્ત્રિઓની અગ્રેસર બની છે. તેટલા માટે હે હિમાલયની પુત્રી, હે પાર્વતી ! વિલમ્બ કરતી અટક; વાર ન કર. અને પોતાના પુત્રને ખોળામાં લઇ લે. ૧૪

હવે બે શ્લોકથી જણાવે છે કે,

**अथेति वादिन्यमृतांशुमौलौ शैलेन्द्रपुत्री रभसेन सद्यः।**
**सान्द्रप्रमोदेन सुपीनगात्री धात्री समस्तस्य चराचरस्य ॥१५॥**
**किरीटबद्धाञ्जलिभिर्नभःस्थैर्नमस्कृता सत्वर नाकिलोकैः।**
**विमानतोऽवातरदात्मजं तं ग्रहीतुमुत्कण्ठितमानसाभूत् ॥१६॥**

ત્યાર પછી શંકર એ પ્રકારે બોલ્યા એટલે, સમગ્ર ચરાચર જગત્ની માતા અત્યંત ઉત્પન્ન થએલા હર્ષને લીધે અત્યંત પુષ્ટ થયેલાં ગાત્રોવાળી શૈલેન્દ્ર પુત્રી-પાર્વતી, આકાશમાં રહેલા ત્વરાવાળા ઇન્દ્રાદિ દેવલોકોએ પોતાના માથા ઉપર હાથ જોડીને નમસ્કાર કરેલી તરત વિમાનથી નીચે ઉતરી,

અને તે પોતાના પુત્રને લેવાને ઉત્કંઠિત મનવાળી થઈ. ( અર્થાત્ અહો ! આ પુત્ર તો મારો જ છે. માટે એને મારા ખોળામાં લેઇ લઉં એવી મનમાં ઇચ્છા કરી. ) ૧૫-૧૬

**स्वर्गापगापावककृत्तिकादीन्कृताञ्जलीनानमतोऽपि भूयः ।**
**हित्वोत्सुका तं सुतमाससाद पुत्रोत्सवे माद्यति का न हर्षात् ॥१७॥**

પુત્રના ઉત્સવમાં ઉત્કંઠાવાળી બનેલી પાર્વતી, ગંગા, અગ્નિ અને કૃત્તિકાદિ ( તથા ઇન્દ્રાદિ ) હાથ જોડતા અને વારંવાર નમસ્કારકરતા છતાં પણ તેમને ત્યાગ કરીને તે પુત્ર પાસે આવી પહોંચી. હર્ષથી કઇ સ્ત્રી નથી ઉન્મત્ત થતી ? ( અર્થાત્ પુત્રના ઉત્સાહથી સર્વે સ્ત્રીઓ હર્ષઘેલી બને છે. ) ૧૭

**प्रेमोद्बाष्पाकुललोचना सा न तं ददर्श क्षणमग्रतोऽपि ।**
**परिस्पृशन्ती करकुड्मलेन सुखान्तरं प्राप किमप्यपूर्वम् ॥१८॥**

તે પાર્વતી, પોતાની આગળ છતાં પણ તે પુત્રને ક્ષણવાર ન દેખતી હવી. કારણ કે એકદમ અત્યંત હર્ષાશ્રુથી ભરાઇ ગએલા નેત્રવાળી (આનંદનાં આંસુથી આંખે અંધારી થએલી ) હતી. (અને ત્યારપછી ) હાથરૂપી કોમળ કળિઓથી સ્પર્શ કરતી કોઇ જુદાજ પ્રકારના પૂર્વે નહિ થએલા એવા જૂદાં જ સુખને પામતી હવી. ( આમાં અંતર્ શબ્દ ઉપમાના અભાવને જણાવનાર છે. સારાંશ કે—અનુપમ સુખ પામી. ) ૧૮

**सुविस्मयानन्दविकस्वरायाः शिशुर्गलद्बाष्पतरंगितायाः ।**
**विवृद्धवात्सल्यरसोत्तरायाः देव्या दृशोर्गोचरतां जगाम ॥१९॥**

તે બાળક, અત્યંત વિસ્મય અને આનંદવડે (આશ્ચર્ય અને હર્ષ એ બેઉથી) પ્રફુલ્લિત થએલી ( શરીર ઉપર ઉપજેલા સ્વેદના ) તથા ગળતાં બાષ્પથી તરંગવાળી બનેલી અને વધેલા વાત્સલ્યપણામાં ( કેમકે-પુત્રત્વ છે માટે ) મુખ્ય રસવાળી પાર્વતીની દ્રષ્ટિઓના ગોચરપણાને પામ્યો. ( અર્થાત્ પછી બાષ્પ—અશ્રુ—થી રહિતથએલાં નેત્રથી પાર્વતીએ, તે બાળક પોતાની નજરે દીઠો. ) ૧૯

**तमीक्षमाणा क्षणमीक्षणानां सहस्रमाप्तुं विनिमेषमैच्छत् ।**
**सा नन्दनालोकनमङ्गलेषु क्षणंक्षणं तृप्यति कस्य चेतः ॥२०॥**

તે બાળકને ક્ષણવાર જોતી તે પાર્વતી, ઉઘાડ મીંચ વિનાનાં—નિમેષરહિત નેત્રોના હજારપણાને પ્રાપ્ત કરવા ઇચ્છા કરતી હવી. ( એટલે આ પુત્રને સંપૂર્ણ જોવા માટે મને નિમેષરહિત હજાર નેત્રો થાય તો કેવું સારૂં

થાય ! એમ વિચારવા લાગી. કેમકે-બે આંખે જોતાં ધરાય તેમ નથી.) એ જ રીતે પુત્રને જોવાના મંગળમાં ક્ષણેક્ષણે કોનું ચિત્ત તૃપ્તિ પામે છે ? ( અર્થાત્ કોઇનું પણ ચિત્ત તૃપ્તિ પામે નહિ. ) ૨૦

**विनम्रदेवासुरपृष्ठगाभ्यामादाय तं पाणिसरोरुहाभ्याम् ।**
**नवोदयं पार्वणचन्द्रचारुं गौरी स्वमुत्सङ्गतलं निनाय ॥२१॥**

પાર્વતી, નવા ઉદયવાળા (અર્થાત્ ચંદ્રના સંબંધમાં તરત ઊગેલા અને પુત્રના સંબંધમાં તરત જન્મેલા પુનમના ચન્દ્રસરખા મનોહર તે પુત્રને, પગે નમતા દેવલોકોની તથા અસુર લોકોની પીઠ ભાગમાં અડતા બે કર-કમળોથી લઇને પોતાના ખોળામાં લેતાં હવાં. (અર્થાત્ પાર્વતીએ તે કુમા-રને ખોળામાં લઇ લીધો. ) ૨૧

**स्वमङ्कमारोप्य सुधानिधानमिवात्मनो नन्दनमिन्दुवक्त्रा ।**
**तमेकमेषा जगदेकवीरं बभूव पूज्या धुरि पुत्रिणीनाम् ॥२२॥**

ચન્દ્રસરખા મુખવાળી એ પાર્વતી, એકલા જગત્‌માં એક વીરરૂપ તે પોતાના પુત્રને, જેમ અમૃતપાત્રને ખોળામાં લે તેમ પોતાના ખોળામાં લઇને, પુત્રવાળી સ્ત્રીઓના અગ્રભાગે પૂજવાયોગ્ય થતી હવી. ( અર્થાત્ આ પુત્ર, સર્વ સ્ત્રીઓના પુત્રો કરતાં અધિક હોવાથી સર્વ કરતાં પ્રથમ પૂજ્ય બની. ) ૨૨

**निसर्गवात्सल्यरसौघसिक्ता सान्द्रप्रमोदामृतपूरपूर्णा ।**
**तमेकपुत्रं जगदेकमाताऽभ्युत्सङ्गिनं प्रस्नविणी बभूव ॥२३॥**

સ્વાભાવિક પ્રેમરસથી પલળી ગએલી ( ( અર્થાત્ પુત્રને વિષે અત્યંત પ્રેમવાળી બનેલી ) તથા અત્યંત હર્ષરૂપી અમૃતના પૂર-પ્રવાહ-થી ભરાઇ ગયેલી જગતની એક માતા-પાર્વતી, ખોળામાં રહેલા તે એક પુત્ર સામે સ્તનમાંથી વહેતા દૂધવાળી બનતી હવી. ( અર્થાત્ પુત્રને જોઇને માતાના બે સ્તનમાંથી દૂધ નીકળવા માંડે છે એ યોગ્ય છે. ) ૨૩

**अशेषलोकत्रयमातुरस्याः षाण्मातुरः स्तन्यसुधामधासीत् ।**
**सुरस्रावन्त्या किल कृत्तिकाभिर्मुहुर्मुहुः सस्पृहमीक्ष्यमाणः ॥२४॥**

છ માતાઓવાળો ( કાર્તિકેય ) ગંગા નદીથી અને કૃત્તિકાઓથી સ્પૃહા કરાય-ઇચ્છાય તેવી રીતે વારંવાર જોવાતો ( અમારા સ્તનથી નીક-ળતા દૂધરૂપ અમૃતનું પાનકરનારો આ હવે આ પાર્વતીના સ્તનના દૂધનું પાન કરતો ફરીથી પણ અમારા સ્તનના દૂધને પણ સંભારે છે? એ પ્રકા-રની ઇચ્છાપૂર્વક જોવાતો ) સકળ ત્રિલોકીની માતા આ પાર્વતીના સ્તનનું અમૃતપાન કરતો હવો.(અર્થાત્ કુમાર પણ અત્યંત આનંદથી ધાવવા લાગ્યો.)૨૪

**सुखाश्रुपूर्णेन मृगाङ्कमौलेः कलत्रमेकेन मुखाम्बुजेन।**
**तस्यैकनालोद्गतपञ्चपद्मलक्ष्मीं क्रमात्षड्वदनीं चुचुम्ब ॥२५॥**

શંકરની સ્ત્રી–પાર્વતી, એક નાળમાં ઉત્પન્ન થએલા પાંચ કમળની શોભાવાળા તે કાર્તિકેય સ્વામિના ૭ મુખને આનંદાશ્રુથી ભરેલા એક મુખકમળથી અનુક્રમે ચુંબન કરતી હવી. (અર્થાત્ પાર્વતી, કાર્તિકેય સ્વામિનાં ૭ મુખને એક પછી એક એમ ક્રમથી ચુંબન કરવા લાગી.) ૨૫

**हैमी फलं हेमगिरेर्लतेव विकस्वरं नाकनदीव पद्मम्।**
**पूर्वेव दिङ्नूतनमिन्दुमाभात्तं पार्वती नन्दनमादधाना ॥२६॥**

તે પુત્રને ધારણકરતી પાર્વતી, જેમ ફળને ધારણકરનારી સુમેરુપર્વતની હૈમી–સુવર્ણલતા શોભે; ખીલેલા કમળને ધારણકરનારી ગંગાનદી શોભે, અને નવા ઉદયવાળા ચંદ્રને ધારણકરનારી પૂર્વદિશા શોભે તેમ શોભતી હવી. (આમાં માલોપમા નામનો અલંકાર છે.) ૨૬

**प्रीतात्मना सा प्रयतेन दत्तहस्तावलम्बा शशिशेखरेण।**
**कुमारमुत्सङ्गतले दधाना विमानमभ्रंलिहमारुरोह ॥२७॥**

પુત્રને ખોળામાં ધારણકરતી તે પાર્વતી, મનમાં અત્યંત પ્રસન્ન થએલા અને સાવધાનતાવાળા–(ગભરાટ વગરના) શંકરે આપેલા હાથના આશ્રય (ટેકા)વાળી બની આકાશને સ્પર્શ કરનારા વિમાનમાં બેસતી હવી. (અર્થાત્ પાર્વતી, પુત્રને ખોળામાં લઇ શંકરનો હાથ ઝાલીને વિમાન ઉપર ચઢી બેઠી.) ૨૭

**महेश्वरोऽपि प्रमदप्ररूढरोमोद्गमो भूधरनन्दनायाः।**
**अङ्कादुपादत्त तदङ्कतः सा तस्यास्तु सोऽप्यात्मजवत्सलत्वात् ॥२८॥**

આનંદથી ઉત્પન્ન થએલાં રૂવાંટાં—રોમાંચ–વાળા (એટલે આનંદવડે કરીને જેને રૂવાંટાં ઊંચાં થઇ ગએલાં છે એવા) શંકર પણ, પુત્ર વિષે ઉત્પન્ન થએલા વાત્સલ્યભાવને લીધે પર્વતની પુત્રી–પાર્વતી–ના ખોળામાંથી તે પુત્રને લેતા હવા અને શંકરના ખોળામાંથી પાર્વતી લેતાં હવા. વળી પાર્વતીના ખોળામાંથી પણ શંકર લેતા હવા, (અર્થાત્ એ રીતે પુત્રને વારંવાર અત્યંત પ્રેમથી અન્યોન્ય પોતાની પાસે લેવા લાગ્યાં. ૨૮

**दधानया नेत्रसुधैकसत्रं पुत्रं पवित्रं सुतया तयाद्रेः।**
**संश्लिष्यमाणः शशिखण्डधारी विमानवेगेन गृहाञ्जगाम ॥२९॥**

ચંદ્રના ખંડને ધારણકરનારા શંકર, નેત્રોના અમૃતમાત્રના સદાવ્રત-

૩૫ એટલે નેત્રોને નિરંતર અમૃતના જેવું સુખ આપનાર પવિત્ર પુત્રને ધારણ કરતી તે પર્વતની પુત્રી-પાર્વતી-એ સ્નેહથી કરેલા આલિંગનવાળા બની વિમાનના વેગને લીધે (પોતાને) ઘેર (ઉતાવળા) જતા હવા. ૨૯

**अधिष्ठितः स्फाटिकशैलशृङ्गे तुङ्गे निजं धाम निकामरम्यम् ।**
**महोत्सवाय प्रमथप्रमुख्यान्पृथून्गणाञ्शंभुरथादिदेश ॥३०॥**

ત્યારપછી શંકર, ઊંચા સ્ફાટિકમણિના કૈલાસ પર્વતના શિખર ઉપર પોતાના અત્યંત મનોહર સ્થાનમાં આવીને ત્યાં મોટા ઉત્સવ કરવા માટે મોટા પ્રમથાદિ ગણોને આજ્ઞા કરતા હવા. (અર્થાત્ પુત્રપ્રાપ્તિસંબંધી મોટા ઓચ્છવ કરવા માટે મહેશ્વરે પોતાના સર્વગણોને આજ્ઞા કરી.) ૩૦

**पृथुप्रमोदः प्रगुणो गणानां गणः समग्रो वृषवाहनस्य ।**
**गिरीन्द्रपुत्र्यास्तनयस्य जन्मन्यथोत्सवं संववृते विधातुम् ॥३१॥**

આજ્ઞા કર્યા પછી, અત્યંત હર્ષવાળો અને મોટા ગુણવાળો શંકરના સઘળા ગણોનો સમૂહ, મહેશ્વર અને પાર્વતીના પુત્ર (સ્વામિ કાર્તિકેય)ના જન્મવિષે ઉત્સવ કરવા માટે તૈયાર થતો હવો. ૩૧

હવે નિચેના સાત શ્લોકથી ઉત્સવનું વર્ણન કરે છે.

**स्फुरन्मरीचिच्छुरिताम्बराणि संतानशाखिप्रसवाञ्चितानि ।**
**उच्चिक्षिपुः काञ्चनतोरणानि गणा वराणि स्फटिकालयेषु ॥३२॥**

પ્રમથાદિ ગણો, સ્ફાટિકના ઘરોમાં તેજસ્વી કિરણોથી આકાશને વ્યાપ્ત કરતાં, દેવવૃક્ષનાં પાંદડાંથી બનાવેલાં શ્રેષ્ઠ સોનાના દોરાથી ગુંથેલાં તોરણ બાંધતા હવા. (અર્થાત્ ગણોએ સોનાના દોરાથી કલ્પવૃક્ષોનાં પાંદડાંનાં ઉત્તમ પ્રકારનાં તોરણો બનાવી પોતાને ઘેર બાંધ્યાં. ૩૨

**दिक्षु प्रसर्पंस्तदधीश्वराणामथामराणामिव मध्यलोके ।**
**महोत्सवं शंसितुमाहतोऽन्यैर्दध्वान धीरः पटहः पटीयान् ॥३३॥**

તોરણ બાંધ્યા પછી (પોતાના શબ્દથી) દિશાઓમાં ફેલાતો, તે દિશાઓના સ્વામિ (દિક્પાળો)નો અને ઇન્દ્રાદિ દેવલોકોનો ઘોરનાદવાળો અને ગમ્ભીર પટહ નામનું વાજીંત્ર-દુન્દુભી બીજા સેવકરૂપ દેવલોકોએ વગાડાતો જાણે મધ્યલોક-ભૂલોક-માં તે મોટા ઉત્સવને (અર્થાત્ અહીં પણ સ્વામિ કાર્તિકેયના જન્મથી અમોને પણ મોટા ઉત્સવ થયો છે એવું) જણાવવાથી કહેતો હોય તેમ ધ્વનિ કરવા લાગ્યો. (આમાં ધ્વનિકરણમાં મહોત્સવને જણાવવાના ફલપણાના અભાવમાં પણ ફલપણાની કલ્પના કરેલી હોવાથી ફલોત્પ્રેક્ષા નામનો અલંકાર છે.) ૩૩

**महोत्सवे तत्र समागतानां गन्धर्वविद्याधरसुन्दरीणाम् ।**
**संभावितानां गिरिराजपुत्र्या गृहेऽभवन्मङ्गलगीतकानि ॥३४॥**

તે મોટા ઉત્સવમાં આવેલી અને તેથી પોતાના ઘરમાં પાર્વતીએ સત્કાર કરેલી ગન્ધર્વોની અને વિદ્યાધરોની સ્ત્રીઓનાં મંગળગીત ગવાતાં હવાં. ( અર્થાત્ તે સ્ત્રીઓએ સમયાનુસાર મંગળગીત ગાવા માંડયાં. ) ૩૪

**सुमङ्गलोपायनपात्रहस्तास्तं मातरो मातृवदभ्युपेताः ।**
**निधाय दूर्वाक्षतकानि मूर्ध्नि निन्युः स्वमङ्कं गिरिजातनूजम् ॥३५॥**

સુમંગળ ભેટની સામગ્રી જેના હાથમાં છે એવી આવેલી બ્રાહ્મ્યાદિ (**"ब्राह्मी माहेश्वरी चैव कौमारी वैष्णवी तथा । वाराही च तथेन्द्राणी चामुण्डा सप्त मातरः** બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, ઇન્દ્રાણી અને ચામુણ્ડાદિ સાત ) માતૃકાઓ, માથાપર દૂર્વાક્ષતો મૂકીને તે પાર્વતીના તનુજ–કાર્તિકેય સ્વામિને માતાની પેઠે પોતાના ખોળામાં લેતી હવી. (માની પેઠે કહેવામાં પાર્વતીના સરખો તેઓનો પણ અત્યંત પ્રેમ દર્શાવ્યો છે. ૩૫

**ध्वनत्सु तूर्येषु सुमन्द्रमङ्क्यालिङ्ग्योर्ध्वकेष्वप्सरसो रसेन ।**
**सुसंधिबन्धं ननृतुः सुवृत्तगीतानुगं भावरसानुविद्धम् ॥३६॥**

(**अङ्क्यालिङ्ग्योर्ध्वक**) અંકયાલિઙ્ગ્યોર્ધ્વક નામના વાજીંત્ર, સુગંભીરપણે વાગતાં, અપ્સરાઓ–રંભાદિકો સ્નેહથી મધુર લાગતી સ્વરસંધ્યાદિયુક્ત ગીત પ્રબંધોપૂર્વક સુંદર વૃત્તોવાળાં ગીતોને અનુસરતી રીતે, અને રત્યાદિ ભાવો તથા શૃંગારાદિ રસોથી ભરપૂર નાચ કરતી હવી. ( અર્થાત્ તે મહોત્સવમાં વાદ્ય ગીતાનુસાર તથા ભાવ રસાદિ સ્પષ્ટ જણાય તેવા ઉત્તમ પ્રકારે અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. ) ૩૬

**वाता ववुः सौख्यकराः प्रसेदुराशा विधूमो हुतभुग्दिदीपे ।**
**जलान्यभूवन्विमलानि तत्रोत्सवेऽन्तरिक्षं प्रससाद सद्यः ॥३७॥**

તે મહોત્સવમાં વાયુઓ સુખકારક વાવા લાગ્યા; દિશાઓ નિર્મળ થઇ ગઇ; અગ્નિ ધુમાડા વિનાનો બની તેજસ્વી થયો; જળ નિર્મળ થયાં અને આકાશ તત્કાળ સ્વચ્છ થતું હવું. ( અર્થાત્ " **भवो हि लोकाभ्युदयाय तादृशाम्**"। લોકના ઉદયને માટે મોટાની ઉત્પત્તિના સંબંધમાં એવુંજ થાયછે.)૩૭

**गम्भीरशङ्खध्वनिमिश्रमुच्चैर्गृहोद्भवा दुन्दुभयः प्रणेदुः ।**
**दिवौकसां व्योम्नि विमानसंघा विमुच्य पुष्पप्रचयान्प्रसस्रुः॥३८॥**

શંકરના ઘરની ( ઘરમાં રહેલી ) દુન્દુભિઓ, ગમ્ભીર થતી શંખધ્વનિ સાથે મિશ્ર થાય તે રીતે ઊંચા સ્વરથી શબ્દ કરવા લાગી; અને દેવલોકોનાં

વિમાનના સમૂહો આકાશમાં (આવી) પુષ્પવૃષ્ટિ કરીને ચાલવા લાગ્યાં. ૩૮

**इत्थं महेशाद्रिसुतासुतस्य जन्मोत्सवे संमदयांचकार।**
**चराचरं विश्वमशेषमेतत्परं चकम्पे किल तारकश्रीः ॥३९॥**

શંકરપાર્વતીના પુત્રના જન્મોત્સવમાં, સમગ્ર સ્થાવર જંગમ જગતને (ઉન્માદ કરવાનાં સાધનથી) મદવાળું કરતા હવા. પણ કેવળ તારકાસુરની લક્ષ્મી કંપાયમાન થવા લાગી. (કેમકે એ તેના શત્રુનો જન્મોત્સવ હતો.) ૩૯

**ततः कुमारः समुदां निदानैः स बाललीलाचरितैर्विचित्रैः।**
**गिरीशगौर्योर्हृदयं जहार मुदे न हृद्या किमु बालकेलिः ॥४०॥**

ત્યાર પછી તે કુમાર, અનેક પ્રકારનાં અત્યંત હર્ષ ઉપજાવનારાં બાલ્યાવસ્થાનાં ચરિત્રોથી શંકરપાર્વતીનાં હૃદયને હરણ કરતો હવો; મનોહર બાલ્યાવસ્થાનાં ચરિત્રો હર્ષને માટે ન હોય શું? (અર્થાત્ બાલકેલિથી આનંદ થયાવગર રહે જ નહિ.) ૪૦

**महेश्वरः शैलसुता च हर्षात्सतर्षमेकेन मुखेन गाढम्।**
**अजातदन्तानि मुखानि सूनोर्मनोहराणि क्रमतश्चुचुम्ब ॥४१॥**

શંકર અને પાર્વતી હર્ષથી તૃષ્ણા પૂર્વક દાંત ફૂટયા વિનાનાં પુત્રનાં મનોહર મુખોને એક મુખથી અનુક્રમે વારાફરતી (છ મુખને) ચુમ્બન કરવા લાગ્યાં. ૪૧

**क्वचित्स्खलद्भिः क्वचिदस्खलद्भिः क्वचित्प्रकम्पैः क्वचिदप्रकम्पैः।**
**बालः स लीलाचलनप्रयोगैस्तयोर्मुदं वर्धयति स्म पित्रोः ॥४२॥**

તે કુમાર, કોઇ સ્થળે પડતો કોઈ સ્થળે નહિ પડતો, કોઇ ઠેકાણે કંપાયમાન થતો અને કોઈ જગોમાં નહિ કંપતો, એવી ક્રીડાયુક્ત ચાલવાના પ્રકારોથી તે બે માતાપિતા—શંકરપાર્વતી—ના આનંદને વધારતો હવો. (અર્થાત્ ક્રીડાયુક્ત હીંડછાથી શંકરપાર્વતીના આનંદને અત્યંત વૃદ્ધિ પમાડવા લાગ્યો.) ૪૨

**अहेतुहासच्छुरिताननेन्दुर्गृहाङ्गणक्रीडनधूलिधूम्रः।**
**मुहुर्वदन्किंचिदलक्षितार्थं मुदं तयोरङ्कगतस्ततान ॥४३॥**

ઘરના આંગણામાં રમવાથી ધૂળવડે ધૂસરા રંગનો થઇ ખોળામાં આવેલો કુમાર, કારણ વિનાના હાસ્યથી શોભતા મુખચંદ્રવાળો (અર્થાત્ હસતો અને અર્થ ન સમજાય તેવું કંઇક વારંવાર બોલતો, તે બે માતાપિતાના હર્ષને વધારતો હવો.) ૪૩

**गृह्णन्विषाणे हरवाहनस्य स्पृशन्नुमाकेसरिणं सलीलम्।**
**स भृङ्गिणः सूक्ष्मतरं शिखाग्रं कर्षन्बभूव प्रमदाय पित्रोः ॥४४॥**

તે કુમાર, શંકરના વાહન—પોઠીઆનાં બે શીંગડાંને (હાથથી) ઝાલતો

તથા પાર્વતીના સિંહને લીલાપૂર્વક (રમતમાં) ઝાલતો (અટકચાળાં કરતો) તથા ભૃંગિ ગણના અત્યંત નાના શિખાગ્ર–ચોટલી–ને પકડીને ખેંચતો, શંકર–પાર્વતીના આનંદને માટે હતો. (એટલે આનંદ પમાડતો હતો.) ૪૪

**एको नव द्वौ दश पञ्च सप्तेत्यजीगणन्नात्ममुखं प्रसार्य ।**
**महेशकण्ठोरगदन्तपङ्क्तिं तदङ्कगः शैशवमौग्ध्यमैशिः ॥४५॥**

પિતા–શંકર–ના ખોળામાં બેઠેલો કુમાર, પોતાનું મુખ પહોળું કરીને શંકરના કંઠમાં રહેલા સાપની દંતપંક્તિ એક, નવ, દશ, બે, પાંચ, સાત એ પ્રકારે ગણતો હવો. કેમકે–શિશુ–બાળક–ના મૂઢપણાને ધારણ કરતો હવો. ૪૫

**कपर्दिकण्ठान्तकपालदाम्नोऽङ्गुलिं प्रवेश्याननकोटरेषु ।**
**दन्तानुपात्तुं रभसी बभूव मुक्ताफलभ्रान्तिकरः कुमारः ॥४६॥**

સ્વામિ કાર્તિકેય, શંકરના કંઠમાં રહેલી કપાળની માળાનાં મુખનાં છિદ્રોમાં આંગળી ઘાલી દાંતને ઝાલવા માટે વેગયુક્ત થતો હવો; કારણ કે–એ દંતો વિષે એ મોતીની ભ્રાન્તિવાળો બન્યો હતો. (અર્થાત્ આ મોતી છે માટે ઝટ લઈ લઉં એમ વિચારી વેગથી મુખમાંના દાંત ઝાલવા માટે આંગળી ઘાલવા લાગ્યો.) ૪૬

**शंभोः शिरोऽन्तः सरितस्तरंगान्विगाह्य गाढं शिशिरान्रसेन ।**
**स जातजाड्यं निजपाणिपद्ममतापयद्भालविलोचनाग्नौ ॥४७॥**

તે કુમાર, શંકરના માથામાં રહેલી ગંગાના શીતળ તરંગોને શીતળ-નાના સ્વાદથી સારી પેઠે ડહોળીને (જળક્રીડા કરીને) અને તેથી જડ બનેલા (ટાઢથી ઠરી ગએલા) પોતાના હાથ રૂપી કમળને શંકરના ભાલમાં રહેલા લોચનમાંના અગ્નિમાં તપાવતો હતો. (જેમ બીજા માણસો શીત-ળતાથી જડ થએલા હાથને અગ્નિમાં તપાવે છે તેમ કુમાર પણ શંકરના ત્રિજા નેત્રના અગ્નિમાં પોતાનો હાથ તપાવતો હતો.) ૪૭

**किंचित्कलं भङ्गुरकंधरस्य नमज्जटाजूटधरस्य शंभोः ।**
**प्रलम्बमानं किल कौतुकेन चिरं चुचुम्बे मुकुटेन्दुखण्डम् ॥४८॥**

(તે કુમાર) સહજ નીચી નમેલી ડોકવાળા નમતી જટાના સમૂહને ધારણ કરનારા શંકરના માથામાં રહેલા મધુર ચંદ્રખંડ (ચંદ્રના કડકા) ને આનંદથી બહુ વખત સુધી ઝાલી રાખતો હતો. (અર્થાત્ કુમાર બાળક હોવાથી પહોંચી ન શકવાને લીધે શંકર પોતાનું માથું તેના આગળ નીચું નમાવતા હતા. જેથી પોતાની પાસે આવેલા ચંદ્રને સ્હેલાઈથી ઝાલતો હતો.) ૪૮

इत्थं शिशोः शैशवकेलिवृत्तैर्मनोभिरामैर्गिरिजागिरीशौ।
मनोविनोदैकरसप्रसक्तौ दिवानिशं नाविदतां कदाचित् ॥४९॥

ગિરિજા-પાર્વતી અને ગિરીશ-શંકર બેઉ મનોહર લાગતાં એવાં કુમારનાં બાળક્રીડાનાં ચરિત્રોથી મનના વિનોદના રસમાં આસક્ત બનતાં કોઈ વખત પણ રાત્રિ-દિવસને જાણતાં નહોતાં (અર્થાત્ અગાધ પુત્રના ઉત્સવરૂપી સમુદ્રમાં મગ્ન થઈ ગયાં હતાં.) ૪૯

इति बहुविधं बालक्रीडाविचित्रविचेष्टितं
ललितललितं सान्द्रानन्दं मनोहरमाचरन्।
अलभत परां बुद्धिं षष्ठे दिने नवयौवनं
स किल सकलं शास्त्रं शस्त्रं विवेद विभुर्यया ॥५०॥

એવી નાના પ્રકારની અતિ સુંદરતાવાળી, અત્યંત આનંદયુક્ત અને તેથી મનોહર લાગતી બાલક્રીડાની વિચિત્ર ચેષ્ટાને ધારણ કરતો સમર્થ તે કુમાર, છઠ્ઠે દિવસે શ્રેષ્ટ બુદ્ધિને અને નવા યૌવનને પામતો હવો. જે બુદ્ધિથી સમગ્ર શસ્ત્રવિદ્યા અને શાસ્ત્રવિદ્યાને જાણી જ ગયો. (અર્થાત્ પુત્રના સત્ સંસ્કારવાળાને અશક્ય શું છે? સારાંશ કે કુમાર છ દિવસમાં બધું ભણ્યો તે અસંભવિત નથી. હરિણીવૃત્ત, તેનું લક્ષણઃ ન, સ, મ, ર, સ, લ, ગ એ રીતે દરેક ચરણમાં સત્તર સત્તર અક્ષરો આવે છે.) ૫૦

इति श्रीकालिदासकृतौ महाकाव्ये कुमारसंभवे एकादशः सर्गः॥११॥

———×———

## સર્ગ ૧૨ મો.

अथ प्रपेदे त्रिदशैरशेषैः क्रूरासुरोपप्लवदुःखितात्मा।
पुलोमपुत्रीदयितोऽन्धकारिं पत्रीव तृष्णातुरितः पयोदम् ॥१॥

કુમાર ઉત્પન્ન થયા પછી ક્રૂર તારકાસુરે કરેલા ઉપદ્રવથી દુઃખી આત્માવાળો શચિનો વ્હાલો-પતિ ઇન્દ્ર, સઘળા દેવલોકો સાથે, જેમ તૃષ્ણાથી પિડીત ચાતકપક્ષી મેઘને પામે એમ શંકરને પામતો હવો. (આમાં પૂર્ણોપમા અલંકાર છે. ઉપજાતિ વૃત્ત છે.) ૧

दैत्यारिसत्रासंखिलीकृतात्स कथंचिदम्भोदविहारमार्गात्।
अथाततारामिगिरिं गिरीशगौरीपदन्यासविशुद्धमिन्द्रः ॥२॥

તે ઇન્દ્ર, અભિમાની તારકાસુરના ત્રાસથી દુઃખે જવા લાયક થએલા મેઘના વિહારમાર્ગ–આકાશ–થી શંકરપાર્વતીનાં પગલાં પડવાથી પવિત્ર થએલા કૈલાસપર્વત સમીપ કષ્ટથી ઉતરતો હવો. ( અર્થાત્ ઇન્દ્ર આકાશમાંથી કૈલાસપર મહા કષ્ટથી ઊતર્યો. ) ૨

**संक्रन्दनः स्यन्दनतोऽवतीर्य मेघात्मनो मातलिदत्तहस्तः ।**
**पिनाकिनोऽथालयमुच्चचाल शुचौ पिपासाकुलितोयथाम्भः ॥३॥**

ત્યાર પછી ઇન્દ્ર, માતલિ સારથીએ આપેલો હાથ ઝાલતો (ઝાલીને) મેઘરૂપી રથમાંથી ઊતરીને, જેમ ગ્રીષ્મઋતુમાં પિપાસા–તરસ–થી જળાશયપ્રતિ જાય તેમ શંકરના સ્થાનપ્રતિ ઊતાવળે ચાલ્યો. ( આમાં પૂર્ણોપમા નામનો અલંકાર છે. ) ૩

**इतस्ततोऽथ प्रतिबिम्बभाजं विलोकमानः स्फटिकाद्रिभूमौ ।**
**आत्मानमप्येकमनेकधा स व्रजन्विभोरास्पदमाससाद ॥४॥**

ત્યાર પછી ( શંકરના સ્થાન તરફ ) જતો તે ઇન્દ્ર, સ્ફટિકમણિના પર્વત–કૈલાસ–ની પૃથ્વી ઉપર ચોતરફ પડેલા પ્રતિબિમ્બવાળો એક છતાં પણ પોતાને અનેક રૂપે ( અનેક શરીર હોય તેવો ) જોતો શંકરના સ્થાનને પ્રાપ્ત થતો હવો. ૪

**विचित्रचञ्चन्मणिभङ्गिसङ्गं सौवर्णदण्डं दधतातिचण्डम् ।**
**स नन्दिनाधिष्ठितमध्यतिष्ठत्सौधाङ्गणद्वारमनङ्गशत्रोः ॥५॥**

તે ઇન્દ્ર, વિચિત્ર પ્રકારના ચળકતા મણિઓની રચનાવાળા, ( અનેક રંગના મણિ જેમાં જડયા હતા એવા ) અને અતિ ભયંકર સોનાના દંડને ધારણકરનારા નન્દિ ગણે આશ્રય કરેલા ( સોનાની છડી ઝાલીને નન્દિ દ્વારપાળ થઈ જ્યાં ઊભો હતો એવા ) અનંગશત્રુ–શંકર–ના જે ભવનના આંગણાના દ્વાર આગળ આવી ઉભો. (અર્થાત્ ઇન્દ્ર, શંકરના મોટા મહેલના દરવાજા આગળ આવીને ઉભો રહ્યો. ) ૫

**ततः स कक्षाहितहेमदण्डो नन्दी सुरेन्द्रं प्रतिपद्य सद्यः ।**
**प्रतोषयामास सुगौरवेण गत्वा शशंस स्वयमीश्वरस्य ॥६॥**

ત્યાર પછી તે નન્દી, ઇન્દ્ર પાસે તરત આવીને સારા આદર સત્કારથી સંતોષ પમાડતો હવો; અને ત્યાર પછી પોતે જઈને હવેલીના એક ભાગમાં સોનાની છડી મૂકીને શંકરને કહેતો હવો. ( અર્થાત્ દેવલોકો સાથે ઇન્દ્ર આવ્યા છે એવું શંકરને નિવેદન કર્યું. ) ૬

**भ्रूसंज्ञयानेन कृताभ्यनुज्ञः सुरेश्वरं तं जगदीश्वरेण ।**
**प्रवेशयामास सुरैः पुरोगः समं स नन्दी सदनं सदस्य ॥७॥**

એ જગતના સ્વામીએ-શંકરે, ભ્રકુટીની સંજ્ઞાથી-ઇન્દ્રને આવવા માટે આજ્ઞા કરાએલો તે નન્દિગણ, (પોતે) આગળ ચાલતો તે ઇન્દ્રને, શોભીતા એ શંકરના ભવન પ્રત્યે દેવલોકો સહિત પ્રવેશ કરાવતો હવો. (અર્થાત્ શંકરની આજ્ઞા લેઇ પાછો ઇન્દ્ર પાસે આવી "ચાલો" એમ બોલી પોતે રસ્તો બતાવવા આગળ ચાલી દેવો સહિત ઇન્દ્રને શંકરની પાસે લઇ ગયો.) ૭

**स चण्डिभृङ्गिप्रमुखैर्गरिष्ठैर्गणैरनेकैर्विविधस्वरूपैः ।**
**अधिष्ठितं संसदि रत्नमय्यां सहस्रनेत्रः शिवमालुलोके ॥८॥**

તે હજાર નેત્રવાળો ઇન્દ્ર, અત્યંત મોટા દેખાતા કદવાળા અને અનેક વિવિધ પ્રકારના સ્વરૂપ(આકાર)વાળા ચણ્ડિ, ભૃઙ્ગિ આદિ ગણોવડે રત્નવાળી સભામાં બેઠેલા શંકરને જોતો હવો. (અર્થાત્ ઇન્દ્રે, શંકરને સભામાં અનેક ગણો વચ્ચે બેઠેલા જોયા.) ૮

હવે તેર શ્લોકથી શંકરનું વર્ણન કરે છે.

**कपर्दमुद्बद्धमहीनमूर्धरत्नांशुभिर्भासुरमुल्लसद्भिः ।**
**दधानमुच्चैस्तरमिद्धधातोः सुमेरुशृङ्गस्य समत्वमाप्तम् ॥९॥**

ભુજંગમરૂપી દોરીઓથી દ્રઢ બાંધેલા; શોભતા શ્રેષ્ઠ (વાસુકિ વગેરે મહા સર્પના) સાપના માથાના મણિઓના કિરણોથી દીપ્યમાન દેખાતા; અત્યંત મોટી જટાના સમૂહ ધારણકરતા અને તેથી વધેલી ગૈરિકાદિ (ગેરૂવગેરે) ધાતુયુક્ત સુમેરુપર્વત (સુવર્ણાદ્રિ)ના શિખરના સરખાપણાને પામેલા, ૯

**बिभ्राणमुत्तुङ्गतरङ्गमालां गङ्गां जटाजूटतटं भजन्तीम् ।**
**गौरीं तदुत्सङ्गजुषं हसन्तीमिव स्वफेनैः शरदभ्रशुभ्रैः ॥१०॥**

ઊંચા ઊછળતા તરંગની પંક્તિવાળી, અને જટાજૂટ (જટાસમૂહ)ના કાંઠાને ભજતી-કાંઠા સમીપ રહેલી, તથા શરદૃઋતુના મેઘ સરખા શ્વેત પોતાના ફીણવડે શિવના ખોળામાં બેઠેલી ગૌરી-પાર્વતી-ને જાણે હસતી હોય તેવી ગંગાને ધારણ કરતા; (આમાં સપત્નીનું ઉપહાસ્ય કરતી હોય તેવી ઉત્પ્રેક્ષા કરી છે.) ૧૦

**गङ्गातरङ्गप्रतिबिम्बितैः स्वैर्बहूभवन्तं शिरसा सुधांशुम् ।**
**चलन्मरीचिप्रचयैस्तुषारगौरैर्हिमद्योतितमुद्वहन्तम् ॥११॥**

ગંગાનાં તરંગોમાં પડેલાં પ્રતિબિમ્બોથી પોતે અનેકરૂપે થએલા ચન્દ્રને

માથાવડે ધારણ કરતા, અને તેથી બરફના સરખાં ગૌર દેખાતાં અને વિસ્તાર પામતાં કિરણોના સમૂહથી બરફના જેવી શોભાવાળા દેખાતા; (અર્થાત્ જાતે શ્વેત છતાં અનેક ચંદ્રની શોભાથી અધિક ધવલ દેખાતા હતા.)૧૧

**भालस्थले लोचनमेधमानधामाधरीभूतरवीन्दुनेत्रम् ।**
**युगान्तकालोचितहव्यवाहं मीनध्वजप्लोषणमादधानम् ॥१२॥**

લલાટમાં વૃદ્ધિ પામતા, તેજથી તિરસ્કાર પામેલાં સૂર્ય ચન્દ્રરૂપ બે નેત્રોવાળા (અર્થાત્ સૂર્ય ચંદ્રના તેજથી પણ વધારે તેજસ્વી) પ્રલયકાળને યોગ્ય અગ્નિરૂપ એટલે પ્રલયાગ્નિના સરખા દેખાતા અને તેથી કામદેવને બાળનારા (એવા ત્રિજા) નેત્રને ધારણ કરતા; ૧૨

**महार्हरत्नाञ्चितयोरुदारं स्फुरत्प्रभामण्डलयोः समन्तात् ।**
**कर्णस्थिताभ्यां शशिभास्कराभ्यामुपासितं कुण्डलयोश्छलेन ॥ १३ ॥**

મહા મૂલ્યવાળાં રત્નમણિથી જડિત અને તેથી ચોતરફ અધિક ચળકારા મારતી તેજસ્વી કાન્તિવાળાં કુંડળના બાનાથી (કુંડળના રૂપમાં) કાનમાં રહેતા સૂર્ય અને ચન્દ્રે ઉપાસના કરેલા; (આમાં કૈતવાપહ્નુતિ અને રૂપક બન્ને અલંકાર થાય છે.) ૧૩

**स्वबद्धया कण्ठिकयेव नीलमाणिक्यमय्या कुतुकेन गौर्याः ।**
**नीलस्य कण्ठस्य परिस्फुरन्त्या कान्त्या महत्या सुविराजमानम् ॥१४॥**

ચારે તરફ ફેલાતી શ્યામકંઠની (પોતાના ગળાની) મોટી કાન્તિથી અત્યંત શોભાયમાન દેખાતા, અને તેથી જેમ, કૌતુક વડે (ગમ્મતને માટે) પોતાના કંઠમાં બાંધેલી નીલમણિની પાર્વતીની કંઠીથી શોભે એમ શોભતા; (અર્થાત્ પાર્વતીના ગળામાંની નીલમણિની માળા મહાદેવે પોતે પોતાના કંઠમાં રમુજથી પહેરી લીધી હોય તેવી શોભા શિવના નીલકંઠની દેખાતી હતી.)૧૪

**कालार्दितानां त्रिदशासुराणां चितारजोभिः परिपाण्डुराङ्गम् ।**
**महन्महेभाजिनमुद्वहन्तमभ्रपालेयशैलश्रियमुद्वहन्तम् ॥१५॥**

મૃત્યુએ પીડા કરેલા એટલે મરી ગયેલા *દેવ દૈત્યોની ચિતાની રજથી (ભસ્મવડે) ચોતરફ ધોળા દેખાતા અંગવાળા તથા મોટા હાથીના ચામડાને ધારણ કરતા અને તેથી ઉત્પન્ન થએલા મેઘવાળા હિમાલયની શોભાને ધારણ કરતા હોય તેવા; (આમાં નિદર્શનાલંકાર છે.) ૧૫

---

* અહિં દેવો અમર છતાં મરી ગએલા જણાવ્યા છે તે દુર્ઘટ છે.

**पाणिस्थितब्रह्मकपालपात्रं वैकुण्ठभाजापि निषेव्यमाणम् ।**
**नरास्थिखण्डाभरणं रणान्तमूलं त्रिशूलं कलयन्तमुच्चैः ॥१६॥**

હાથમાં બ્રહ્મકપાળરૂપી પાત્રવાળા; વૈકુંઠમાં રહેનાર હરિએ પણ સેવન કરેલા; તથા મનુષ્યનાં હાડકાંના કકડારૂપી અલંકારવાળા તથા રણમાં શત્રુના નાશના મૂળરૂપ ત્રિશૂળ નામના આયુધને ધારણ કરતા. ૧૬

**पुरातनीं ब्रह्मकपालमालां कण्ठे वहन्तं पुनराश्वसन्तीम् ।**
**उद्गीतवेदां मुकुटेन्दुवर्षत्सुधाभरौघाप्लवलब्धसंज्ञाम् ॥ १७ ॥**

મુગટના ચન્દ્રમાંથી નીગળતા અમૃતના સમૂહના પ્રવાહમાં સ્નાન થવાથી ચેતન પામેલી અને તે કારણથી જીવતી થએલી અને તેથી ફરીને પણ શ્રુતિપાઠ કરતી ( વેદનો પાઠ કરતી ) પુરાતની બ્રહ્મકપાળની માળાને કંઠ-( ગળા )માં ધારણ કરતા; ૧૭

**सलीलमङ्कस्थितया गिरीन्द्रपुत्र्या नवाष्टापदवल्लिभासा ।**
**विराजमानं शरदभ्रखण्डं परिस्फुरन्त्याचिररोचिषेव ॥१८॥**

નવા સોનાની વેલી સરખી કાન્તિવાળી; લીલાસહિત-ક્રીડાયુક્ત ખો-ળામાં બેઠેલી હિમાલયની પુત્રિ-પાર્વતીથી ચારે તરફ ચળકારા મારતી વી-જળીથી જેમ, શરદ્ઋતુના મેઘનો ખંડ-કડકો શોભે તેમ શોભતા. ૧૮

**दृप्तान्धकप्राणहरं पिनाकं महासुरस्त्रीविधवत्वहेतुम् ।**
**करेण गृह्णन्तमगृह्यमन्यैः पुरास्मरप्लोषणकेलिकारम् ॥१९॥**

મદોન્મત્ત અન્ધકાસુરના પ્રાણનો નાશકરનાર; ત્રિપુરાદિ મહાસુરોની સ્ત્રિઓને વિધવાપણું આપનાર ( અર્થાત્ મોટા અસુરોનો નાશકરનાર ) તથા પૂર્વે કામદેવને બાળવાની કેલિ-ક્રીડા-કરનાર અને બીજાથી ન ગૃહણ કરી શકાય એવા પિનાક નામના ધનુષને હાથથી ધારણ કરતા; ૧૯

**भद्रासनं काञ्चनपादपीठं महार्हमाणिक्यविभङ्गिचित्रम् ।**
**अधिष्ठितं चन्द्रमरीचिगौरैरुद्वीज्यमानं चमरैर्गणाश्याम् ॥२०॥**

બહુ મૂલ્યવાળા માણેકની રચનાથી વિચિત્ર દેખાતા ભદ્રાસન-સુંદર આસનવાળી તે સોનાના સિંહાસનપર બેઠેલા, ચન્દ્રનાં કિરણ સરખાં ધોળાં ચામરોથી ગણોએ વાયુ નંખાતા. ૨૦

**शस्त्रास्त्रविद्याभ्यसनैकसक्ते सविस्मयैरेत्यगणैः सुदृष्टे ।**
**नीराज्यमाने स्फटिकाचलेन सानन्दनिर्दिष्टदृशं कुमारे ॥२१॥**

ધનુષાદિ શસ્ત્ર અને મોહનાદિ અસ્ત્રના વિદ્યાભ્યાસમાં પ્રીતિવાળા; પ્રમ-

થાદિ ગણોએ પાસે આવીને આશ્ચર્યપૂર્વક જોએલા; કૈલાસપર્વતે (કૈલાસે મનુષ્યનું રૂપ ધારણ કરીને) આરતી કરાએલા કુમારવિષે (પુત્ર ઉપર) આનંદ સહિત દ્રષ્ટિ કરી રહેલા. ૨૧

**तथाविधं शैलसुताधिनाथं पुलोमपुत्रीदयितो निरीक्ष्य।**
**आसीत्क्षणं क्षोभपरो नु कस्य मनो न हि क्षुभ्यति धामधाम्नि॥२२॥**

પુલોમપુત્રી–ઇન્દ્રાણિનો પ્રિય–ઇન્દ્ર, પૂર્વોક્ત હિમાલયની પુત્રી–પાર્વતીના સ્વામી–શંકરને જોઇને, ક્ષણવાર ક્ષોભયુક્ત ચિત્તવાળો થતો હવો. (શંકરના દર્શનથી ક્ષોભચિત્તવાળો કેમ થયો તે અર્થાન્તરયાસ અલંકારથી જણાવે છે.) એ જ રીતે ખરેખર તેજના સમૂહમાં કયા પુરુષનું મન ક્ષોભ ન પામે? (અર્થાત્ સર્વનું મન ક્ષોભ પામે.) ૨૨

**विकस्वराम्भोजवनश्रिया तं दृशां सहस्रेण निरीक्षमाणः।**
**रोमालिभिः स्वर्गपतिर्बभासे पुष्पोत्कराकीर्ण इवाम्रशाखी॥२३॥**

સ્વર્ગનો પતિ–ઇન્દ્ર, ખીલેલાં કમળના વનની શોભાવાળા નેત્રોના હજારપણાથી, (હજાર નેત્રોવડે) તે શંકરને જોતો, રોમાંચના સમૂહવડે, જેમ પુષ્પોના સમૂહથી ભરેલો, આંબો શોભે તેમ શોભતો હવો. (આમાં ઉપમા અલંકાર છે.) ૨૩

**द्रष्ट्वा सहस्रेण दृशां महेशमभूत्कृतार्थोऽतितरां महेन्द्रः।**
**सर्वाङ्गजातं तदथो विरूपमिव प्रियाकोपकरं विवेद॥२४॥**

હજાર નેત્રોવડે શંકરને જોઇને ઇન્દ્ર, અત્યંત કૃતાર્થ (કૃતકૃત્ય) થતો હવો; ત્યાર પછી તે સર્વ શરીરમાં ઉત્પન્ન થએલું રૂવાંટાંના ઊંચા થવાથી ઉપજેલું વિરૂપપણું, જાણે ઇન્દ્રાણિના ક્રોધને કરતું હોય તેમ જાણતો હવો. (અર્થાત્ ઇન્દ્રે જાણ્યું કે આ મારાં રોમાંચ જોઇને ઇન્દ્રાણિને એવો શક આવશે કે બીજી કોઈ સ્ત્રીને જોવાથી ઇન્દ્રને આ વિકાર થયો છે, ને તેથી ઇન્દ્રાણિ–ક્રોધ કરશે.) ૨૪

**ततः कुमारं कनकाद्रिसारं पुरंदरः प्रेक्ष्य धृतास्त्रशस्त्रम्।**
**महेश्वरोपान्तिकवर्तमानं शत्रोर्जयाशां मनसा बबन्ध॥२५॥**

ત્યાર પછી પુરંદર–ઇન્દ્ર, મેરુપર્વતના સરખા સત્ત્વ–બળ–મહાન્ પરાક્રમવાળા. (અર્થાત્ મહા બળવાન્) અસ્ત્ર અને શસ્ત્રને ધારણ કરતા, શંકરની સમીપમાં રહેલા કુમાર કાર્તિકેય સ્વામિને જોઇને, તારકાસુર શત્રુના જયમાં મનથી આશા બાંધતો હવો. (અર્થાત્ આવો કુમાર, મારા શત્રુ

તારકાસુરને જીતશે જ એવી આશા બાંધવા લાગ્યો. કહ્યું છે કે **आकृतिर्गुणान् कथयति**' એ નિયમાનુસાર કુમારને જોઇને જ ઇન્દ્રને ખાત્રી થઇ કે આ કુમાર મારા શત્રુને નક્કી જીતશે જ.) ૨૫

**श्रीनीलकण्ठ द्युपतिः पुरोऽस्ति त्वयि प्रणामावसरं प्रतीच्छन् ।**
**सहस्रनेत्रेऽत्र भव त्रिनेत्र दृष्ट्या प्रसादप्रगुणो महेश ॥२६॥**
**इति प्रबद्धाञ्जलिरेत्य नन्दी निधाय कक्षामभि हेमवेत्रम् ।**
**प्रसादपात्रं पुरतो भविष्णुरथ स्मरारातिमुवाच वाचम् ॥२७॥**

તે પછી નન્દી ગણ, ઇન્દ્રાદિની આગળ ચાલી મહેશ્વરના પ્રસાદને પાત્ર થવા ઇચ્છતો—એટલે જો સર્વથી આગળ જઇને હું ઇન્દ્રના આગમનની ખબર શિવને કહીશ તો શિવ મને ઇનામ આપશે એવું ઇચ્છતો અંદર આવીને દ્વાર સામે સોનાની છડી મૂકીને હાથ જોડતો સ્મરારિને "હે શ્રી નીલકંઠ!" (પાર્વતી યુક્ત નીલકંઠ) સ્વર્ગના પતિ–ઇન્દ્ર, તમારે વિષે નમસ્કારના વખતની વાટ જોતા આગળ ઉભા છે, એટલે આપને પ્રણામ કરવાની પચ્છાથી બહાર ઉભા રહ્યા છે માટે હે ત્રિનેત્ર! હે મહેશ–શંકર! આ સહસ્ર નેત્રી–ઇન્દ્ર ઉપર દ્રષ્ટિથી પ્રસન્નતાવાળા થાઓ. (અર્થાત્ આપનું દર્શન દેવારૂપ ઇન્દ્ર ઉપર કૃપા કરો.) એવી વાણી કહેતો હવો. ૨૬–૨૭

**पुरा सुरेन्द्रं सुरसङ्घसेव्यं त्रिलोकसेव्यस्त्रिपुरासुरारिः ।**
**प्रीत्या सुधासारनिधारिणेव ततोऽनुजग्राह विलोकनेन ॥२८॥**

એ પ્રકારે જણાવ્યા પછી, ત્રણલોકને પૂજનીય ત્રિપુરાસુરના શત્રુ–શંકર, દેવલોકોએ સેવન કરેલા ઇન્દ્રને, પ્રથમ પ્રીતિવડે અમૃત વર્ષાવતા હોય તેવા દર્શનથી અનુગ્રહ કરતા હવા. (અર્થાત્ સ્વામીનું પ્રસાદપૂર્વક (ઘણા ભાવથી) જોવું એ જ દાસોના ઉપર મોટો અનુગ્રહ જાણવો.) ૨૮

**किरीटकोटिच्युतपारिजातपुष्पोत्करेणानमितेन मूर्ध्ना ।**
**स्वर्गैकवन्द्यो जगदेकवन्द्यं तं देवदेवं प्रणनाम देवः ॥२९॥**

એક સ્વર્ગ જ જેને નમસ્કાર કરે છે એવા દેવ–ઇન્દ્ર, નમેલા અને તેથી જેના મુગટના છેડા ઉપરથી પારિજાત–મંદારનાં પુષ્પનો સમૂહ નીચે ગરી પડવા લાગ્યો એવા માથાથી જગતને એક નમસ્કાર કરવા લાયક તે દેવના દેવ શંકરને નમસ્કાર કરતો હવો. ૨૯

**अनेकलोकैकनमस्क्रियार्हं महेश्वरं तं त्रिदशेश्वरः सः ।**
**भक्त्या नमस्कृत्य कृतार्थतायाः पात्रं पवित्रं परमं बभूव ॥३०॥**

તે દેવોનો સ્વામી–ઇન્દ્ર, ભક્તિપૂર્વક, સમગ્ર ત્રણલોક જેને નમસ્કારની

ક્રિયા કરે છે એવા તે શંકરને નમસ્કાર કરીને, અત્યંત પવિત્ર કૃતાર્થતાનું પાત્ર થતો હવો. ( અર્થાત્ ઇન્દ્ર, શંકરને પ્રણામ કરી પરમ પવિત્ર થવારૂપ કૃતાર્થ થયો. ) ૩૦

**सुभक्तिभाजामधि पादपीठं प्रान्तक्षितिं नम्रतरैः शिरोभिः ।**
**ततः प्रणेमुः पुरतो गणानां गणाः सुराणां क्रमतः पुरारिम् ॥३१॥**

ત્યાર પછી સારી ભક્તિકરનારા દેવલોકોના સમૂહો, પ્રમથાદિ ગુણોની આગળ પાદપીઠ( પગ મૂકવાના બાજઠ )ના સમીપની ભૂમિ ઉપર જઇને, અત્યંત નમેલાં મસ્તકથી પુરારિ–શંકરને અનુક્રમે નમસ્કાર કરતા હવા. ( અર્થાત્ દેવલોકોએ અનુક્રમે શંકરના પાદપીઠ આગળ જઇને તેમને પ્રણામ કર્યા. ) ૩૧

**गणोपनीते प्रभुणोपदिष्टः शुभासने हेममये पुरस्तात् ।**
**प्रापोपविश्य प्रमुदं सुरेन्द्रः प्रभुप्रसादो हि मुदे न कस्य ॥३२॥**

ઇન્દ્ર, શંકરની આજ્ઞાથી, કોઇ ગણે આણેલા સોનાના શુભ આસન ઉપર શંકરે આજ્ઞા કરેલો, પ્રભુ–શંકર સમીપ બેશી અત્યંત આનંદ પામતો હવો. એ જ રીતે સ્વામીએ કરેલો અનુગ્રહ કોના ( કયા સેવકના ) હર્ષને માટે નથી ? ( અર્થાત્ સર્વ સેવકને હર્ષ ઉત્પન્ન કરે છે. ) ૩૨

**क्रमेण चान्येऽपि विलोकनेन संभाविताः सस्मितमीश्वरेण ।**
**उपाविशंस्तोषविशेषमाप्ता दृग्गोचरे तस्य सुराः समग्राः ॥३३॥**

અને મહેશ્વરે અનુક્રમે બીજા દેવો પણ સ્મિતહાસ્યપૂર્વક ( સહજ હસતા મુખે ) જોવાથી સત્કાર કરેલા, અને તેથી અત્યંત સંતોષ પામેલા, તે શંકરની નજર આગળ ઉભા રહેતા હવા. ( અર્થાત્ શંકર, સર્વ દેવોને સાથે જ જોઇ શકે એમ દેવલોકો ઊભા રહ્યા. ) ૩૩

**अथाह देवो बलवैरिमुख्यान्गीर्वाणवर्गान्करुणार्द्रचेताः ।**
**कृताञ्जलिकानसुराभिभूतान्ध्वस्तश्रियः श्रान्तमुखानवेक्ष्य ॥३४॥**

ત્યાર પછી દેવ શંકર, જેઓનો અગ્રેસર ઇન્દ્ર છે એવા દેવસમૂહોને, તારકાસુરથી હારી ગએલા અને તેથી નાશ પામેલી લક્ષ્મીવાળા તથા ઉતરી ગએલા મુખવાળા અને તેથી હાથ જોડીને ઊભા રહેલા જોઇને દયાયુક્ત ચિત્તવાળા થઇ બોલતા હવા. ૩૪

**अहो बतानन्तपराक्रमाणां दिवौकसो वीरवरायुधानाम् ।**
**हिमोदबिन्दुग्लपितस्य किं यः पद्मस्य दैन्यं दधते मुखानि ॥३५॥**

હે દેવલોકો ! અત્યંત પરાક્રમી તથા વીર પુરુષોથી ઇચ્છાતાં શ્રેષ્ઠ

આયુધોવાળા, તમારાં મુખો, અરેરે ! હિમનાં બિન્દુથી નાશ પામેલી કાન્તિવાળા કમળની દીનતાને કેમ ધારણ કરે છે ? (અર્થાત્ તમે શા કારણથી નાશ પામેલી લક્ષ્મીવાળા થયા છો ?) ૩૫

**स्वर्गौकसः स्वर्गपरिच्युताः किं स्वपुण्यराशौ सुमहत्तमेऽपि ।**
**चिह्नं चिरोढं न तु यूयमेते निजाधिपत्यस्य परित्यजध्वम् ॥३६॥**

હે દેવો ! તમારાં પોતાનાં પુણ્યનો ઢગલો ઘણો મોટો છે તેમ છતાં પણ (નાશ ન પામ્યા છતાં પણ) શા કારણથી પોતાના સ્થાન–સ્વર્ગથી ભ્રષ્ટ થયા છો ? (અર્થાત્ ભ્રષ્ટ થવાનું કારણ શું છે ? એવો પ્રશ્ન કરીને હવે તેમનું આશ્વાસન કરે છે કે)–આ તમે બધા ઘણા કાળ સુધી ધારણ કરેલું પોતાના આધિપત્યનું છત્ર ચામર આદિ ચિહ્ન તો ત્યાગ ન કરશો. ૩૬

**दिवौकसो देवगृहं विहाय मनुष्यसाधारणतामवाप्ताः ।**
**यूयं कुतः कारणतश्चरध्वं महीतले मानभृतो महान्तः ॥३७॥**

હે દેવો ! મહાન્ અને તેથી માનને ધારણકરનારા–મનસ્વી એવા તમે, શા કારણથી દેવગૃહ–સ્વર્ગને છોડી દઇને, માણસોના સરખુ સાધારણપણું ધારણકરતા પૃથ્વી ઉપર ફરો છો, (અર્થાત્ દેવ મટી મનુષ્યો જેવા થઇ તમારે પૃથ્વી ઉપર કેમ ફરવું પડે છે તે કહો.) ૩૭

**अनन्यसाधारणसिद्धमुच्चैस्तद्दैवतं धाम निकामरम्यम् ।**
**कस्मादकस्मान्निरगाद्भवद्भ्यश्चिरार्जितं पुण्यमिवापचारात् ॥३८॥**

(હે દેવલોકો !) અનન્ય સાધારણ–અસાધારણ રચનાવાળું બીજા દેશ કરતાં અત્યંત ઉત્તમ પ્રકારનું, અને તેથી ઘણું મનોહર, તથા મહાન્ તે દૈવી ધામ–સ્વર્ગ અકસ્માત્ શા માટે તમારાથી જેમ કોઇ પાપના કારણથી (પાપને લીધે) બહુ કાળથી સંપાદન કરેલું પુણ્ય નાશ પામે, તેમ નાશ પામ્યું છે. (અર્થાત્ ઘણાં પુણ્યે પ્રાપ્ત કરેલું તમારૂં સ્વર્ગ, તમે એકદમ શાથી છોડી દીધું ?) ૩૮

**दिवौकसो वो हृदयस्य कस्मात्तथाविधं धैर्यमहार्यमार्याः ।**
**अगादगाधस्य जलाशयस्य ग्रीष्मातितापादिवशादिवाम्भः ॥३९॥**

હે દેવલોકો !–હે આર્યો ! ઉપર કહ્યું તેવું અનિર્વચનીય–અતિ શુદ્ધ તમારૂં હૃદયનું ધૈર્ય શા કારણથી જેમ, ઉનાળાના ઘણા તાપને લીધે અગાધ સરોવરનું જળ નાશ પામે તેમ નાશ પામ્યું ? (અર્થાત્ હિમ્મત ન તજવી જોઇએ.) ૩૯

હવે પોતે જ ભયનું નિમિત્ત જણાવે છે.

**सुराः सुराधीशपुरःसराणां समीयुषां वः सममातुराणाम् ।**
**तद्ब्रूत लोकत्रयजित्वरात्किं महासुरात्तारकतो विरुद्धम् ॥४०॥**

હે દેવો! તે કારણથી પીડા પામેલા અને (સર્વે) સાથે આવેલા ઇન્દ્ર જેમની આગળ છે એવા તમારે ત્રણલોકને જીતનાર તારક નામના મહાસુરથી વૈર શા માટે થયું (અર્થાત્ તે તમારો વૈરી કેમ થયો ?) તે કહો ? ૪૦

**पराभवं तस्य महासुरस्य निषेद्धुमेकोऽहमलंभविष्णुः ।**
**दावानलप्लोषविपत्तिमन्यो महाम्बुदात्किं हरते वनानाम् ॥४१॥**

(હે દેવો!) તે તારક મહાસુરના પરાજય( તારકાસુરથી થતા પરાજય )ને દૂર કરવાને હું એકલો જ સમર્થ છું. (અર્થાત્ એને હરાવી શકે એવો હું એકલો જ છું.) વનોની દાવાનળથી બળવારૂપી વિપત્તિને, મોટા મેઘથી બીજું કોઇ હરણ કરે છે શું ? (નથી જ હરતો, અર્થાત્ જેમ વનના દાવાનળને મેઘ નાશ કરે છે તેમ, તારકાસુરરૂપી દાવાનળને શાન્ત કરવા માટે હું એકલો જ સમર્થ છું એટલે તેનો નાશ કરીશ.) ૪૧

**इतीरिते मन्मथमर्दनेन सुराः सुरेन्द्रप्रमुखाः मुखेषु ।**
**सान्द्रप्रमोदाश्रुतरङ्गितेषु दधुः श्रियं सत्वरमाश्वसन्तः ॥४२॥**

કામદેવનો નાશકરનારા-શંકરે એમ કહ્યું એટલે ઇન્દ્ર જેનો અગ્રેસર છે એવા દેવલોકો, વિશ્વાસ પામતા ઘાડાં આનંદનાં અશ્રુના તરંગોવાળાં મુખ ઉપર તરત શોભાને ધારણ કરતા હવા. (અર્થાત્ દેવલોકો આનંદ પામી હાસ્યયુક્ત મુખવાળા થતા હવા.) ૪૨

**ततो गिरीशस्य गिरां विरामे जगाद लब्धेऽवसरे सुरेन्द्रः ।**
**भवन्ति वाचोऽवसरे प्रयुक्ता ध्रुवं फलाविष्टमहोदयाय ॥४३॥**

ત્યાર પછી શંકરનું વચન પુરૂ થયું એટલે, બોલવાનો વખત મળતાં, ઇન્દ્ર બોલતો હવો; વખત આવે બોલેલું વચન ફળથી ભરેલા મહોદય માટે બને છે. (અર્થાત્ તેથી મહોદય થાય છે.) ૪૩

**ज्ञानप्रदीपेन तमोपहेनाविनश्वरेणास्खलितप्रभेण ।**
**भूतं भवद्भावि च यच्च किंचित्सर्वज्ञ सर्वं तव गोचरं तत् ॥४४॥**

હે સર્વજ્ઞ-હે શંકર! અજ્ઞાનનો નાશકરનાર, અક્ષય અસ્ખલિત કાન્તિવાળા બ્રહ્મજ્ઞાનરૂપી ભૂત, વર્તમાન અને ભવિષ્ય જે કંઈ છે તે સર્વેય તમારા જાણવામાં છે. (અર્થાત્ આત્મજ્ઞાનથી ત્રિકાળના પણ કર્મને જાણો છો.) ૪૪

दुर्वारदोरुद्यमदुःसहेन यत्तारकेणामरघस्मरेण ।
तदीशतामाप्तवता निरस्ता वयं दिवोऽमी वद किं न वेत्सि ॥४५॥

( હે ભગવન્ ! ) દુઃખે ગ્રહણ કરી શકાતા હાથના ઉદ્યમ-બળથી દુઃસહ બનેલા, અને તેથી દેવલોકોનો વધકરનારા, તથા સ્વર્ગના અધિપતિપણાને પ્રાપ્તથએલા જે તારકાસુરથી આ અમે દેવલોકો સ્વર્ગથી નીકળેલા છીએ-તે શું ( તમો ) નથી જાણતા તે કહો ? ( અર્થાત્ તમે સર્વ જાણો છો જ.) ૪૫

विधेरमोघं स वरप्रसादमासाद्य सद्यस्त्रिजगज्जिगीषुः ।
सुरानशेषानहकप्रमुख्यान्दोर्दण्डचण्डो मनुते तृणाय ॥४६॥

( હે ભગવન્ ! ) તે તારકાસુર, બ્રહ્મા પાસેથી અમોઘ (સફળ) વરદાન પ્રાપ્ત કરી, એકદમ બેઉ હાથવડે પ્રચંડ બનતો ( દુર્જય થઇને ) ત્રણ જગતને જીતવા ધારતો મારું જેમાં પ્રમુખપણું છે એવા સર્વ સુરો-સકળ દેવલોકોને તૃણની પેઠે ગણે છે. ૪૬

स्तुत्या पुरास्माभिरुपासितेन पितामहेनेति निरूपितं नः ।
सेनापतिः संयति दैत्यमेतं पुरः स्मरारातिसुतो निहन्ति ॥४७॥

( હે ભગવન્ ! ) પ્રથમ અમે સ્તુતિથી ઉપાસના કરેલા બ્રહ્માએ, અમને "( હે દેવ લોકો ! ) યુદ્ધમાં શંકરપુત્ર-કાર્તિકય સ્વામિ સેનાપતિ બની એ દૈત્યને પોતાની આગળ નાશકરશે." એમ કહ્યું હતું. ૪૭

अहो ततोऽनन्तरमद्ययावत्सुदुःसहां तस्य पराभवार्तिम् ।
विषेहिरे हन्त हृदन्तशल्यमाज्ञानिवेशं त्रिदिवौकसोऽमी ॥४८॥

અહો ! ( હે ભગવન્ ! ) બ્રહ્માના કહેવા પછી આજ સુધી આ દેવલોકો દુઃસહ લાગતી તેના પરાભવથી થતી પીડાને હૃદયમાં પેઠેલા શલ્ય જેવા આજ્ઞાના સ્થાનને અરેરે ! સહન કરતા હતા. ૪૮

निदाघधामक्लमविक्लवानां नवीनमम्भोदमिवौषधीनाम् ।
सुनन्दनं नन्दनमात्मनो नः सेनान्यमेतं स्वयमादिश त्वम् ॥४९॥

( હે ભગવન્ ! ) તમે પોતે, જેમ ગ્રીષ્મઋતુમાં સૂર્યના તાપથી કરમાઇ ગએલી ઔષધિઓનું નવા મેઘ( અષાઢ માસના નવા મેઘ )નું જળ છે તેમ, અમારા આનંદકારક તથા સેનાના અધિપતિ આ તમારા પુત્રને (અમારું કાર્ય કરવા ) આજ્ઞા કરો. ૪૯

त्रैलोक्यलक्ष्मीहृदयैकशल्यं समूलमुत्खायमहासुरं तम् ।
अस्माकमेषां पुरतो भवन्सन्दुःखापहारं युधि यो विधत्ते ॥५०॥

જે તમારો પુત્ર, ત્રણ જગત્‌ની લક્ષ્મીના હૃદયમાં એક શલ્યરૂપ તે

મહાસુર-તારકાસુર-તે યુદ્ધમાં આ અમારી આગળ થઇ મૂળ (કુટુમ્બ પરીવાર) સહિત નાશકરી અમારા દુઃખનો વિનાશ કરશે. (અર્થાત્ તમારા પુત્રવિના અમારા દુઃખનો સમૂહ કોનાથી મટશે ?) ૫૦

**महाहवे नाथ तवास्य सूनोः शस्त्रैः शितैः कृत्तशिरोधराणाम् ।**
**महासुराणां रमणीविलापैर्दिशो दशैता मुखरीभवन्तु ॥५१॥**

હે નાથ ! મોટા સંગ્રામમાં આ તમારા પુત્ર-કાર્તિકેય સ્વામિનાં તિક્ષ્ણ શસ્ત્રોથી કપાએલી ડોકવાળા મહા દૈત્યો (તારકાસુરના પક્ષવાળા અસુરો)ની સ્ત્રીઓના વિધવાપણાના વિલાપોથી આ દશ દિશાઓ શબ્દવાળી થાઓ. (અર્થાત્ તે દૈત્યોનો નાશ થાઓ.) ૫૧

**महारणक्षोणिपशूपहारीकृतेऽसुरे तत्र तवात्मजेन ।**
**बन्दिस्थितानां सुदृशां करोतु वेणिप्रमोक्षं सुरलोक एषः ॥५२॥**

(હે ભગવન્ !) તે તારકાસુર, તમારા પુત્રથી મહા રણભૂમિમાં રહેનારાં (શૃગાલાદિ) પશુઓનો ઉપહારરૂપ થતાં-મૃત્યુ પામતાં આ દેવલોકોની બંદીખાને પડેલી સ્ત્રીઓના કેશપાશનો છૂટકારો કરો. (અર્થાત્ તારકાસુર, આપના પુત્રવડે યુદ્ધમાં મરો અને તેથી કેદખાને પડેલી સુરસ્ત્રીયો છૂટો ને દેવતાઓ પોતાની તે સ્ત્રીઓના ચોટલા છોડીને ઓળો-ગુંથો,) ૫૨

**इत्थं सुरेन्द्रे वदति स्मरारिः सुरारिदुश्चेष्टितजातरोषः ।**
**कृतानुकम्पस्त्रिदशेषु तेषु भूयोऽपि भूताधिपतिर्बभाषे ॥५३॥**

ઇન્દ્ર એ પ્રકારે બોલ્યો ત્યારે સુરારિ (તારકાસુર)ના નઠારા ચરિત્રથી ઉત્પન્ન થએલા ક્રોધવાળા સ્મરારિ-ભૂતાધિપતિ-શંકર, તે દેવલોકો ઉપર દયા લાવતા ફરી પણ બોલતા હવા. ૫૩

**अहो अहो देवगणाः सुरेन्द्रमुख्याः शृणुध्वं वचनं ममैते ।**
**विचेष्टते शंकर एष देवः कार्याय सज्जो भवतां सुताद्यैः ॥५४॥**

હે ઇન્દ્રાદિ દેવસમૂહો ! તમે મારૂં વચન સાંભળો; આ શંકર દેવ, પોતાના પુત્ર પૌત્રાદિ સહિત તમારૂં કામ કરવાને માટે તૈયાર થઇને રહેલા છે.) ૫૪

**पुरा मयाकारि गिरीन्द्रपुत्र्याः प्रतिग्रहोऽयं नियतात्मनापि ।**
**तत्रैष हेतुः खलु तद्भवेन वीरेण यद्वध्यत एष शत्रुः ॥५५॥**

(હે દેવો !) પૂર્વે નિયમિત ચિત્તવાળા-યોગી છતાં પણ મેં હિમાલયની પુત્રી-પાર્વતીનો આ પ્રતિગ્રહ જે કર્યો હતો તેમાં, એ હેતુ-નિમિત્ત-હતો, જે આ શત્રુ તે પાર્વતીથી જ ઉત્પન્ન થએલા વીરથી વધ પામે (એ કારણથી જ પાર્વતીનું પાણીગ્રહણ મેં કર્યું છે જેથી હવે તમારા ઠપકાને પાત્ર નથી.) ૫૫

**अत्रोपपन्नं तदमी नियुज्य कुमारमेनं पृतनापतित्वे ।**
**निघ्नन्तु शत्रुं सुरलोकमेष भुनक्तु भूयोऽपि सुरैः सहेन्द्रः ॥५६॥**

તે માટે તમો સર્વ તમારા કામને માટે ઉત્પન્ન થએલા આ કુમારને સેનાપતિપણામાં જોડી (એટલે તમારો સેનાપતિ કરી) શત્રુ તારકાસુરને હણો. (અર્થાત્ આ કાર્તિકેય સ્વામિની સહાયતાથી તમારા શત્રુ તારકાસુરને મારો.) જેથી આ ઇન્દ્ર, દેવલોકો સાથે ફરીથી પણ સ્વર્ગલોકને ભોગવો. ૫૬

**इत्युदीर्य भगवांस्तमात्मजं घोरसंगरमहोत्सवोत्सुकम् ।**
**नन्दनं हि जहि देवविद्विषं संयतीति निजगाद शंकरः ॥५७॥**

શંકર ભગવાન્ એ પ્રકારે કહીને ભયંકર સંગ્રામરૂપી મહોત્સવની ઉત્કંઠાવાળા આનંદક-તે પુત્ર કાર્તિકેય સ્વામિને "હે પુત્ર! સંગ્રામમાં ઇન્દ્રાદિ દેવલોકોના શત્રુ તારકાસુરને માર" એમ કહેતા હવા જ. (રથોદ્ધતા વૃત્ત છે.) ૫૭

**शासनं पशुपतेः स कुमारः स्वीचकार शिरसावनतेन ।**
**सर्वथैव पितृभक्तिरतानामेष एव परमः खलु धर्मः ॥५८॥**

તે કાર્તિકેય સ્વામિ, શંકરની આજ્ઞા-વચન-તે નમ્ર માથાથી સ્વીકારતા હવા; સર્વ પ્રકારે પિતાની ભક્તિમાં પ્રીતિવાળા શ્રદ્ધા રાખનારનો એ જ શ્રેષ્ટ ધર્મ છે, એ નિશ્ચય છે. (અર્થાત્ પિતા જે આજ્ઞા કરે તેનો ઝટ સ્વીકાર કરવો એ જ પુત્રનો મુખ્ય ધર્મ છે. આમાં સ્વાગતા વૃત્ત છે. તેનું લક્ષણ દરેક ચરણમાં ર,ન,ભ,ગ,ગ એ રીતે અગીઆર અક્ષર આવેછે.)૫૮

**असुरयुद्धविधौ विबुधेश्वरे पशुपतौ वदतीति तमात्मजम् ।**
**गिरिजया मुमुदे सुतविक्रमे सति न नन्दति का खलु वीरसूः ॥५९॥**

દેવોના સ્વામી પશુપતિ-શંકરે, તારકાસુરની યુદ્ધવિધિ પુત્રને એ પ્રમાણે કહિ ત્યારે પાર્વતીથી આનંદ પ્રાપ્ત થયો જ. એટલે પાર્વતી એ વાત સાંભળીને અત્યંત હર્ષ પામ્યાં જ; પુત્રના પરાક્રમમાં કયો વીર પુત્ર ઉત્પન્ન કરનારી સ્ત્રી નથી આનંદ પામતી? (અર્થાત્ સર્વ આનંદ પામે છેજ. આમાં દ્રુતવિલમ્બિતવૃત્ત છે. તેનું લક્ષણઃ-દરેક ચરણમાં ન, ભ, ભ, ર એ રીતે ચાર ગણના રૂપમાં બાર બાર અક્ષર આવે છે.) ૫૯

**सुरपरिवृढः प्रौढं वीरं कुमारमुमापते—**
**र्बलवदमरारातिस्त्रीणां दृगञ्जनभञ्जनम् ।**
**शरदभयदं सद्यः प्राप्य प्रमोदपरोऽभव—**
**द्ध्रुवमभिमते पूर्णे कोवा मुदा नहि माद्यति ॥६०॥**

દેવલોકોને શિક્ષા કરનાર-ઇન્દ્ર, પ્રૌઢ પરાક્રમવાળા બળવાન્ અમર-

શત્રુની સ્ત્રીઓ—તારકાસુરની સ્ત્રીઓ—ના નેત્રના અંજનનો નાશ કરનારા, અને જગતને અભય આપનારા ઉમાપતિના કુમાર કાર્તિકેય સ્વામિને પ્રાપ્ત કરીને, તત્કાળ અત્યંત આનંદ યુક્ત થતો હવો. એ જ રીતે પોતાનો મનોરથ પૂર્ણ થાય એટલે આનંદથી કોણ નથી મત્ત થતો ? ( અર્થાત્ સર્વે ય આનંદથી ઉન્મત્ત થાય છે. આમાં સામાન્યથી વિશેષનું સમર્થન કરવા રૂપ અર્થાન્તરન્યાસ નામનો અલંકાર છે, હરિણીવૃત્ત છે. ) ૫૦

**इति श्रीकालिदासकृतौ महाकाव्ये कुमारसंभवे द्वादशः सर्गः ॥१२॥**

## સર્ગ ૧૩ મો.

**प्रस्थानकालोचितचारुवेषः स स्वर्गिवर्गैरनुगम्यमानः ।**
**ततः कुमारः शिरसा नतेन त्रैलोक्यभर्तुः प्रणनाम पादौ ॥१॥**

ઇન્દ્ર આનંદ પામ્યા પછી તે કાર્તિકેય સ્વામિ, પ્રસ્થાનકાળને યોગ્ય સુંદર વેષવાળો તથા ઇન્દ્રાદિ દેવલોકોથી અનુસરાતો થઇને, નમ્ર મસ્તકથી શંકરના ચરણને પ્રણામ કરતો હવો. ( અર્થાત્ કુમારે તૈયાર થઇ પોતાની પાછળ દેવોને લઈ યુદ્ધમાં જતાં પોતાના પિતા શંકરના પગે માથું નમાવી પ્રણામ કર્યો. ) ૧

**जहीन्द्रशत्रुं समरेऽमरेशपदं स्थिरत्वं नय वीर वत्स ।**
**इत्याशिषा तं प्रणमन्तमीशो मूर्धन्युपाघ्राय मुदाभ्यनन्दत् ॥२॥**

પ્રણામ કરતા કાર્તિકેય સ્વામિને, શંકર આનંદથી માથું સુંઘી " હે વત્સ ! યુદ્ધમાં ઇન્દ્રના શત્રુ-તારકાસુરનો નાશ કર; અને ઇન્દ્રના પદ-સ્વર્ગને સ્થિરપણું પમાડ " એવા આશીર્વાદથી આનંદ પમાડતા હવા.

**प्रह्वीभवन्नम्रतरेण मूर्ध्ना नमश्चकाराङ्घ्रियुगं स्वमातुः ।**
**तस्याः प्रमोदाश्रुपयःप्रवृष्टिस्तस्याभवद्वीरवराभिषेकः ॥३॥**

( કાર્તિકેય સ્વામિ ) નમ્ર થઇને અત્યંત નમ્ર માથાથી પોતાની માતા પાર્વતીના બે ચરણને નમસ્કાર કરતા હવા. ( અહિં કાર્તિકેય સ્વામિ એક છે છતાં માન્યાર્થે બહુવચન વાપર્યું છે જેથી નમસ્કાર કરતા હતા એમ લખ્યું છે ) તે પાર્વતીનાં હર્ષાશ્રુનાં જળની વૃષ્ટિ, તે કાર્તિકેય સ્વામિના સેનાપતિપણાનો અભિષેક બનતી હવી ( કુમાર ઉપર જેમ વિરાધિપતિના વિધિમાં જળનો અભિષેક થાય તેમ કુમારને પાર્વતીનાં હર્ષનાં આંસુના જળની

વૃષ્ટિ માથાથી પગના નખ સુધી થતી હવી. (અર્થાત્ સેનાપતિ બનીને યુદ્ધમાં જતા પોતાના પુત્રને જોઇને પાર્વતીને હર્ષનાં પુષ્કળ આંસુ આવ્યાં. ૩

**तमङ्कमारोप्य सुता हिमाद्रेराश्लिष्य गाढं सुतवत्सला सा ।**
**शिरस्युपाघ्राय जगाद शत्रुं जित्वा कृतार्थीकुरु वीरसूं माम् ॥४॥**

પુત્રપર પ્રેમવાળી તે હિમાચળની પુત્રી–પાર્વતી, તે કુમારને ખોળામાં બેસાડી ગાઢ આલિંગન કરી તથા માથું સુંઘી " હે પુત્ર! તું શત્રુ તારકાસુરને જીતીને, વીર પુત્ર ઉત્પન્ન કરનારી મને કૃતાર્થી કર " એમ કહેતી હવી. (એવું મોટું કામ તમારાથી થશે ત્યારે વિસ્તાર પામતા ત્રણલોકના યશથી ધવળ થઇને " આવો પુત્ર જેને હોય તે માતા કૃતાર્થ જ છે. " એમ વર્ણવશે માટે મારૂં કૃતાર્થપણું સિદ્ધ જ છે.) ૪

**उद्दामदैत्येशविपत्तिहेतुः श्रद्धालुचेताः समरोत्सवस्य ।**
**आपृच्छ्य भक्त्या गिरिजागिरिशौ ततः प्रतस्थेऽभिदिवं कुमारः ॥५॥**

ત્યાર પછી મોટા દૈત્યેશની વિપત્તિનો હેતુ (તારકાસુરના મૃત્યુમાં ઉત્પન્ન થએલા કારણ) રૂપ યુદ્ધના ઉત્સવ–ઉત્સાહ–ની શ્રદ્ધાવાળા મનવાળો કુમાર, ભક્તિથી શંકરપાર્વતીને "હું જાઉંછું" એમ કહિને સ્વર્ગ ભણી ચાલ્યો. ૫

**देवं महेशं गिरिजां च देवीं ततः प्रणम्य त्रिदिवौकसोऽपि ।**
**प्रदक्षिणीकृत्य च नाकनाथपूर्वाः समस्तास्तमथानुजग्मुः ॥६॥**

ત્યાર પછી ઇન્દ્ર જેમનો મુખ્ય છે એવા સમસ્ત દેવો પણ શંકર દેવને અને પાર્વતી દેવીને પ્રણામ અને વળી પ્રદક્ષિણા કરીને તે કુમાર–કાર્તિકેય સ્વામિની પાછળ ચાલતા હવા. ૬

**अथ व्रजद्भिस्त्रिदशैरशेषैः स्फुरत्प्रभाभासुरमण्डलैस्तैः ।**
**नभो बभासे परितो विकीर्णं दिवापि नक्षत्रगणैरिवोग्रैः ॥७॥**

ત્યાર પછી, જતા અને તેથી પ્રસરતી કાન્તિથી દેદીપ્યમાન મંડળવાળા સંપૂર્ણ દેવલોકોએ વ્યાપ્ત થએલું આકાશ, દિવસે પણ, કાન્તિવાળા નક્ષત્ર ગણ-સમૂહથી વ્યાપ્ત હોય તેમ શોભતું હવું. (અર્થાત્ દેવોની કાન્તિથી સૂર્ય પણ ઝાંખો પડી ગયો. આમાં ઉત્પ્રેક્ષા અલંકાર છે.) ૭

**रराज तेषां व्रजतां सुराणां मध्ये कुमारोऽधिककान्तिकान्तः ।**
**नक्षत्रताराग्रहमण्डलानामिव त्रियामारमणो नभोऽन्ते ॥८॥**

આકાશમાં જતા તે દેવલોકોની મધ્યે કાર્તિકેય સ્વામિ જેમ નક્ષત્ર, તારા, અને ગ્રહોના મંડળમધ્યે ચંદ્ર શોભે તેમ શોભતા હતા. કારણ કે તે અધિક કાન્તિથી મનોહર દેખાતા હતા. (આમાં પૂર્ણોપમા અલંકાર છે.) ૮

**गिरीशगौरीतनयेन सार्धं पुलोमपुत्रीदयितादयस्ते ।**
**उत्तीर्य नक्षत्रपथं मुहूर्तात्प्रपेदिरे लोकमथात्मनीनम् ॥९॥**

ત્યાર પછી ઇન્દ્રાણિનો પ્રિય ઇન્દ્ર વગેરે, સમગ્ર દેવલોકો, શંકર-પાર્વતીના પુત્ર-કાર્તિકેય સ્વામી સાથે ક્ષણવારમાં આકાશને ઓળંગીને પોતાના લોક-સ્વર્ગને પામ્યા. ૯

**ते स्वर्गलोकं चिरकालदृष्टं महासुरत्रासवशंवदत्वात् ।**
**सद्यः प्रवेष्टुं न विषेहिरे तत्क्षणं व्यलम्बन्त सुराः समग्राः ॥१०॥**

તે સમગ્ર દેવલોકો, મહાસુર-તારકાસુર-ના ભયને વશ હોવાથી, બહુ વખતે જોએલા સ્વર્ગલોકને ( અર્થાત્ દેવલોકો સ્વર્ગલોકપ્રત્યે ) એકદમ પેસવાને ન સમર્થ થયા; પરંતુ ક્ષણવાર વિલમ્બ કરતા હવા. ( બીજો પુરુષ જેમ ભયથી પોતાનાં ઘરમાં પણ તરત પેસતો નથી પણ જેમ થોડીવાર લગાડીને ધીમે ધીમે પેસે છે તેમ દેવો પણ મહાસુરના ભયથી એકદમ પે-સવાને અચકાયા. ) ૧૦

**पुरो भव त्वं न पुरो भवामि नाहं पुरोगोऽस्मि पुरःसरस्त्वम् ।**
**इत्थं सुरास्तत्क्षणमेव भीताः स्वर्गं प्रवेष्टुं कलहं वितेनुः ॥११॥**

પ્રવેશ કરતી વખતે જ ભય પામેલા દેવલોકો, સ્વર્ગપ્રત્યે પ્રવેશ કર-વાને " તું આગળ થા ", "હું આગળ નહીં થાઉં પણ તું જ આગળ થા", " હું અગ્રેસર નથી થતો તું થા " એ પ્રકારે વિગ્રહ કરતા હવા. ( અર્થાત્ સર્વ મધ્યેથી કોઇ બીકને લીધે અંદર પેસતું નહોતું પણ ત્યાં આગળ તક-રાર કરતા ઊભા રહ્યા. ) ૧૧

**सुरालयालोकनकौतुकेन मुदा शुचिस्मेरविलोचनास्ते ।**
**दधुः कुमारस्य मुखारविन्दे दृष्टिं द्विषत्साध्वसकातरान्ताम् ॥१२॥**

દેવલોકોના સ્થાન-સ્વર્ગને જોવાના કૌતુક-ઉત્સાહને લીધે નિર્મળ અને મંદહાસયુક્ત નેત્રવાળા તે દેવલોકો, તારકાસુર શત્રુના ભયથી બીનેલા છેડા-વાળી ( ચપળતાદિભર્યાં ચિહ્નયુક્ત ) દૃષ્ટિને, હર્ષથી કુમારના વદનકમળ ઉપર ફેરવતા હવા. ( અર્થાત્ સ્વર્ગ તો ઉત્તમ છે પરંતુ તમે જુઓ કે તેમાં પેસવું કેવું કઠણ છે ? શી રીતે પેસવું ? વગેરે ભાવદર્શિત સ્મિતમુખ અને ચપળ નેત્રે કાર્તિકેય સ્વામિના મુખ સામું જોવા લાગ્યા, એટલે કુમાર બાળક છતાં લેશ પણ ભય પામતો નથી એવું જોઇને હર્ષ પામવા લાગ્યા. ) ૧૨

**सहेलहासच्छुरिताननेन्दुस्ततः कुमारः पुरतो भविष्णुः ।**
**स तारकापातमपेक्षमाणो रणप्रवीरो हि सुरानवोचत् ॥१३॥**

ત્યારે (દૃષ્ટિ પડયા પછી) રણમાં મહાવીર અને તારકાસુરને યુદ્ધમાં આવવાની ઇચ્છા કરતો–વાટ જોતો અને તેથી આગળ થવાના ઉત્સાહવાળો તે કુમાર, ક્રીડાપૂર્વક હાસ્યથી મિશ્રિત મુખચંદ્રવાળો બનતો, એટલે કંઈક હાસયુક્ત પ્રસન્ન મુખથી દેવલોકો પ્રત્યે બોલ્યો. ૧૩

**भीत्यालमद्य त्रिदिवौकसोऽमी स्वर्गं भवन्तः प्रविशन्तु सद्यः ।**
**अत्रैव मे दृक्पथमेतु शत्रुर्महासुरो वः खलु दृष्टपूर्वः ॥१४॥**

હે દેવલોકો! હવે બીવાનું બંધ કરો, (અર્થાત્ હવે બ્હીશો જ નહિ) પરંતુ તમો તત્કાળ એકદમ સ્વર્ગમાં પ્રવેશ કરો જ. (અર્થાત્ સ્વર્ગમાંપ્રવેશ કરવાને ભયના કારણરૂપ વિલમ્બ કરશો નહિ. અને રોષથી તે જ વખતે બોલ્યો કે–) તમારો શત્રુ મહા તારકાસુર પૂર્વે જોયેલો અહિં જ–આ સ્વર્ગ-માં જ મારી નજરે આવે ને? ૧૪

**स्वर्लोकलक्ष्मीकचकर्षणाय दोर्मण्डलं वल्गति यस्य चण्डम् ।**
**इहैव तच्छोणितपानकेलिमह्नाय कुर्वन्तु शरा ममैते ॥१५॥**

સ્વર્ગલોકની લક્ષ્મીના કેશનું હરણ કરવાને પ્રચણ્ડ જે તારકાસુરનું બાહુમણ્ડલ–બે હાથ ચલાયમાન થાય છે તે તારકાસુરના રુધિર–લોહીના પાન કરવા રૂપી ક્રીડાને આ મારા બાણો તત્કાળ અહિં જ કરો. (અર્થાત્ સ્વર્ગલોકની લક્ષ્મીનું હરણકરનાર તારકાસુરને હું આ બાણથી અહિંજ મારી નાંખીશ.) ૧૫

**शक्तिर्ममासावहतप्रचारा प्रभावसारा सुमहःप्रसारा ।**
**स्वर्लोकलक्ष्म्या विपदावहारैः शिरो हरन्ती दिशतान्मुदं वः ॥१६॥**

વિઘ્નવિનાની ગતિવાળી, તથા સામર્થ્યરૂપી સારવાળી, અત્યંત તેજના પ્રસારવાળી–મહા તેજસ્વી સ્વર્ગલોકની લક્ષ્મીની વિપત્તિનો નાશકરનારી, એટલે સુખ આપનારી અને શત્રુનું માથું કાપનારી આ મારી શક્તિ–સાંગ, તમારી પ્રીતિને આપો. ૧૬

**इत्यन्धकारातिसुतस्य दैत्यवधाय युद्धोत्सुकमानसस्य ।**
**सर्वं शुचिस्मेरमुखारविन्दं गीर्वाणवृन्दं वचसाननन्द ॥१७॥**

દૈત્યનો વધ–નાશ કરવા માટે યુદ્ધમાં ઉત્સાહિત મનવાળા શંકરપુત્ર કુમારનાં એવાં વચનથી સર્વે દેવસમૂહ, શુદ્ધ મન્દ હાસયુક્ત મુખકમળવાળા બની હર્ષ પમાડતા હવા. (અર્થાત્ કુમારના વચનથી દેવલોકોને ધીરજ આવી, અને તેથી હર્ષથી તેમનાં મુખ હસતાં થયાં.) ૧૭

**सान्द्रप्रमोदात्पुलकोपगूढः सर्वाङ्गसंफुल्लसहस्रनेत्रः ।**
**तस्योत्तरीयेण निजाम्बरेण निरुञ्छनं चारु चकार शक्रः ॥१८॥**

ઘાડા આનંદને લીધે (ઉત્પન્ન થએલા) રોમાંચવડે આશ્લિષ્ટ-ઢંકાએલો તથા સર્વાંગે પ્રફુલ્લિત થએલાં હજાર-નેત્રવાળો ઇન્દ્ર, તે કુમારના ઉત્તરીયથી અને પોતાના વસ્ત્રથી પરિવર્તન સારી રીતે કરતો હવો. (અર્થાત્ બંધુભાવથી અન્યોન્ય વસ્ત્ર ગ્રહણ કરતા હવા. એટલે ઇન્દ્રે કુમારનું વસ્ત્ર લીધું અને પોતાનું વસ્ત્ર કુમારને આપ્યું, એ રીતે લોકોમાં પણ ઘાડી પ્રીતિવાળા મિત્રોમાં એકનો ખેસ હલકો હોય અને બીજાનો ભારે હોય તો હલકો પોતે લઇ ભારે બીજાને આપે છે-પોતાના મિત્રને પોતાના કીમતી વસ્ત્રથી શોભાવી ખુશી થાય છે.) ૧૮

**घनप्रमोदाश्रुतरंगिताक्षैर्मुखैश्चतुर्भिः प्रचुरप्रसादैः ।**
**अथो अचुम्बद्विधिरादिवृद्धः षडाननं षट्सु शिरःसु चित्रम् ॥१९॥**

ત્યાર પછી આદિ વૃદ્ધ (સર્વ હરિહરના વડિલ) મહાન્ બ્રહ્મા, ઘાડા હર્ષને લીધે ઉત્પન્ન થએલાં અશ્રુના તરંગયુક્ત નેત્રવાળાં અને અત્યંત પ્રસન્નતાવાળાં ચાર મુખથી છએ મસ્તક ઉપર ષડાનન-કુમારને ચુંબન કરતા હવા. એ વિચિત્ર લાગ્યું. એટલે બ્રહ્માએ ચાર મુખથી છ મુખોની સાથે અડકી શકવું અશક્ય હોવાથી એ વિસ્મયકારક હતું પરંતુ ચારે મુખથી અનુક્રમે છ મુખને સ્પર્શ કર્યો.) ૧૯

**तं साधु साध्वित्यभितः प्रशस्य मुदा कुमारं त्रिपुरासुरारेः ।**
**आनन्दयन्वीर जयेति वाचा गन्धर्वविद्याधरसिद्धसंघाः ॥२०॥**

ગંધર્વ, વિદ્યાધર અને સિદ્ધ લોકોના સમૂહો, તે ત્રિપુરાસુરારિ-શંકરના કુમાર-પુત્રને પ્રીતિથી "વાહ! વાહ!", "ધન્ય છે, ધન્ય છે" એ પ્રકારે સ્તુતિ કરીને "હે વીર! તું જય પામ." એવી વાણીથી આનંદીત કરતા હવા. ૨૦

**दिव्यर्षयः शत्रुविजेष्यमाणं तमभ्यनन्दन्किल नारदाद्याः ।**
**निरुञ्छनं चक्रुरथोत्तरीयैश्चामीकरीयैर्निजवल्कलैश्च ॥२१॥**

નારદાદિ દિવ્ય ઋષિયો, તારકાસુર શત્રુને જીતનારા (જીતશે તેવા) તે કુમારને સંતોષ પમાડતા હવા જ. અને પછી સુવર્ણના ખેસોથી અને પોતાના વલ્કલોથી બદલો કરતા હવા. (અર્થાત્ પરસ્પર એક બીજાનાં વસ્ત્રની આપ લે કરવા લાગ્યા.) ૨૧

**ततः सुराः शक्तिधरस्य तस्यावष्टम्भतः साध्वसमुत्सृजन्तः ।**
**उत्सेहिरे स्वर्गमनन्तशक्तेर्गन्तुं वनं यूथपतेरिवेभाः ॥२२॥**

ત્યાર પછી શક્તિ નામના આયુધને ધારણ કરનારા તે કુમારના આશ્રયથી ભય ત્યાગ કરતા દેવલોકો, જેમ અત્યંત શક્તિવાળા મોટા ગજરાજના આશ્રયથી નાના ગજો વનમાં પ્રવેશ કરે, તેમ સ્વર્ગમાં પ્રવેશ કરવાને ઉત્સાહ કરતા હવા.(અનન્ત શક્તિનું વિશેષણ કુમારને પણ લગાડવું જોઇએ). ૨૨

**अथाभिपृष्टं गिरिजासुतस्य पुरंदराराातिवधं चिकीर्षोः ।**
**सुरा निरीयुस्त्रिपुरं दिधक्षोरिव स्मरारेः प्रमथाः समन्तात् ॥२३॥**

સ્વર્ગમાં પ્રવેશ કરવાને હીંમતવાન થયા ત્યાર પછી દેવલોકો, ઇન્દ્રના શત્રુ (તારકાસુર)નો વધ કરવાની ઇચ્છાવાળા ગિરિજા સુત-કુમારની પાછળ જેમ, ત્રિપુરાસુરને બાળવાની ઇચ્છાવાળા શંકરની પછવાડે પ્રમથાદિ ગણો જાય તેમ, ચોતરફ જતા હવા. (અર્થાત્ દેવલોકો કુમારની પાછળ ખુશીથી સ્વર્ગની અંદર પેસવા લાગ્યા.) ૨૩

**सुराङ्गणानां जलकेलिभाजां प्रक्षालितैः संततमङ्गरागैः ।**
**प्रपेदिरे पिञ्जरवारिपूरां स्वर्गौकसः स्वर्गधुनीं पुरस्तात् ॥२४॥**

સ્વર્ગવાસીઓ-દેવો, આગળ રહેલી જળક્રીડામાં પ્રીતિવાળી અપ્સરાઓના નિરંતર ધોએલા કુંકુમાદિ અંગરાગોથી પીળા થએલા જળના પ્રવાહવાળી મન્દાકિની-ગંગાને પામતા હવા. (અર્થાત્ દેવલોકો સ્વર્ગની અંદર પેસીને તે સ્વર્ગ ગંગા પાસે આવ્યા.) ૨૪

હવે ચાર શ્લોકથી તે ગંગાનું વર્ણન કરે છે.

**दिग्दन्तिनां वारिविहारभाजां करारुहैर्भीमतरैस्तरंगैः ।**
**आप्लावयन्तीं मुहुरालवालश्रेणिं तरूणां निजतीरजानाम् ॥२५॥**

(ગંગા કેવી છે કે-) જળમાં ક્રીડા કરતા ઐરાવતાદિ દિગ્ગજો-હાથીઓની સૂંઢોથી પ્રચલિત થએલા અત્યંત ભયાનક તરંગોવડે પોતાના તીરમાં ઊગેલાં વૃક્ષોના ક્યારાઓની પંક્તિને વારંવાર સીંચન કરતી; ૨૫

**लीलारसाभिः सुरकन्यकाभिर्हिरण्मयीभिः सिकताभिरुच्चैः ।**
**माणिक्यगर्भाभिरुपाहिताभिः प्रकीर्णतीरां वरवेदिकाभिः ॥२६॥**

ક્રીડામાં પ્રીતિવાળી દેવકન્યાએ, સોનાની વાળુકા-રેતીવાળી તથા માંહે જડેલા મણિઓવાળી બનાવેલી (કૃત્રિમ) ઊંચી અને શ્રેષ્ઠ પ્રકારની વેદિકા એટલે ઓટલીઓવડે વ્યાપ્તથએલા તીરવાળી-(કાંઠા વાળી;) ૨૬

**सौरभ्यलुब्धभ्रमरोपगीतैर्हिरण्यहंसावलिकेलिलोलैः ।**
**चामीकरीयैः कमलैर्विनिद्रैश्च्युतैः परागैः परिपिङ्गतोयाम् ॥२७॥**

સુગન્ધિમાં આસક્તિવાળા ભમરાઓવડે જેમાં ગણગણાટ થઇ રહ્યો હતો એવાં, સોનાનાં હંસોની પંક્તિની ક્રીડાથી હાલતાં સોનાનાં ખીલેલાં કમળોથી (શોભતી) અને તેથી તે કમળોમાંથી પડેલા કમળના પરાગવડે ચોતરફ પીળા થએલા જળવાળી; ૨૭

**कुतूहलाद्द्रष्टुमुपागताभिस्तीरस्थिताभिः सुरसुन्दरीभिः ।**
**अभ्यूर्मिराजिप्रतिबिम्बिताभिर्मुदं दिशन्तीं व्रजतां जनानाम् ॥२८॥**

જોવા માટે ઉત્કંઠાથી આવેલી અને તેથી કાંઠા ઉપર ઊભી રહેલી જેથી તરંગોમાં પડેલાં પ્રતિબિમ્બોવાળી દેવલોકોની સ્ત્રીઓવડે રસ્તે જનારા પણ પુરુષોને હર્ષ આપતી–(અર્થાત્ જલમાં પડેલાં સુરસુંદરીઓનાં પ્રતિબિમ્બો જોઇને રસ્તે જતા પણ પુરુષો પ્રસન્ન થતા હતા. પાસે ઊભેલાને માટે તો કહેવું જ શું?) ૨૮

**ननन्द सद्यश्चिरकालदृष्टां विलोक्य शक्रः सुरदीर्घिकां ताम् ।**
**अदर्शयत्सादरमद्रिपुत्रीमहेशपुत्राय ततः पुरोगः ॥२९॥**

ઇન્દ્ર, બહુ કાળે જોએલી તે ગંગાને જોઇને તત્કાલ આનંદ પામતો હવો; ત્યાર પછી શંકરપાર્વતીના પુત્ર( કાર્તિકેય સ્વામિ )ને આદર પૂર્વક આગળ આવી દેખાડતો હવો. ૨૯

**स कार्तिकेयः पुरतः परीतः सुरैः समस्तैः सुरनिम्नगां ताम् ।**
**अपूर्वदृष्टामवलोकमानः सविस्मयः स्मेरविलोचनोऽभूत् ॥३०॥**

સમગ્ર દેવલોકોથી ચોતરફ વીંટાએલા તે કાર્તિકેય સ્વામિ, પૂર્વે કદી નહિ જોએલી તે દેવગંગાને પોતાની આગળ જોતા આશ્ચર્યવાળા અને મંદહાસયુક્ત નેત્રવાળા થતા હવા. ૩૦

**उपेत्य तां तत्र किरीटकोटिन्यस्ताञ्जलिर्भक्तिपरः कुमारः ।**
**गीर्वाणवृन्दैः प्रणुतां प्रणुत्य नम्रेण मूर्ध्ना मुदितो ववन्दे ॥३१॥**

ભક્તિ વિષે શ્રેષ્ટતાવાળો કુમાર, દેવલોકોએ સારી રીતે સ્તુતિ કરેલી તે ગંગાને ત્યાં પ્રાપ્ત કરી ( તે ગંગાની સમીપ જઇ )ને મુગટના અગ્રે કરેલી અંજલિવાળો થઇને ( પોતાના માથા ઉપર બે હાથ જોડી ) પ્રાર્થના કરી હર્ષ પામ્યો. અને નમેલા મસ્તકથી નમસ્કાર કરતો હવો. ( અર્થાત્ કુમારે ગંગાજીને હાથ જોડી પ્રણામ કર્યા. ) ૩૧

**प्रणर्तितस्मेरसरोजराजिः पुरः परीरम्भमिलन्महोर्मिः ।**
**कपोलपालिश्रमवारिहारी भेजे गुहं तं सरितः समीरः ॥३२॥**

ખીલેમાં કમળોની પંક્તિને કંપાવતો, (સુગંધી) અથડાવાથી પોતાનામાં મિશ્ર થતી મોટી ઉર્મિયોવાળો, (શીતળ) અને કપોલ રૂપી લતાગ્રના શ્રમથી થએલા સ્વેદ( પરસેવા )ને દૂરકરનારો ( મંદ ) સુરગંગાનો વાયુ, આગળ રહેલા તે કુમારને સેવતો હવો; ( અર્થાત્ શીતલ, મંદ અને સુગંધી વાયુ, કુમારની આગળ વાવા લાગ્યો. ) ૩૨

**ततो व्रजन्नन्दननामधेयं लीलावनं जम्भजितः पुरस्तात् ।**
**विभिन्नभग्नोद्धृतशालसंघं प्रेक्षांचकार स्मरशत्रुसूनुः ॥३३॥**

ગંગા જોયા પછી, આગળ ચાલતા સ્મરશત્રુનો પુત્ર-કાર્તિકેય સ્વામિ, પોતાની આગળ છિન્ન ભિન્ન કરેલા અને મૂળથી ઉપાડી નાંખેલા શાલ વૃક્ષોના સમૂહવાળા ( અર્થાત્ તારકાસુરે ચીરી, કાપી, ઉપાડી નાંખેલા શાલ નામનાં વૃક્ષોવાળા ) નંદન નામના ઇન્દ્રના ક્રીડાના વન ( ઉપવન )ને જોતો હવો.૩૩.

**सुरद्विषोपप्लुतमेवमेतद्वनं बलस्य द्विषतो गतश्रि ।**
**इत्थं विचिन्त्यारुणलोचनोऽभूद्भ्रूभङ्गदुष्प्रेक्ष्यमुखः स कोपात् ॥३४॥**

તે કુમાર, આગળ દેખાતું બળના શત્રુ-ઇન્દ્રનું વન, તારકાસુરે જ ઉપદ્રવવાળું કર્યું છે, અને તેથી જ નાશ પામેલી શોભાવાળું છે, એમ વિચાર કરીને કોપથી લાલચોળ નેત્રવાળો, તથા ભૃગુટીના ભંગથી દુઃખે જોવાય એવા મુખવાળો થઈ ગયો. ( અર્થાત્ ક્રોધવાળો થયો કારણ કે-મોટા પુરુષોને પોતાને વિષે પારકું દુઃખ મોટા દુઃખને ઉત્પન્ન કરે છે. ) ૩૪

**निर्लूनलीलोपवनामपश्यद्दुःसंचरीभूतविमानमार्गाम् ।**
**विध्वस्तसौधप्रचयां कुमारो विश्वैकसाराममरावतीं सः ॥३५॥**

તે કુમાર, કાપી નાંખેલાં ક્રીડાનાં ઉપવનોવાળી, તથા દુઃખે કરી સંચાર થાય એવા વિમાનના માર્ગોવાળી અને પાડી નાંખેલા રાજમહેલોના સમૂહોવાળી, વિશ્વમાં એક તત્ત્વરૂપ અમરાવતી (એ નામની પુરી)ને જોતો હવો. ૩૫.

**गतश्रियं वैरिवराभिभूतां दशां सुदीनामभितो दधानाम् ।**
**नारीमवीरामिव तामवेक्ष्य स बाढमन्तः करुणापरोऽभूत् ॥३६॥**

તે કુમાર, વૈરિઓમાં શ્રેષ્ઠ એવા તારકાસુરે પરાભવ પમાડેલી ( ઉજડ કરેલી ) અને તેથી નાશપામેલી શોભાવાળી ( શોભા વિનાની ) તથા અત્યંત દીનદશાને ધારણકરનારી તથા નપુંસક પુરુષની સ્ત્રી હોય તેવી દેખાતી તે અમરાવતી નગરીને જોઇને મનમાં બહુ પ્રકારે કરુણાયુક્ત થતો હવો. ( અત્યંત અપ્રસન્ન થયો. ) ૩૬.

**दुश्चेष्टिते देवरिपौ सरोषस्तस्याविषण्णः समराय चोत्कः ।**
**तथाविधां तां स विवेश पश्यन्सुरैः सुराधीश्वरराजधानीम् ॥३७॥**

દુષ્ટાચરણી તારકાસુર ઉપર ક્રોધયુક્ત થએલો અને તેના યુદ્ધને ( તેની સાથે યુદ્ધ કરવા ) માટે ઉત્સુક થએલો આળસ રહિત તે કુમાર-કાર્તિકેય સ્વામિ, ઉપર જણાવેલી અવસ્થાવાળી તે સુરાધીશ્વર-ઇન્દ્રની રાજધાની જોઇને ( તે નગરીમાં ) સુરો સાથે પ્રવેશ કરતો હવો. ૩૭.

**दैतेयदन्त्यावलिदन्तघातैः क्षुण्णान्तराः स्फाटिकहर्म्यपङ्क्तीः ।**
**महाहिनिर्मोकपिनद्धजालाः स वीक्ष्य तस्यां विषसाद सद्यः ॥३८॥**

દૈત્યોના હાથીઓની પંક્તિના દંતૂશળોના ઘાથી જેની અંદર ખાડા પડયા છે એવી, મોટા સાપની કાંચળીઓથી ઢંકાએલી જાળીઓવાળી, સ્ફટિકની હવેલીઓની પંક્તિઓને જોઇને તે કાર્તિકેય સ્વામિ, તત્કાલ તેમાં ખેદ પામતા હવા. ૩૮.

હવે બે શ્લોકથી તે ખેદને જણાવે છે.

**उत्कीर्णचामीकरपङ्कजानां दिग्दन्तिदानद्रवदूषितानाम् ।**
**हिरण्यहंसव्रजवर्जितानां विदीर्णवैदूर्यमहाशिलानाम् ॥३९॥**
**आविर्भवद्बालतृणाश्रितानां तदीयलीलागृहदीर्घिकाणाम् ।**
**स दुर्दशां वीक्ष्य विरोधिजातां विषादवैलक्ष्यभरं बभार ॥४०॥**

તે કુમાર કાર્તિકેય સ્વામિ, ઉખેડી નાંખેલાં સોનાનાં કમળોવાળી, ઐરાવતાદિ દિગ્ગજોનું ખંડન કરનારા ( તારકાસુરના હાથીઓના ) મદજળથી મેલી થયેલી, સોનાના હંસોના સમૂહોથી રહિત, ( દૈત્યના ઉપદ્રવથી સુવર્ણ હંસો જેમાંથી નાશી ગયા હતા એવી ) જેમાં વૈડૂર્યમણિની મોટી શિલાઓ ફોડી નાંખી છે એવી, અને ઊગેલાં નાનાં ઘાસથી કોહી ગએલી તે ઇન્દ્રની ક્રીડાની વાવો, શત્રુથી ઉત્પન્ન થએલી દુર્દશા જોઇને ખેદ તથા લજ્જાના ભારને ધારણ કરતો હવો. ( અર્થાત્ ખેદવાળો થયો. ) ૩૯–૪૦

**तद्दन्तिदन्तक्षतहेमभित्ति सुतन्तुजालाकुलरत्नजालम् ।**
**निन्ये सुरेन्द्रेण पुरोगतेन स वैजयन्ताभिधमात्मसौधम् ॥४१॥**

તે કુમારને ઇન્દ્રે આગળ થઇને, તે તારકાસુરના હાથીના દંતુશળોના ઘાવાળી સોનાની ભીંત યુક્ત, અને કરોળીઆની જાળના તન્તુના સમૂહથી ઢંકાઇ ગએલા રત્નોના સમૂહવાળા (જેમાં પડેલા રત્નોના ઢગલા ઉપર કરોળીઆઓએ જાળ બાંધી હતી એવા ) વૈજયન્ત નામના પોતાના રાજભવન પ્રત્યે લઇ જવાતો હવો. ( અર્થાત્ કાર્તિકેય સ્વામિને આગળ ચાલતો ઇન્દ્ર પોતાના રાજભવનમાં લઇ ગયો. ) ૪૧.

**निर्दिष्टवर्त्मा विबुधेश्वरेण सुरैः समग्रैरनुगम्यमानः ।**
**स प्राविशत्तं विविधाश्मरश्मिच्छिन्नेन सोपानपथेन सौधम् ॥४२॥**

તે કુમાર, ઇન્દ્રે ( “ અહિં થઇને આવજો ” એવી રીતે યુક્તિપૂર્વક ) જેને માર્ગ બતાવ્યો તથા સમગ્ર દેવતાઓએ અનુગમન કરાતો એટલે જેની પાછળ સર્વ દેવતા ચાલતા હતા એવો થઇ, અનેક પ્રકારના રત્નોનાં

કિરણો વગરની (કારણ કે-તેમાંથી રત્નોને તારકાસુરે કાઢી લીધાં હતાં.) નીસરણીએ થઇને તે ભવન પ્રત્યે પ્રવેશ કરતો હવો. ૪૨.

**निसर्गकल्पद्रुमतोरणं तं स पारिजातप्रसवस्रगाढ्यम्।**
**दिव्यैः कृतस्वस्त्ययनं मुनीन्द्रैरन्तः प्रविष्टप्रमदं प्रपेदे ॥४३॥**

તે કુમાર, સ્વભાવથી-સ્વભાવિક રીતે-પોતાની મેળે બંધાએલા કલ્પદ્રુમનાં તોરણોવાળા, તથા પારિજાતનાં પત્ર તથા પુષ્પની માળાઓથી ભરેલા (પૂજન માટે ઘણી જાતનાં પત્ર પુષ્પ જેમાં આણેલાં છે એવા) તથા દિવ્ય કશ્યપાદિ મુનીંદ્રોએ સ્વસ્તિવાચન કરાએલા, તથા મધ્યભાગમાં પ્રવેશ કરીને રહેલી સ્ત્રિઓવાળા તે રાજભવનને પ્રાપ્ત થતો હવો. ૪૩.

**पादौ महर्षेः किल कश्यपस्य कुलादिवृद्धस्य सुरासुराणाम्।**
**प्रदक्षिणीकृत्य कृताञ्जलिः सन्षड्भिः शिरोभिः स नतैर्ववन्दे ॥४४॥**

તે કુમાર, દેવદૈત્યોના કુળોમાં આદિ વૃદ્ધ કશ્યપ મહર્ષિના ચરણોને પ્રદક્ષિણા કરી હાથ જોડતો થકો નમેલાં છ મસ્તકોથી નમસ્કાર કરતો હવો. (અર્થાત્ મહાન્ વૃદ્ધ મહામુનિ કશ્યપને પ્રદક્ષિણા કરી હાથ જોડી છ યે માથાં નમાવી) તે કુમારે તે મુનિના ચરણને નમસ્કાર કર્યો ) ૪૪.

**स देवमातुर्जगदेकवन्द्यौ पादौ तथैव प्रणनाम कामम्।**
**मुनेः कलत्रस्य च तस्य भक्त्या प्रह्वीभवञ्शैलसुतातनूजः ॥४५॥**

તે પાર્વતીનો પુત્ર-કાર્તિકેય સ્વામિ, ભક્તિથી નમ્ર થતો મુનિના; અને તેમની પત્ની દેવલોકોની માતા અદિતિના જગતને એક પૂજવા યોગ્ય એ ચરણોને મુનિને (કરેલા નમસ્કાર) પ્રમાણે જ યથાયોગ્ય નમસ્કાર કરતો હવો. ૪૫

**स कश्यपः सा जननी सुराणां तमेधयामासतुराशिषा द्वौ।**
**तया यया नैकजगज्जिगीषुं जेता मृधे तारकमुग्रवीर्यम् ॥४६॥**

તે કશ્યપ ઋષિ તથા તે દેવલોકોની માતા અદિતિ બન્ને જણ તે કુમારને તે આશીર્વાદથી વધાવતાં હવાં. (અર્થાત્ એવો આશીર્વાદ દેતાં હવાં ) કે-જે આશીર્વાદથી ઉગ્ર પરાક્રમી અને અનેક ત્રણ જગતને જીતવાની ઇચ્છા રાખનારા તારકાસુરને યુદ્ધમાં જીતનારો બને. ૪૬.

**स्वदर्शनार्थं समुपेयुषीणां सुदेवतानामदितिश्रितानाम्।**
**पादौ ववन्दे पतिदेवतास्तमाशीर्वचोभिः पुनरभ्यनन्दन् ॥४७॥**

( તે કુમાર ) પોતાના દર્શન માટે આવેલી, અદિતિના આશ્રયથી જીવતી ( દાસીઓ રૂપ ) સૌભાગ્યવતી દેવીઓના ચરણોને પ્રમાણ કરતો હવો; ત્યારે પતિ જ જેઓનો દેવતા છે એવી-પતિવ્રતાઓ, ("તું જય પામ" એવા ) આશીર્વચનથી ફરી તે કુમારને આનંદ પમાડતી હવી. ૪૬.

पुलोमपुत्रीं विबुधाधिभर्तुस्ततः शचीं नाम कलत्रमेषः ।
नमश्चकार स्मरशत्रुसूनुस्तमाशिषा सा समुपाचरच्च ॥४८॥

અને ત્યાર પછી નમસ્કાર કરવા યોગ્યં તે સ્મરશત્રુનો પુત્ર-કુમાર, દેવોના સ્વામી-ઇન્દ્રની સ્ત્રી-ઇન્દ્રાણી રૂપ શચી ( એ નામની પુલોમ પુત્રી )-ને પ્રણામ કરતો હવો; અને તે ઇન્દ્રણી આશીર્વાદથી તે કુમારને વધાવતી હવી. (અર્થાત્ ઇન્દ્રાણીએ નમસ્કાર કરતા કુમારને આશીર્વાદ દીધો.) ૪૮.

अथादितीन्द्रप्रमदाः समेतास्ता मातरः सप्त घनप्रमोदाः ।
उपेत्य भक्त्या नमते महेशपुत्राय तस्मै ददुराशिषः प्राक् ॥४९॥

ત્યાર પછી કુમારના અવલોકનથી અત્યંત આનંદવાળી ત્યાં આવીને ભેગી થએલી અદિતિ, ઇન્દ્રાણી અને બ્રાહ્મિઆદિ સાત માતાઓ, ભક્તિથી સમીપ આવીને પ્રણામ કરતા તે મહેશપુત્ર-કુમારને આશીર્વાદ પ્રથમ ( નમતા પહેલાં જ ) દેતી હવી. ૪૯

समेत्य सर्वेऽपि मुदं दधाना महेन्द्रमुख्यास्त्रिदिवौकसोऽथ ।
आनन्दकल्लोलितमानसं तं समभ्यषिञ्चन्पृतनाधिपत्ये ॥५०॥

ત્યાર પછી હર્ષને ધારણ કરતા ઇન્દ્રાદિ સર્વે ય દેવલોકો, આનંદથી તરંગિત મનવાળા ( તારકાસુર સાથે થવાના યુદ્ધથી અત્યંત આનંદ યુક્ત બનેલા ) તે કુમારને, સેનાપતિપણા વિષે અભિષેક કરતા હવા. ( અર્થાત્ સર્વ દેવોએ તે કુમારને સેનાપત્યાભિષેક કર્યો. ) ૫૦

सकलविबुधलोकः स्वस्तनिःशेषशोकः ।
कृतरिपुविजयाशः प्राप्तयुद्धावकाशः ।
अजनि हरसुतेनानन्तवीर्येण तेना-
खिलविबुधचमूनां प्राप्य लक्ष्मीमनूनाम् ॥ ५१ ॥

અપાર પરાક્રમી મોટી સમગ્ર દેવલોકોની સેનાના વૈભવને પામીને તે કુમારવડે ( કુમારની સહાયતાથી ) સમગ્ર દેવલોકો, નાશ પામેલા નિઃશેષ શોકવાળા તથા તારકાસુરને જીતવામાં ઉત્પન્ન થએલી આશાવાળા, તથા પ્રાપ્ત થએલા યુદ્ધના વખતવાળા થતા હવા. ( પરાક્રમીની સહાયતા જ અપરાક્રમીને કાર્યસિદ્ધિનું કારણ બને છે. આ શ્લોકમાં માલિની વૃત્ત છે.) ૫૧

॥इति श्रीकालिदासकृतौ महाकाव्ये कुमारसंभवे त्रयोदशः सर्गः ॥१३॥

—×—

# સર્ગ ૧૪ મો.

**रणोत्सुकेनान्धकशत्रुसूनुना समं प्रयुक्तैस्त्रिदशैर्जिगीषुणा।**
**महासुरं तारकसंज्ञकं द्विषं प्रसह्य हन्तुं समनह्यत द्रुतम् ॥१॥**

જીતવાની ઇચ્છા રાખનાર અને રણમાં ઉત્સાહવાળા શંકરપુત્ર–કાર્તિકેય સ્વામિએ પ્રેરણા (યોજના) કરેલા ઇન્દ્રાદિ દેવો સાથે, તારકાસુર નામના શત્રુ મહાસુરને બળથી હણવા ઉતાવળે તૈયારી કરવા માંડી. (અર્થાત્ કાર્તિકેય સ્વામી તારકાસુરને હણવા ઇન્દ્રાદિ દેવલોકો સાથે ઉતાવળે તૈયાર થવા લાગ્યો. આ સર્ગમાં ઉપજાતિ વૃત્ત છે. ૧

ત્રણ શ્લોકથી કુમારનું સાધન જણાવે છે.

**स दुर्निवारं मनसोऽतिवेगिनं जयश्रियः संनयनं सुदुःसहम्।**
**विजित्वरं नाम तदा महारथं धनुर्धरः शक्तिधरोऽध्यरोहयत् ॥२॥**

તે કાર્તિકેય સ્વામિ, ધનુષ તથા શક્તિ–સાંગને ધારણ કરતો ન રોકાય એવા મનથી પણ અત્યંત વેગવાળી જયશ્રીની પ્રાપ્તિનું સાધન રૂપ (એટલે જેમાં બેશીને જનારા વીરો જયલક્ષ્મીને પ્રાપ્ત કરે છે એવા) ઘણા દુઃસહ विजित्वर નામના મોટા રથમાં બેઠો. ૨

**सुरालयश्रीविपदां निवारणं सुरारिसंपत्परितापकारणम्।**
**केनापि दध्रेऽस्य विरोधिदारणं सुचारु चामीकरघर्मवारणम् ॥३॥**

શત્રુ તારકાસુરને મારનારૂં, સ્વર્ગની લક્ષ્મીની વિપત્તિનો નાશ કરનારૂં તથા સુરના શત્રુ તારકાસુરની સંપત્તિને સંતાપ કરનારૂં અત્યંત મનોહર સોનાનું છત્ર, કોઇક દેવે એ કુમારની ઉપર ધર્યું. ૩

**शरच्चरच्चन्द्रमरीचिपाण्डुरैः स वीज्यमानो वरचारुचामरैः।**
**पुरःसरैः किन्नरसिद्धचारणै रणेच्छुरस्तूयत वाग्भिरुल्बणैः ॥४॥**

શરદ્ઋતુમાં ફરતા ચન્દ્રનાં કિરણો જેવાં ધોળાં શ્રેષ્ઠ સુંદર ચામરોથી પવન નંખાતો તથા રણમાં ઉત્સાહવાળો તે કાર્તિકેય સ્વામી, મોટા કિન્નરો, સિધ્ધો, ચારણો અને અગ્રેસરોએ સારી વાણીવડે સ્તુતિ કરાતો હવો. (અર્થાત્ કાર્તિકેય સ્વામિની સિદ્ધ ચારણાદિ સ્તુતિ કરવા લાગ્યા. ૪

હવે ઇન્દ્રાદિ આઠ દેવોના અનુપ્રયાણને જણાવે છે.

**प्रयाणकालोचितचारुवेषभृद्वज्रं वहन्पर्वतपक्षदारणम्।**
**ऐरावतं स्फाटिकशैलसोदरं ततोऽधिरुह्य द्युपतिस्तमन्वगात् ॥५॥**

ત્યાર પછી સ્વર્ગનો પતિ–ઇન્દ્ર, પ્રયાણકાળને યોગ્ય સુંદર વેષ ધારણ

કરતો તથા પર્વતની પાંખો કાપનારા વજ્રને (હાથથી) ગ્રહણ કરતો તથા કૈલાસ પર્વત સરખા ઐરાવત હાથી ઉપર બેશી તે કુમાર પાછળ ચાલ્યો. (અર્થાત્ ઇન્દ્ર, હાથમાં વજ્ર લઈ હાથીપર બેશી કુમાર પાછળ ચાલ્યો. ૫

**तमन्वगच्छद्गिरिशृङ्गसोदरं मदोद्धतं मेषमधिष्ठितः शिखी ।**
**विरोधिविद्वेषरुषाधिकं ज्वलन्महोमहीयस्तरमायुधं दधत् ॥६॥**

તારકાસુર સાથેના વૈરવડે ઉત્પન્ન થએલા ક્રોધથી વિશેષ દીપ્યમાન શિખી (અગ્નિ) પર્વતના શિખર સરખા (અર્થાત્ મોટા) મદથી ઉદ્ધત્ (મદોન્મત્ત) ઘેટા ઉપર બેશી અતિશય તેજસ્વી આયુધને ધારણ કરી તે કુમાર પાછળ ચાલ્યો. ૬

**अथेन्द्रनीलाचलचण्डविग्रहं विषाणविध्वस्तमहापयोधरम् ।**
**अधिष्ठितः कासरमुद्धरं मुदा वैवस्वतो दण्डधरस्तमन्वगात् ॥७॥**

ત્યાર પછી યમ, ઇન્દ્રનીલ સરખા પ્રચંડ દેહવાળો (કાલ હોવાથી મહા ભયાનક) તથા શિંગડાંથી મોટા મેઘોને નીચે તોડી પાડનારો ઉદ્ધત મહિષ પાડા ઉપર બેશી તથા દંડ ધારણ કરીને હર્ષથી તે કુમાર પાછળ ચાલ્યો.૭

**मदोद्धतं प्रेतमथाधिरूढवांस्तमन्धकद्वेषितनूजमन्वगात् ।**
**महासुरद्वेषविशेषभीषणः सुरोषणश्चण्डरणाय नैर्ऋतः ॥८॥**

ત્યાર પછી તારકાસુર સાથેના વૈરથી વધારે ભયાનક થએલો તથા અત્યંત ક્રોધી નૈઋતકોણનો સ્વામી રાક્ષસ, ગર્વથી ઉદ્ધત થએલા પિશાચપર બેશી પ્રચંડ રણસંગ્રામ કરવાને માટે શંકરપુત્ર–કાર્તિકેય સ્વામી પાછળ ચાલ્યો.૮

**नवोद्यदम्भोधरघोरदर्शने युद्धाय रूढो मकरे महत्तरे ।**
**दुर्वारपाशो वरुणो रणोल्बणस्तमन्वियाय त्रिपुरान्तकात्मजम् ॥९॥**

રણમાં ઉત્તમ પ્રકારનો યોદ્ધો વરુણ (પશ્ચિમ દિશાનો સ્વામિ), નવા ઉદય પામતા મેઘ સરખા ભયાનક દર્શનવાળા તથા અત્યંત મોટા મધ્ધરપર બેશીને દુર્વારપાશ ધારણ કરી યુદ્ધ કરવા માટે તે ત્રિપુરાન્તક પુત્ર–કાર્તિકેય–સ્વામિ પાછળ ચાલ્યો. ૯

**दिगम्बराधिक्रमणोल्बणं क्षणान्मृगं महीयांसमरुद्धविक्रमम् ।**
**अधिष्ठितः संगरकेलिलालसो मरुन्महेशात्मजमन्वगाद्द्रुतम् ॥१०॥**

સંગ્રામ ક્રીડામાં ઉત્સાહવાળો પવન (વાયુ કોણનો સ્વામિ), ક્ષણમાત્રમાં દિશારૂપી વસ્ત્રને અધિક્રમણ કરનારા (દિશાઓમાં વેગથી ફરનારા) અત્યંત અને ન અટકે તેવા પરાક્રમવાળા મોટા મૃગપર બેશીને મહેશાત્મજ–કુમાર પાછળ સત્વર ચાલ્યો. ૧૦

विरोधिनां शोणितपारणैषिणीं गदामनूनां नरवाहनो वहन्।
महाहवाम्भोधिविगाहनोद्धतं यियासुमन्वागमदीशनन्दनम् ॥११॥

નરવાહન–કુબેર, શત્રુના લોહીના ભોજનની ઇચ્છા રાખનારી, સંપૂર્ણ સારવાળી ગદાને ધારણ કરતો મોટા રણસંગ્રામરૂપી સમુદ્રમાં પડવાને ઉદ્ધત થએલા સમર્થ જીતવાની ઇચ્છા રાખનારા કુમાર પાછળ ચાલ્યો. ૧૧

महाहिनिर्बद्धजटाकलापिनो ज्वलत्त्रिशूलप्रबलायुधा युधे।
रुद्रास्तुषाराद्रिसखं महावृषं ततोऽधिरूढास्तमयुः पिनाकिनः ॥१२॥

ત્યાર પછી ઇશાન કોણના સ્વામિ પિનાકિ નામના રુદ્રો, જટા સમૂહને મોટા સાપથી બાંધી ચળકારા મારતા ત્રિશૂળોરૂપી સબળ આયુધોવાળા બની હિમાલયના મિત્ર એટલે હિમાલય સરખા ધોળા મોટા પોઠીઆ ઉપર બેશી યુદ્ધ કરવા માટે તે કુમાર–કાર્તિકેય સ્વામિ પાછળ ચાલ્યા. ૧૨

अन्येऽपि संनह्य महारणोत्सवश्रद्धालवः स्वर्गिगणास्तमन्वयुः।
स्ववाहनानि प्रबलान्यधिष्ठिताः प्रमोदविस्मेरमुखाम्बुजश्रियः ॥१३॥

બીજા પણ દેવગણો–દેવના સમૂહો, રણમાં જવાના આનંદથી મંદહાસવાળા મુખરૂપી કમળની શોભાવાળા, અને તેથી મહારણના ઉત્સાહમાં શ્રદ્ધાળુ થઇ બળવાળાં પોતાનાં વાહનો ઉપર બેશી કવચાદિ પહેરી તૈયાર થઇ તે કુમાર પાછળ ચાલ્યા. ૧૩

હવે બે શ્લોકથી તે કહે છે.

उद्दण्डहेमध्वजदण्डसंकुलाश्चञ्चद्विचित्रातपवारणोज्ज्वलाः।
चलद्घनस्यन्दनघोषभीषणाः करीन्द्रघण्टारवचण्डचीत्कृताः ॥१४॥
स्फुरद्विचित्रायुधकान्तिमण्डलैरुद्द्योतिताशावलयाम्बरान्तराः।
दिवौकसां सोऽनुवहन्महाचमूः पिनाकपाणेस्तनयस्ततो ययौ ॥१५॥

સર્વ ચાલ્યા પછી તે પિનાકપાણીનો પુત્ર–કાર્તિકેય સ્વામિ, ઊંચા દંડવાળી સોનાની ધ્વજાના દંડોથી વ્યાપ્ત થએલી, તથા તેજસ્વી વિચિત્ર (રંગવાળાં) છત્રોથી કાન્તિવાળી, ચાલતા મેઘના સરખા રથોના ઘોષથી બીહામણી તથા મદોન્મત્ત હાથીના ઘંટના શબ્દથી ભયાનક અને ચિત્કારવાળી, તથા સ્ફૂર્ણાયમાન વિચિત્ર આયુધની કાન્તિના મંડળોથી અત્યંત તેજસ્વી દેખાતાં દિશાઓનાં મંડળવાળી, અને આકાશના મધ્યભાગવાળી દેવલોકોની મહા સેના, પોતાની પાછળ વહન કરતો આગળ ચાલ્યો. ૧૪–૧૫

कोलाहलेनोच्चलतां दिवौकसां महाचमूनां गुरुभिर्ध्वजव्रजैः।
घनैर्निरुच्छ्वासमभूदनन्तरं दिङ्मण्डलं व्योमतलं महीतलम् ॥१६॥

ક્રોધથી ઉતાવળે ચાલતા દેવલોકોના મોટા કોલાહલથી, તથા સેનાના વિશાળ અને ધાડા ધ્વજાઓના સમૂહોથી રોકેલા માર્ગવાળું (સર્વત્ર વ્યાપ્ત થએલું) દિશામંડળ, આકાશતળ અને મહીતળ–ભૂતળ એ ત્રેણે એક બીજાથી અભેદવાળાં બનતાં હવાં. (અર્થાત્ ત્રેણે એક રૂપ થઇ ગએલાં દેખાયાં "**एकमेवाद्वितीयं ब्रह्म**" એ પ્રકારથી દ્વૈતવાદિઓના બ્રહ્મનું અદ્વૈતપણું પ્રતિપાદન થવામાં આ એક દ્રષ્ટાન્તરૂપ થતું હવું.) ૧૬

**सुरारिलक्ष्मीपरिकम्पहेतवो दिक्चक्रवालप्रतिनादमेदुराः ।**
**नभोऽन्तकुक्षिंभरयो घनाः स्वना निहत्यमानैः पटहैर्वितेनिरे ॥१७॥**

જોરથી તાડન કરાતાં (વાગતાં) પટહ નામનાં વાજીંત્રો–દુન્દુભીઓ–થી, સુરારિ–તારકાસુરની લક્ષ્મીના પરિકમ્પમાં હેતુ (અસુરલક્ષ્મીને અત્યંત કંપાવતા) દિશાઓના મંડળમાં પ્રતિધ્વનિ–પડેલા પડધા–થી પુષ્ટ થએલા–વૃદ્ધિ પામેલા–આકાશમાં વ્યાપ્ત થતા સર્વત્ર ધાડા–મહાન્ શબ્દો, વિસ્તાર પામતા હવા. ૧૭

**प्रमथ्यमानाम्बुधिगर्जितर्जनैः सुरारिनारीगणगर्भपातनैः ।**
**नभश्चमूधूलिकुलैरिवाकुलं ररास गाढं पटहप्रतिस्वनैः ॥१८॥**

સેનાની ધૂળના સમૂહથી વ્યાપ્ત થએલું–ભરાઈ ગએલું–પીડાતું આકાશ વલોવાતા સમુદ્રની ગર્જનાને હઠાવી દેતા, (તેથી પણ વિશેષ ગર્જના કરતા) સુરારિ–તારકાસુરની સ્ત્રિયોના સમુહનો ગર્ભપાત કરતા પટહ વાજીંત્રના પ્રતિ–શબ્દોથી (પડધાના રૂપે) જાણે અત્યંત રડતું હવું. (અર્થાત્ તારકાસુરની સ્ત્રીઓના ગર્ભ તૂટી પડે તેવા વાજીંત્રના ઘોષ આકાશમાં થતા હતા. તેમાં સેના રજની પીડાથી આકાશ મોટી બુમો પાડતું હોય તેવી ઉત્પ્રેક્ષા કરી છે માટે આમાં ઉત્પ્રેક્ષાલંકાર છે.) ૧૮

**क्षुण्णं रथैर्वाजिभिराहतं खुरैः करीन्द्रकर्णैः परितः प्रसारितम् ।**
**धूतं ध्वजैः काञ्चनशैलजं रजो वातैर्हतं व्योम समारुहत्क्रमात् ॥१९॥**

રથોથી ખોદાએલી, સુમેરુપર્વતની ઉત્પન્ન થએલી રજ–ધૂળ, ઘોડાઓથી ખરીયોવડે કચરાઇને ઝીણી થતાં હાથીઓના કાનથી ચોતરફ વિસ્તાર પામતી, તથા ધ્વજાઓથી હાલતી અને પવનથી આગળ ધકેલાતાં અનુક્રમે વ્યોમ ઉપર ચઢતી હવી. (અર્થાત્ રથોનાં પૈડાંથી ખોદાએલી ધૂળ, આકાશમાં અશ્વોના પગથી ઊંચી ઊડી, હાથીઓના કાનના ઝપાટાથી તે કરતાં વધારે ઊંચે ચઢી, ધ્વજાનાં વસ્ત્રોના ફડફડાટથી તે કરતાં પણ વધારે ઊંચે ગઇ અને પવનના જોરથી એથી પણ ઘણે જ ઊંચે પહોચી.) ૧૯

તે રજ કેવળ આકાશમાંજ ન ચઢી પરંતુ દિશાઓને છેડે પણ વ્યાપી ગઈ એમ જણાવતાં કહે છે કેઃ-

**खातं खुरैः रथ्यतुरंपुंगवैरुपत्यकाहाटकमेदिनीरजः ।**
**गतं दिगन्तान्मुखरैः समीरणैः सुविभ्रमं भूरि बभार भूयसा ॥२०॥**

રથ ખેંચનારા શ્રેષ્ટ ઘોડાઓની ખરીયોથી ખોદાએલી પર્વતની તળેટીની સોનાની ભૂમિની રજ–ધૂળ, મોટા શબ્દ કરતા પવનવડે દિશાઓના અન્તમાં પહોંચી જઇને અત્યંત શોભાને ધારણ કરતી હવી. (અર્થાત્ સુવર્ણ-રજ અત્યંત શોભતી હવી.) ૨૦

**अधस्तथोर्ध्वं पुरतोऽथ पृष्ठतोऽभितोऽपि चामीकररेणुरुच्चकैः ।**
**चमूषु सर्पन्मरुदाहतोऽहरन्नवीनसूर्यस्य च कान्तिवैभवम् ॥२१॥**

સેનાઓમાં પવનથી ઉડેલી અને તેથી નીચે, ઊંચે તથા આગળ અને પાછળ તથા ચોતરફ પણ ફેલાતી સોનાની રજ, ઊગતા સૂર્યની કાન્તિની શોભાને ઊંચા પ્રકારે હરતી હવી. (અર્થાત્ બાળસૂર્યની કાન્તિથી પણ સોનાની રજ વિશેષ શોભવા લાગી. ૨૧

**बलोद्धृतं काञ्चनभूमिजं रजो बभौ दिगन्तेषु नभःस्थले स्थितम् ।**
**अकालसंध्याघनरागपिङ्गलं घनं घनानामिव वृन्दमुद्यतम् ॥२२॥**

સોનાની પૃથ્વીથી ઉત્પન્ન થએલી રજ, સેનાઓથી ઊંચે ચડી, જેથી તે દિશાઓના અંતમાં અને આકાશમાં (સર્વત્ર) પ્રસરી ગઇ, તેથી તે જાણે વખત વિનાની સંધ્યાના ઘાડા લાલ ને પીળારંગવાળો ઘાડો ઉત્પન્ન થએલો મેઘોનો સમૂહ હોય તેવી દેખાવા લાગી. (અર્થાત્ આકાશમાં સર્વત્ર પ્રસરતી સુવર્ણરજનો પીળો ચળકાટ તે વખતે સંધ્યા સમય ન છતાં પણ સંધ્યારાગ-યુક્ત મેઘવૃંદ જેમ શોભે તેમ શોભવા લાગી. આમાં પૂર્ણોપમા અલંકારછે.) ૨૨

**हेमावनीषु प्रतिबिम्बमात्मनो मुहुर्विलोक्याभिमुखं महागजाः ।**
**रसातलोत्तीर्णगजभ्रमात्क्रुधा दन्तप्रकाण्डप्रहृतानि तेनिरे ॥२३॥**

મોટા હાથીઓ, સોનાની પૃથ્વીમાં પડેલા પોતાના પ્રતિબિમ્બને પોતાની સામે જોઇને રસાતળમાંથી નીકળી આવેલા હાથીઓના ભ્રમથી ઉત્પન્ન થએલા ક્રોધે વારંવાર દંતૂશળરૂપી દંડના પ્રહારને વિસ્તારતા હવા (પૃથ્વીમાં પડેલા પોતાના પ્રતિબિમ્બને જોઇને " આ રસાતળમાંથી આવેલો બીજો હાથી છે " એમ ધારી હાથીઓએ દંતૂશળોના પ્રહાર કર્યા, જેમ માની પુરુષો બીજાનાં ગંધને પણ સહન કરતા નથી, તો સાક્ષાત્ જોવાથી તો શું કહેવું! ) ૨૩

ક્રોધથી ઉતાવળે ચાલતા દેવલોકોના મોટા કોલાહલથી, તથા સેનાના વિશાળ અને ઘાડા ધ્વજાઓના સમૂહોથી રોકેલા માર્ગવાળું (સર્વત્ર વ્યાપ્ત થએલું) દિશામંડળ, આકાશતળ અને મહીતળ-ભૂતળ એ ત્રૈણે એક બીજાથી અભેદવાળાં બનતાં હવાં. (અર્થાત્ ત્રૈણે એક રૂપ થઇ ગએલાં દેખાયાં "**एकमेवाद्वितीयं ब्रह्म**" એ પ્રકારથી દ્વૈતવાદિઓના બ્રહ્મનું અદ્વૈતપણું પ્રતિપાદન થવામાં આ એક દ્રષ્ટાન્તરૂપ થતું હવું.) ૧૬

**सुरारिलक्ष्मीपरिकम्पहेतवो दिक्चक्रवालप्रतिनादमेदुराः ।**
**नभोऽन्तकुक्षिंभरयो घनाः स्वना निहत्यमानैः पटहैर्वितेनिरे ॥१७॥**

જોરથી તાડન કરાતાં (વાગતાં) પટહ નામનાં વાજીંત્રો-દુન્દુભીઓ-થી, સુરારિ-તારકાસુરની લક્ષ્મીના પરિકમ્પમાં હેતુ (અસુરલક્ષ્મીને અત્યંત કંપાવતા) દિશાઓના મંડળમાં પ્રતિધ્વનિ-પડેલા પડઘા-થી પુષ્ટ થએલા-વૃદ્ધિ પામેલા-આકાશમાં વ્યાપ્ત થતા સર્વત્ર ઘાડા-મહાન્ શબ્દો, વિસ્તાર પામતા હવા. ૧૭

**प्रमथ्यमानाम्बुधिगर्जितर्जनैः सुरारिनारीगणगर्भपातनैः ।**
**नभश्चमूधूलिकुलैरिवाकुलं ररास गाढं पटहप्रतिस्वनैः ॥१८॥**

સેનાની ધૂળના સમૂહથી વ્યાપ્ત થએલું-ભરાઈ ગએલું-પીડાતું આકાશ વલોવાતા સમુદ્રની ગર્જનાને હઠાવી દેતા, (તેથી પણ વિશેષ ગર્જના કરતા) સુરારિ-તારકાસુરની સ્ત્રિયોના સમુહનો ગર્ભપાત કરતા પટહ વાજીંત્રના પ્રતિ-શબ્દોથી (પડઘાના રૂપે) જાણે અત્યંત રડતું હવું. (અર્થાત્ તારકાસુરની સ્ત્રીઓના ગર્ભ તૂટી પડે તેવા વાજીંત્રના ઘોષ આકાશમાં થતા હતા. તેમાં સેના રજની પીડાથી આકાશ મોટી બુમો પાડતું હોય તેવી ઉત્પ્રેક્ષા કરી છે માટે આમાં ઉત્પ્રેક્ષાલંકાર છે.) ૧૮

**क्षुण्णं रथैर्वाजिभिराहतं खुरैः करीन्द्रकर्णैः परितः प्रसारितम् ।**
**धूतं ध्वजैः काञ्चनशैलजं रजो वातैर्हृतं व्योम समारुहत्क्रमात् ॥१९॥**

રથોથી ખોદાએલી, સુમેરુપર્વતની ઉત્પન્ન થએલી રજ-ધૂળ, ઘોડાઓથી ખરીયોવડે કચરાઇને ઝીણી થતાં હાથીઓના કાનથી ચોતરફ વિસ્તાર પામતી, તથા ધ્વજાઓથી હાલતી અને પવનથી આગળ ધકેલાતાં અનુક્રમે વ્યોમ ઉપર ચઢતી હવી. (અર્થાત્ રથોનાં પૈડાંથી ખોદાએલી ધૂળ, આકાશમાં અશ્વોના પગથી ઊંચી ઊડી, હાથીઓના કાનના ઝપાટાથી તે કરતાં વધારે ઊંચે ચઢી, ધ્વજાનાં વસ્ત્રોના ફડફડાટથી તે કરતાં પણ વધારે ઊંચે ગઇ અને પવનના જોરથી એથી પણ ઘણે જ ઊંચે પહોચી.) ૧૯

તે રજ કેવળ આકાશમાંજ ન ચઢી પરંતુ દિશાઓને છેડે પણ વ્યાપી ગઈ એમ જણાવતાં કહે છે કેઃ—

**खातं खुरैः रथ्यतुरंपुंगवैरुपत्यकाहाटकमेदिनीरजः ।**
**गतं दिगन्तान्मुखरैः समीरणैः सुविभ्रमं भूरि बभार भूयसा ॥२०॥**

રથ ખેંચનારા શ્રેષ્ઠ ઘોડાઓની ખરીયોથી ખોદાએલી પર્વતની તળેટીની સોનાની ભૂમિની રજ—ધૂળ, મોટા શબ્દ કરતા પવનવડે દિશાઓના અન્તમાં પહોંચી જઇને અત્યંત શોભાને ધારણ કરતી હવી. (અર્થાત્ સુવર્ણ-રજ અત્યંત શોભતી હવી.) ૨૦

**अधस्तथोर्ध्वं पुरतोऽथ पृष्ठतोऽभितोऽपि चामीकररेणुरुच्चकैः ।**
**चमूषु सर्पन्मरुदाहतोऽहरन्नवीनसूर्यस्य च कान्तिवैभवम् ॥२१॥**

સેનાઓમાં પવનથી ઉડેલી અને તેથી નીચે, ઊંચે તથા આગળ અને પાછળ તથા ચોતરફ પણ ફેલાતી સોનાની રજ, ઊગતા સૂર્યની કાન્તિની શોભાને ઊંચા પ્રકારે હરતી હવી. (અર્થાત્ બાળસૂર્યની કાન્તિથી પણ સોનાની રજ વિશેષ શોભવા લાગી. ૨૧

**बलोद्धृतं काञ्चनभूमिजं रजो बभौ दिगन्तेषु नभःस्थले स्थितम् ।**
**अकालसंध्याघनरागपिङ्गलं घनं घनानामिव वृन्दमुद्यतम् ॥२२॥**

સોનાની પૃથ્વીથી ઉત્પન્ન થએલી રજ, સેનાઓથી ઊંચે ચડી, જેથી તે દિશાઓના અંતમાં અને આકાશમાં (સર્વત્ર) પ્રસરી ગઇ, તેથી તે જાણે વખત વિનાની સંધ્યાના ઘાડા લાલ ને પીળારંગવાળો ઘાડો ઉત્પન્ન થએલો મેઘોનો સમૂહ હોય તેવી દેખાવા લાગી. (અર્થાત્ આકાશમાં સર્વત્ર પ્રસરતી સુવર્ણરજનો પીળો ચળકાટ તે વખતે સંધ્યા સમય ન છતાં પણ સંધ્યારાગ-યુક્ત મેઘવૃંદ જેમ શોભે તેમ શોભવા લાગી. આમાં પૂર્ણોપમા અલંકારછે.) ૨૨

**हेमावनीषु प्रतिबिम्बमात्मनो मुहुर्विलोक्याभिमुखं महागजाः ।**
**रसातलोत्तीर्णगजभ्रमात्क्रुधा दन्तप्रकाण्डप्रहतानि तेनिरे ॥२३॥**

મોટા હાથીઓ, સોનાની પૃથ્વીમાં પડેલા પોતાના પ્રતિબિમ્બને પોતાની સામે જોઇને રસાતળમાંથી નીકળી આવેલા હાથીઓના ભ્રમથી ઉત્પન્ન થએલા ક્રોધે વારંવાર દંતૂશળરૂપી દંડના પ્રહારને વિસ્તારતા હવા (પૃથ્વીમાં પડેલા પોતાના પ્રતિબિમ્બને જોઇને " આ રસાતળમાંથી આવેલો બીજો હાથી છે " એમ ધારી હાથીઓએ દંતૂશળોના પ્રહાર કર્યા, જેમ માની પુરુષો બીજાનાં ગંધને પણ સહન કરતા નથી, તો સાક્ષાત્ જોયાથી તો શું કહેવું! ) ૨૩

**सुजातसिन्दूरपरागपिञ्जरैः कलं चलद्भिः सुरसैन्यसिन्धुरैः ।**
**शुद्धासु चामीकरशैलभूमिषु नादृश्यत स्वं प्रतिबिम्बमग्रतः ॥२४॥**

સુંદર સિંદૂરની રજવડે પીળા દેખાતા તથા મન્દ ક્રીડાયુક્ત ચાલતા દેવલોકોની સેનાના હાથીઓએ, નિર્મળ પણ સુમેરુપર્વતની પૃથ્વીમાં પોતાની આગળ પણ પડતા પોતાના પ્રતિબિમ્બને ન જોયું. (અર્થાત્ ભૂમિ પીળી હતી અને પોતે પીળા હોવાથી તેમાં પડેલાં પ્રતિબિમ્બો પણ પીળાં હતાં જેથી પ્રતિબિમ્બો જુદાં જણાતાં નહતાં. ) ૨૪

**इति क्रमेणामरराजवाहिनी महाहवाम्भोधिविलासलालसा ।**
**अवातरत्काञ्चनशैलतो द्रुतं कोलाहलाक्रान्तविधूतकन्दरा ॥२५॥**

મહાન્ સંગ્રામ રૂપી સમુદ્રમાં ક્રીડા કરવાની લાલસાવાળી, તથા કોલાહલથી વ્યાપ્ત થએલી અને તેથી કંપતી ગુહાઓ-ગુફાઓવાળી ( કોલાહલથી પર્વતોની ગુહાઓને પુરી નાંખતી ) ઇન્દ્રની સેના, એ પ્રમાણે ક્રમ પૂર્વક સુમેરુપર્વત ઉપરથી ઉતાવળે નીચે ઉતરતી હવી. ૨૫

**महाचमूस्यन्दनचण्डचीत्कृतैर्विलोलघण्टेभपतेश्च बृंहितैः ।**
**सुरेन्द्रशैलेन्द्रमहागुहाशयाः सिंहा महत्स्वप्नसुखं न तत्यजुः ॥२६॥**

ઇન્દ્રના મેરુપર્વતની મહા ગુફામાં સૂતેલા-ઊંઘી ગએલા-સિંહો, મોટી સેનાના રથોના પ્રચંડ શબ્દો-ગડગડાટો-થી તથા અત્યંત હાલતી ઘંટાવાળા ગજરાજોના શબ્દો-ગર્જનાઓ-થી પણ મોટા નિદ્રાના સુખને ન ત્યાગ કરતા હવા. ( અર્થાત્ સેનાના રથના મોટા શબ્દ થતા હતા, અને હાથીઓ મોટી ગર્જના કરતા હતા તો પણ સિંહો જાગતા નહોતા. આમાં નિદ્રાના પ્રતિબન્ધ આશ્રય ભૂત બહુ પ્રકારના કોલાહલરૂપ નિદાન-કારણમાં નિદ્રાના ભંગરૂપ કાર્યની ઉત્પત્તિના ભાવથી વિશેષોક્તિ અલંકાર છે. ) ૨૬

**गम्भीरभेरीध्वनितैर्भयंकरैर्महागुहान्तप्रतिनादमेदुरैः ।**
**महारथानां गुरुनेमिनिःस्वनैरनाकुलैस्तैर्मृगराजताजनि ॥२७॥**

મોટી ઊંડી ગુફા મધ્યે થતી પ્રતિધ્વનિથી વૃદ્ધિ પામેલા અને તેથી ભયંકર લાગતા મોટા વાજંત્રો-દુન્દુભિઓના શબ્દોથી તથા મોટા રથોના મોટી ચક્રની ધારાના શબ્દોથી ( પણ ) આકુળ-વ્યાકુળ ન થતા સિંહોથી મૃગોનું મૃગરાજપણું-સ્વામીપણું યથાર્થ થયું. ( અર્થાત્ સિંહો કોઇથી બીતા નહતા. રાજાનો એ જ મુખ્ય ધર્મ છે કે-સામા થવાને અસમર્થ હોય તો પણ શત્રુથી ન બીવું અને તે જ કારણથી મૃગોનું રાજાપણું ધારણ

કરનારા આ સિંહો ક્રોધથી પણ બીન્યા નહીં તેથી એમનું મૃગરાજ અભિધાન–નામ યોગ્ય જ છે. આમાં પણ વિશેષોક્તિ અલંકાર છે.) ૨૭

**समुत्थितेन त्रिदिवौकसां महाचमूरवेणाद्रितटान्तदारिणा ।**
**प्रपेदिरे केसरिणोऽधिकं मदं स्ववीर्यलक्ष्मीमृगराजतावशात् ॥२८॥**

એકદમ ઉત્પન્ન થએલા અને તેથી સુમેરુપર્વતના શિખરના મધ્યનું વિદારણ કરતા (શિખરને ફાડી નાંખે તેવા મહાન્ ઘોષવાળા) દેવલોકોની મોટી સેનાઓના શબ્દવડે, સિંહો, પોતાના પરાક્રમરૂપી શોભાવાળા મૃગરાજપણાને લીધે અત્યંત ગર્વ પામતા હવા. (અર્થાત્ ભયાનક પણ સેનાનો ધ્વનિ ઊલટો તેઓને અત્યંત મદકારક જ થતો હવો.) ૨૮

**भिया सुरानीकविमर्दजन्मना विदुद्रुवुर्दूरतरं द्रुतं मृगाः ।**
**गुहागृहान्ताद्बहिरेत्य हेलया तस्थुर्विशङ्कं नितरां मृगाधिपाः ॥२९॥**

મૃગો, દેવોના સૈન્યોની પ્રાણનાશક ધંમાચકડીથી ઉત્પન્ન થએલા ભયવડે ઉતાવળા દૂર નાશી ગયા; અને સિંહો તો એકદમ ગુફા રૂપી ઘરમાંથી બહાર આવીને ઘણા નિર્ભયપણાથી ઊભા રહ્યા. ૨૯

**विलोकिताः कौतुकिनामरावतीजनेन जुष्टप्रमदेन दूरतः ।**
**सुराचलप्रान्तभुवः प्रपेदिरे सुविस्तृतायाः प्रसरं सुसैनिकाः ॥३०॥**

સેનાજનોના દર્શનમાં (સૈનિકોને જોવા માટે) ઉત્સાહયુક્ત ચિત્તવાળા અને સ્ત્રિયોથી સેવાતા (સ્ત્રિઓ સાથે) અમરાવતી–ઇન્દ્ર–ના નગરના લોકોએ દૂરથી જોવાતા સુંદર સેનાના લોકો, અત્યંત વિસ્તાર પામેલા સુમેરુપર્વતની સીમાના પ્રદેશને પામતા હવા. (અર્થાત્ સુમેરુપર્વતપરથી ઊતરી નીચેના પ્રદેશમાં આવ્યા.) ૩૦

**पीतासितारक्तसितैः सुराचलप्रान्तस्थितैर्धातुरजोभिरम्बरम् ।**
**अयत्नगंधर्वपुरोदयभ्रमं बभार भूम्नोत्पतितैरितस्ततः ॥ ३१ ॥**

આકાશ, સર્વત્ર–ચોતરફ અત્યંત ઊડતી સુમેરુપર્વતની પ્રાન્ત–ભૂમિમાં રહેલી પીળી, કાળી, લાલ અને ધોળી ગૈરિકાદિ ધાતુની ધૂળવડે વગર મહેનતે ગંધર્વપુરની ઉત્પત્તિના ભ્રમને ધારણ કરતું હતું. (અર્થાત્ વિવિધ રંગની ધાતુની ઊડતી ધૂળ આકાશમાં સર્વત્ર પ્રસરી ગઈ તેથી આકાશમાં જાણે એકાએક–અનાયાસે–ગંધર્વનગર ઉત્પન્ન થયું હોય એવું જણાયું. (આમાં ગંધર્વનગરના સરખું આકાશ જણાયું તેથી આકાશને ગંધર્વનગરની ઉપમાના મૂળવાળી ભ્રાન્તિ જણાવી છે તેથી ઉપમા જણાવતો ભ્રાન્તિમાનલંકાર છે.) ૩૧

महास्वनः सैन्यविमर्दसंभवः कर्णान्तकूलंकषतामुपेयिवान् ।
पयोनिधेः क्षुब्धतरस्य वर्धनो बभूव भूम्ना भुवनोदरंभरिः ॥३२॥

કાનના મધ્ય ભાગરૂપી તટના ઘસારાને પામતો (એટલે કાનના પડદાને તોડી નાંખતો) અત્યંત ખળભળેલા સમુદ્રની વૃદ્ધિ કરતો તથા ભુવનરૂપી ઉદરને ભરી દેતો એવો સેનાના ઘોંઘાટથી ઉત્પન્ન થએલો મહાશબ્દ બહુ થતો હવો. (અર્થાત્ અત્યંત મહાન્ શબ્દ થયો.) ૩૨

महागजानां गुरुबृंहितैस्ततैः सुहेषितैर्घोरतरैश्च वाजिनाम् ।
घनै रथानां गुरुचण्डचीत्कृतैस्तिरोहितोऽभूत्पटहस्य निःस्वनः ॥३३॥

મોટા હાથીઓના ગંભીર શબ્દોથી, તથા વિસ્તારવાળા અને અત્યંત ભયંકર લાગતા ઘોડાઓના હણહણાટથી, તથા ગંભીર રથોના મહાભયંકર ચીત્કારો–ગડગડા–થી, પટહ વાજીંત્રનો શબ્દ ઢંકાઈ જતો હવો. ૩૩

महासुराणामवरोधयोषितां कचाक्षिपक्ष्मस्तनमण्डलेषु च ।
ध्वजेषु नागेषु रथेषु वाजिषु क्षणेन तस्थौ सुरसैन्यजं रजः ॥३४॥

મહાસુર–તારકાસુર–ના અંતઃપુરની સ્ત્રીઓના કેશ ઉપર, આંખની પાંપણોમાં અને સ્તનમંડલોમાં તથા ધ્વજાઓ ઉપર, હાથીઓ ઉપર, રથોમાં અને ઘોડાઓ ઉપર દેવલોકોની સેનાથી ઊડેલી રજ, ક્ષણવારમાં પડતી હવી. (આથી શત્રુનું અશુભ સૂચવ્યું છે.) ૩૪

घनैर्विलोक्य स्थगितार्कमण्डलैश्चमूरजोभिर्निचितं नभःस्थलम् ।
अयायि हंसैरभि मानसं घनभ्रमेण सानन्दमनर्ति केकिभिः ॥३५॥

અત્યંત ઘાડી અને તેથી સૂર્યમંડલને ઢાંકી દેતી સેનાની રજથી વ્યાપ્ત થએલા આકાશને જોઇને મેઘની ભ્રાન્તિથી હંસોએ માનસસરોવરપ્રતિ જવાતું હવું; અને મયૂરોએ આનંદથી નાચવા માંડ્યું. ૩૫

सान्द्रैः सुरानीकरजोभिरम्बरे नवाम्बुदानीकनिभैरभिश्रिते ।
चकासिरे स्वर्णमया महाध्वजाः परिस्फुरन्तस्तडितां गणा इव ॥३६॥

આકાશ, નવા–વાર્ષિક મેઘના સમૂહ સરખી ઘાડી દેવલોકોની સેનાઓની ધૂળથી ઢંકાઇ ગયું ત્યારે, સુવર્ણના મોટા ધ્વજો, ચોતરફ ચમકારા મારતી વિજળીઓના સમૂહો શોભે તેમ શોભતા હવા. ૩૬

विलोक्य धूलिपटलैर्भृशं भृतं द्यावापृथिव्योरलमन्तरं महत् ।
किमूर्ध्वतोऽधः किमधस्त ऊर्ध्वतो रजोऽभ्युपैतीति जनैरतर्क्यत ॥३७॥

લોકોએ આકાશ અને પૃથ્વીનું વિશાલ–અન્તર અવકાશ રજના સમૂ-

હથી ઘણું ભરાઈ ગએલું જોઇને, રજ ઊંચેથી નીચે પડે છે ! કિંવા નીચેથી ઉપર જાય છે ! એ પ્રમાણે સંપૂર્ણ તર્ક કરાતા હવા (અર્થાત્ સર્વત્ર ધૂળની અતિ વ્યાપ્તિથી તે ક્યાંથી આવે છે તેનો નિશ્ચય થતો નહોવાથી ઉપર પ્રમાણે તર્ક કરવા લાગ્યા.) ૩૭

**नोर्ध्वं न चाधो न पुरो न पृष्ठतो न पार्श्वतोऽभूत्खलु चक्षुषोर्गतिः।**
**सूच्यग्रभेद्यैः पृतनारजश्चयैराच्छादिता प्राणिगणस्य सर्वतः॥३८॥**

શુચિના અગ્ર ભાગથી ભેદવા યોગ્ય (સોયની અણી ઘોચી શકાય તેવા-અત્યંત ઘાડા) સેનાની રજના સમૂહોવડે ચોતરફ રોકાઇ ગએલી પ્રાણીઓના સમૂહોના નેત્રની ગતિ, ખચીત ઊંચે, નીચે, આગળ, પાછળ, અને આજુબાજુએ પણ ન થતી હવી. (અર્થાત્ ધૂળના સમૂહથી સર્વ પ્રાણીઓ કેવળ આંધળા બની ગયા.) ૩૮

**दिगन्तदन्त्यावलिदानहारिभिर्विमानरन्ध्रप्रतिनादमेदुरैः।**
**अनेकवाद्यध्वनितैरनारतैर्जगर्ज गाढं गुरुभिर्नभस्तलम्॥३९॥**

દિશાઓના હાથીની પંક્તિના મદજળને શોષનાર (ઘોર ધ્વનિ સાંભળવાથી ઉત્પન્ન થએલા ભયને લીધે દિગ્ગજોનો મદ પણ સૂકાઈ જતો હવો) તથા વિમાનોના રંધ્રો-જાળીઓ-માં પ્રતિધ્વનિથી પુષ્ટ થએલા મોટા ક્ષણવાર પણ ન વિરામ પામતા અનેક મૃદંગાદિ વાજીંત્રોના ઘોષોથી આકાશતલ અતિશય ગાજતું હતું. (અર્થાત્ જેમ ઘનગર્જના સાંભળી સિંહ, ગર્જના કરે તેમ સેનાઘોષથી આકાશ ગાજ્યું. આમાં સમાસોક્તિ-અલંકારછે.)૩૯

**भुवं विगाह्य प्रययौ महाचमूः क्वचिन्न मान्ती महतीं दिवं खलु।**
**सुसंकुलायामपि तत्र निर्भरात्किं कांदिशीकत्वमवाप नाकुला॥४०॥**

મોટી સેના, પૃથ્વીને વ્યાપ્ત કરી (પૃથ્વીપર વિસ્તાર પામી)ને કોઇક પણ સ્થળમાં નમાતી (ભૂમિ ઉપર કોઈ પણ સ્થળે બધી ન સમાવાથી) વિશાળ સ્વર્ગને વિષે જતી હવી જ. અને પોતાના અત્યંત વિસ્તારને લીધે તે સ્વર્ગમાં પણ વ્યાપ્ત-વ્યાકુળ થતી સર્વત્ર સારી રીતે થયા છતાં ભયથી નાસવાપણાને શું ન પામતી હવી ? (મહાન્ સેના પૃથ્વીપર ને સ્વર્ગમાં પણ જ્યારે ન માઈ શકી ત્યારે એક બીજા સાથે કચરાઈ મરવાની બીકથી આમ તેમ નાસવા લાગી જ.) ૪૦

**उद्दामदानद्विपवृन्दबृंहितैर्नितान्तमुत्तुङ्गतुरंगहेषितैः।**
**चलद्घनस्यन्दननेमिनिस्वनैरभून्निरुच्छ्वासमिवाकुलं जगत्॥४१॥**

અત્યંત ઝરતા મદવાળા હાથીના સમૂહના શબ્દોથી, તથા મોટા ઘોડાઓના હણહણાટથી, તથા અત્યંત જોરથી ચાલતા મેઘ સરખા રથના ચક્રની ધારાના શબ્દોથી, આકુળવ્યાકુળ થઈ જતું જગત્ જાણે રોકાયલા શ્વાસવાળું થતું હવું. (આમાં ઉત્પ્રેક્ષા અલંકાર છે.) ૪૧

**महागजानां गुरुभिस्तु गर्जितैर्विलोलघण्टारणितै रणोल्बणैः।**
**वीरप्रणादैः प्रमदप्रमेदुरैर्वाचालतामादधिरेतरां दिशः ॥४२॥**

મોટા હાથીઓની લાંબી ગર્જનાઓવડે અને જોરથી રણકારા કરતી હાલતી ઘંટાઓના રણકારાવડે તથા મદોન્મતપણાથી વૃદ્ધિ પામેલા વીરો (યોદ્ધા)ના શબ્દોવડે દિશાઓ, વાચાલપણાને અતિશય ધારણ કરતી હવી. (અર્થાત્) સેનારવની પ્રતિધ્વનિવડે દિશાઓ પણ મહાન્ શબ્દો કરવા લાગી.) ૪૨

**दन्तीन्द्रदानद्रववारिवीचिभिः सद्योऽपि नद्यो बहुधा पुपूरिरे।**
**धारा रजोभिस्तुरगैः क्षतैर्भृता याः पङ्कतामेत्य रथैः स्थलीकृताः॥४३॥**

મોટા હાથીઓના મદજળની પંક્તિઓએ નદીઓ પણ તરત બહુ ભરી દીધી. (અર્થાત્ ઉનાળાના તાપને લીધે સુકાઈ ગએલી નદીઓ પણ ગજમદજળથી ભરાઈ ગઈ.) પછી તે નદીઓ ઘોડાઓની ખરીઓવડે ઉખાડેલી રજથી પુરાઇ ગઇ તેથી કાદવપણાને પામી. તેને રથોએ ચક્રની ધારા ફેરવીને સ્થલરૂપ બનાવી દીધી. (અર્થાત્ પ્રથમ ગજમદજળથી નદીઓ ભરાઇ ગઇ તેમાં ઘોડાઓથી ઊડેલી રજ ભળી કાદવ થયો; તે કાદવ રથના પૈડાં ફરવાથી જમીનરૂપ બન્યો. આથી ગજાશ્વરથનું અત્યંતપણું દર્શાવ્યુંછે.) ૪૩

**निम्नाः प्रदेशाः स्थलतामुपागमन्निम्नत्वमुच्चैरपि सर्वतश्च ते।**
**तुरंगमाणां व्रजतां खुरैः क्षता रथैर्गजेन्द्रैः परितः समीकृताः॥४४॥**

નીચા પ્રદેશો સ્થળતા–સમાનભૂમિપણા–ને પ્રાપ્ત થતા હવા. એટલે ખાડા ધૂળથી ભરાઇ જઇને બીજી જમીનની બરોબર થયા. અને સર્વેથી ઊંચા પણ જે પ્રદેશો હતા તે નીચાપણાને પ્રાપ્ત થયા. એટલે જે ઘણી ઊંચી જમીન હતી તે સેનાના ઘસારાથી નીચી બીજી જમીનની બરોબર થઇ. એ રીતે તે પ્રદેશો, જતા ઘોડાઓની ખરીઓથી ખોદાયા તથા રથ અને હાથીઓથી ચોતરફ સરખા કરાયા. ૪૪

**नभोदिगन्तप्रतिघोषभीषणैर्महामहीभृत्तटदारणोल्बणैः।**
**पयोधिनिर्धूननकेलिभिर्जगद्बभूव भेरीध्वनितैः समाकुलम् ॥४५॥**

આકાશમાં અને દિશાઓમાં પ્રતિધ્વનિ થવાથી, ભયંકર લાગતા, મોટા

ભૂધરો-પર્વતો-ના તટોને તોડી પાડવાને સમર્થ, તથા સમુદ્રને કંપાવવાથી ક્રીડા ( કંપાવવારૂપ લીલા ) કરનારા ભેરીઓના નાદોવડે જગત્, આકુળ-વ્યાકુળ થતું હતું. ૪૫

**इतस्ततो वातविधूतचञ्चलैर्नीरन्ध्रिताशागमनैर्ध्वजांशुकैः ।**
**लक्षैः क्वणत्काञ्चनकिङ्किणीकुलैरमज्जि धूलिजलधौ नभोगते ॥४६॥**

આમથી તેમ પવનથી કંપવાને લીધે ફડફડ હાલતાં, તથા દિશાઓને છિદ્ર રહિત કરનારાં, ( પોતાની વ્યાપ્તિથી દિશાઓના માર્ગને રોકનારાં ) ખણખણતી સોનાની ઘુઘરીઓના સમૂહવાળાં, લાખો ધ્વજાપટોવડે, આકાશમાં વ્યાપ્ત થએલા ધૂળરૂપી સમુદ્ર વિષે બૂડી જવાતું હતું. ( અર્થાત્ સઘળાં ધ્વજાનાં વસ્ત્રો, આકાશમાં ઊડતી ધૂળથી ઢંકાઇ જવાને લીધે જણાતાં નહોતાં. ) ૪૬

**घण्टारवै रौद्रतरैर्निरन्तरं विसृत्वरैर्गर्जरवैः सुभैरवैः ।**
**मत्तद्विपानां प्रथयांबभूविरे न वाहिनीनां पटहस्य निःस्वनाः ॥४७॥**

મદોન્મત્ત હાથીઓના નીરંતર વિસ્તાર પામતા અત્યંત ભયંકર ગર્જનારૂપી ઘોષોથી, અને અતિ ઉગ્ર ઘંટાના શબ્દોથી, સેનાઓના પટહ (આનક નામના વાજીંત્ર )ના શબ્દો, ન સંભળાતા હવા. ( અર્થાત્ હાથીઓની ગર્જનાઓમાં આનકના શબ્દ ઢંકાઇ જતા હતા. ) ૪૭

**करालवाचालमुखाश्चमूस्वनैर्ध्वस्ताम्वरा वीक्ष्य दिशो रजस्वलाः ।**
**तिरोबभूवे गहनैर्दिनेश्वरो रजोन्धकारैः परितः कुतोऽप्यसौ ॥४८॥**

સેનાના શબ્દથી ભયંકર અને શબ્દાયમાન મુખ-અગ્રભાગવાળી, અને રજથી વ્યાપ્ત થએલા અમ્બર-આકાશવાળી, તથા રજવાળી દિશાઓને જોઇને, ચારે તરફ ઘાડા રજના અન્ધકારથી દિનેશ્વર-સૂર્ય, કોઇ પણ ઠેકાણે અંતર્દ્ધાન થઇ ગયો. ( અર્થાત્ સંતાઈ ગયો. ) જેમ રજસ્વળા ( અટકાવ) વાળી અને તેથી ભીષણ વાણી ન બોલતી-મૌનવ્રત ધારણકરનારી એટલે નહિ બોલનારી તથા નીકળી ગએલા અમ્બરવાળી ચમૂરૂપી નગ્ન સ્ત્રિઓને જોઇને રજને ન જોતા ગહન મનવાળો ( સાધુ ) દિનેશ્વરરૂપી કોઇ પુરુષ રજના નિષેધથી કોઇ ઠેકાણે સંતાઇ જાય છે તેમ ( સૂર્ય સંતાઇ ગયો. અર્થાત્ આચ્છાદિત થઇ ગયો. ) ૪૮

**आक्रान्तपूर्वा रभसेन सैनिकैर्दिगङ्गना व्योम रजोभिदूषिता ।**
**भेरीरवाणां प्रतिशब्दितैर्घनैर्जगर्ज गाढं घनमत्सरादिव ॥४९॥**

સૈનિકોએ વેગવડે પૂર્વે આક્રાન્ત થએલી દિશારૂપી નાયિકા, ધૂળથી

(અને બીજા અર્થમાં રજસ્રાવથી અત્યંત) દૂષિત કરેલી જોઇને, જેમ ધાઢા દ્વેષથી કરે તેમ આકાશ, ભેરી નામનાં વાજીંત્રોના શબ્દના પ્રતિશબ્દથી (પ્રતિધ્વનિને રૂપે) અત્યંત ગાજતું હવું. (જેમ બીજા પણ પુરુષો પોતાની સ્ત્રી, બીજાના સંગથી રજવાળી થએલી જોઇને દ્વેશથી ગર્જના કરે છે તેમ, આકાશ, સૈનિકોવડે રજસ્વળા થએલી દિગંગનાને જોઇને ભેરીરવના પડધા રૂપે મોટી ગર્જના કરવા લાગ્યું. ૪૯

**गुरुसमीरसमीरितभूधरा इव गजा गगनं विजगाहिरे।**
**गुरुतरा इव वारिधरा रथा भुवमितीह विवर्त इवाभवत् ॥५०॥**

મોટા વાયુએ ઉપર ફેંકાતા પર્વતો હોય તેવા (આ ઉત્પ્રેક્ષા છે) હાથીઓ ગગનને ડહોળતા હવા. એટલે ઘણા ઊંચાપણાને લીધે આકાશમાં ફરતા હોય તેમ જણાયું અને મોટા મેઘો હોય તેવા (આ પણ ઉત્પ્રેક્ષા છે) રથો પૃથ્વીને ડહોળતા હવા. મેઘ જેવા દેખાતા રથો પૃથ્વીપર ફરતા હતા તેથી તેમ લાગ્યું. એ પ્રકારે આ યુદ્ધમાં જાણે ઊલટું થતું હોય તેમ થવા લાગ્યું. (અર્થાત્ પર્વત પૃથ્વીપર હોય અને મેઘ આકાશમાં હોય તેને બદલે અહિં તો પર્વત આકાશમાં અને મેઘ પૃથ્વીપર ફરવા લાગ્યા એમ ઊલટું થયું. દ્રુતવિલમ્બિત વૃત્ત છે.) ૫૦

**बलमदसुरलोकानल्पकल्पांतकाले निरवधय इवांभोराशयो घोरघोषाः।**
**गुरुतरपरिमज्जद्भूभृतो देवसेना ववृधुरपि सुपूर्णा व्योमभूम्यन्तराले॥**

અત્યંત મોટા ભૂભૃતો (પર્વતો અને રાજાઓ) જેમાં બૂડતા હતા એવી તથા આકાશ અને પૃથ્વીના અંતરમાં અત્યંતપણે ભરાઇ ગએલી છતાં પણ ભયંકર શબ્દોવાળી દેવસેના, વૃદ્ધિ પામતી હવી. જેમ બળવાન્ અસુર લોકોના મોટા પ્રલયકાળમાં અપાર સમુદ્ર વૃદ્ધિ પામે તેમ વૃદ્ધિ પામતી હવી (માલિની વૃત્ત છે.) ૫૧

**इति श्रीकालिदासकृतौ महाकाव्ये कुमारसंभवे चतुर्दशः सर्गः ॥१४॥**

—x—

# સર્ગ ૧૫ મો.

**सेनापतिं नन्दनमन्धकद्विषो युधे पुरस्कृत्य बलस्य शात्रवः ।**
**सैन्यैरुपैतीति सुरद्विषां पुरोऽभूत्किंवदन्ती हृदयप्रकम्पिनी ॥१॥**

બલ નામના રાક્ષસનો શત્રુ-ઇન્દ્ર, સેનાધિપતિ શંકરપુત્ર-કાર્તિકેય સ્વામિને આગળ "સૈન્ય સાથે યુદ્ધ કરવાને આવે છે" એવી હૃદય કંપાવનારી જનશ્રુતિ (લોકોમાં થતી વાતો) તારકાસુરના નગરના દૈત્યો આગળ થતી હવી. (આ સર્ગમાં ઇન્દ્રવંશા અને ઉપજાતિ એ બે વૃત્તો છે.) ૧

**चमूप्रभुं मन्मथमर्दनात्मजं विजित्वरीभिर्विजयश्रियाश्रितम् ।**
**श्रुत्वा सुराणां पृतनाभिरागतं चित्ते चिरं चुक्षुभिरे महासुराः ॥२॥**

તારકાસુરના નગરમાં રહેનારા મોટા દૈત્યો, વિજયની લક્ષ્મીએ સેવેલા (આથી એ કુમારનો કદાપિ કોઇથી પણ પરાભવ નથી એવી ધ્વનિ થાય છે.) સેનાના સ્વામી, કામદેવનો નાશકરનાર શંકરપુત્ર-કાર્તિકેય સ્વામિને જયશાળી દેવસેના સાથે આવતો સાંભળીને, બહુ વખત સુધી મનમાં ગભરાવા લાગ્યા. (આથી "જેનો પિતા સકળ ભુવનને જીતનાર મકરધ્વજને પણ નાશકરનાર છે તો એને માટે તો કહેવું જ શું? કારણના ગુણ કાર્યમાં આવે છે, એક દીવાથી બીજો દીવો તેના જેવો જ થાય છે એ ન્યાયથી તારકાસુરથી પણ જીતી શકાશે નહિ." એવી ધ્વનિ છે.) ૨

**समेत्य दैत्याधिपतेः पुरे स्थिताः किरीटबद्धाञ्जलयः प्रणम्य ते ।**
**न्यवेदयन्मन्मथशत्रुसूनुना युयुत्सुना जम्भजितं सहागतम् ॥ ३ ॥**

દૈત્યાધિપતિ-તારકાસુર-ના નગરમાં રહેલા તે દૈત્યો, સર્વ સાથે આવીને મુગટ ઉપર હાથ જોડતા પ્રણામ કરીને, યુદ્ધ કરવાની ઇચ્છાવાળા મન્મથ-શત્રુના પુત્ર-શંકરપુત્ર-કુમાર સાથે આવેલા ઇન્દ્રને જણાવતા હવા. (શંભુના પુત્રસહિત ઇન્દ્ર તમારી સાથે યુદ્ધ કરવા માટે આવે છે. એવું બધા દૈત્યોએ તારકને જણાવ્યું.) ૩

**दासीकृताशेषजगत्त्रयं न मां जिगाययुद्धे कतिशः शचीपतिः ।**
**गिरीशपुत्रस्य बलेन सांप्रतं ध्रुवं विजेतेति स काकुतोऽहसत् ॥४॥**

"દાસરૂપ કરેલું સમસ્ત ત્રણલોકને જેણે દાસ કર્યાં છે એવો જે હું તેને-મને, શચિપતિ-ઇન્દ્ર કેટલીએવાર યુદ્ધમાં નથી જીત્યો? (એટલે ઘણીવાર હાર્યો છે.) હવે આ વખતે ગિરીશપુત્ર-કુમારના સંબંધી આશ્રયથી નિશ્ચય જીતશે શું?" એમ બોલી તારકાસુર આશ્ચર્યથી હસવા લાગ્યો. ૪

**ततः क्रुधा विस्फुरिताधराधरः स तारको दर्पितदोर्बलोद्धतान् ।
युधे त्रिलोकीजयकेलिलालसः सेनापतीन्संनहनार्थमादिशत् ॥५॥**

ત્યારપછી ક્રોધથી ફરકતા-હાલતા અધરો-નીચલા ઓઠ-વાળો, તથા ત્રણલોકને જીતવારૂપ ક્રીડા કરવામાં ઉત્સાહ (સહજમાં જ ત્રણલોકને જીતી લઇશ એવા અભિમાન) વાળો તે તારકાસુર, ઉત્પન્ન થએલા અહંકારવાળા તથા ભુજના બળથી ઉદ્ધત બનેલા સેનાપતિઓને યુદ્ધ કરવા માટે સૈન્ય તૈયાર કરવાની આજ્ઞા કરતો હવો. ૫

**महाचमूनामधिपाः समन्ततः संनह्य सद्यः सुतरामुदायुधाः ।
तस्थुर्विनम्रक्षितिपालसंकुले तदंगनद्वारवरप्रकोष्ठके ॥ ६ ॥**

ઊંચાં કરેલાં આયુધોવાળા મોટી સેનાઓના સ્વામીઓ, એકદમ-ઉતાવળે-સારી રીતે તૈયાર થઇ નમ્ર (નમસ્કાર કરતા) રાજાથી ભરાઇ ગએલા તે તારકાસુરના આંગણાના પ્રવેશદ્વારના શ્રેષ્ટ-મધ્યભાગમાં-માંહેલા દરવાજા આગળ (રાજાને જોવા) ચોતરફ સર્વ ઊભા રહ્યા. ૬

**स द्वारपालेन पुरः प्रदर्शितान्कृताननतीन्बाहुवरानधिष्ठितान् ।
महाहवाम्भोधिविधूननोद्धतान्ददर्श राजा पृतनाधिपान्बहून् ॥७॥**

તે રાજા તારકાસુર, આગળ દ્વારપાળે બતાવેલા, નમસ્કાર કરતા, શ્રેષ્ટ બાહુઓવાળા (દ્વારપ્રત્યે) ઊભા રહેલા, મહા યુદ્ધરૂપી સમુદ્રને કંપાવતા ઉદ્ધત બનેલા (મહાવીર) બહુ સેનાપતિઓને જોતો હવો. ૭

**बली बलारातिबलातिशातनं दिग्दन्तिनादद्रवनाशनस्वनम् ।
महीधराम्भोधिनवारितक्रमं ययौ रथं घोरमथाधिरुह्य सः ॥८॥**

ત્યાર પછી પરાક્રમી તે તારકાસુર, ઇન્દ્રના સૈન્યને ઘણું નાનું કરનાર, (નાશકરનાર) તથા ઐરાવતાદિ દિગ્ગજોના નાદ-ઘોષ અને મદનો નાશ કરનાર, (એટલે જેમનો ઘોષ સાંભળી દિગ્ગજો પણ મૌન ધારણ કરે અને તેમનો મદ સુકાઇ જાય તેવા) શબ્દવાળા અને પર્વતો ઉપર અને સમુદ્રોમાં ન અટકતા સંચારવાળા ભયંકર) રથમાં બેશીને, જતો હવો-ચાલવા લાગ્યો. ૮

**युगक्षयक्षुब्धपयोधिनिःस्वनाश्चलत्पताकाकुलवारितातपाः ।
धरारजोग्रस्तदिगन्तभास्कराः पतिं प्रयान्तं पृतनास्तमन्वयुः ॥९॥**

પ્રલય કાળમાં ઊછળતા સમુદ્રોની ગર્જના સરખી ગર્જનાવાળી, ચલાયમાન ધ્વજાના સમૂહોએ દૂર કરેલા તાપવાળી અને પૃથ્વીની રજથી છવાએલા દિગન્ત અને સૂર્યવાળી સેના, આગળ જતા તે પતિ તારકાસુર પાછળ ચાલતી હવી. ૯

**चमूरजः प्राप दिगन्तदन्तिनां महासुरस्याभिसुरं प्रसर्पिणः।**
**दन्तप्रकाण्डेषु सितेषु शुभ्रतां कुम्भेषु दानाम्बुघनेषु पङ्कताम् ॥१०॥**

દેવલોકોની સામે જતી મહાસુર–તારકાસુર–ની સેનારજ, (સેનાથી ઊડેલી ધૂળ) દિગ્ગજોના–ઐરાવતાદિ હાથીઓના ધોળા દંતુશળો ઉપર પીળાપણાને અને મદજળથી ભરેલાં મોટાં ગણ્ડસ્થળો ઉપર કાદવપણાને પ્રાપ્ત થતી હવી. ૧૦

**महीभृतां कन्दरदारणोल्बणैस्तद्वाहिनीनां पटहस्वनैर्घनैः।**
**उद्वेलिताश्चुक्षुभिरे महार्णवा नभःस्रवन्ती सहसाभ्यवर्धत ॥११॥**

પર્વતોની ગુફાઓને ફોડી નાંખવામાં સમર્થ (એટલે પોતાના ઝપાટાથી ફાડી નાંખતા હોય તેવા દેખાતા) તથા કઠોર લાગતા તે તારકાસુરની સેનાના પટહ વાજીંત્રના શબ્દોથી, પોતાના કાંઠાને ઉલ્લંઘી જતા મોટા સમુદ્રો ક્ષોભ પામતા હવા. અને આકાશગંગા અકસ્માત્ વૃદ્ધિ પામતી હવી. (અર્થાત્ આકાશગંગા પણ ક્ષોભ પામવા લાગી.) ૧૧

**सुरारिनाथस्य महाचमूस्वनैर्विगाह्यमाना तुमुलैः सुरापगा।**
**अभ्युच्छ्रितैरूर्मिशतैश्च वारिजैरक्षालयन्नाकनिकेतनावलीम् ॥१२॥**

અત્યંત પ્રૌઢ તારકાસુરની મોટી સેનાના શબ્દોથી વ્યાપ્ત થએલી મન્દાકિની–ગંગા, આગળ ઊછળતાં કમળોવડે અને સેંકડો તરંગોવડે સ્વર્ગના ઘરોની પંક્તિને માર્જન કરતી હવી. એટલે ધોતી હવી. ૧૨

**अथ प्रयाणाभिमुखस्य नाकिनां द्विषः पुरस्तादशुभोपदेशिनी।**
**अगाधदुःखाम्बुधिमध्यमज्जनं बभूव चोत्पातपरम्परा तव ॥१३॥**

ત્યાર પછી, પ્રયાણ કરવા તૈયાર થતા દેવના શત્રુ તારકાસુરની આગળ ("હે તારકાસુર!) તારૂં અગાધ દુઃખસાગરમાં બૂડવું થશે (એટલે તું અપાર ઊંડા દુઃખસાગરમાં બુડી જશે") એવી અશુભ જણાવનારી–નઠારા શુકનવાળી ઉત્પાતોની પંક્તિ થતી હવી. (અર્થાત્ એક પછી એક નઠારા શુકનો નીચે પ્રમાણે થવા લાગ્યા.) ૧૩

નીચેના અગિયાર શ્લોકથી તે અશુભ શુકનની પરંપરા જણાવે છે.

**आगामिदैत्याशनकेलिकाङ्क्षिणी कुपक्षिणां घोरतरा परम्परा।**
**दधौ पदं व्योम्नि सुरारिवाहिनीरुपर्युपर्यैत्यानिवारितातपा ॥१४॥**

અતિશય ભયંકર દેખાતી ગીધ અથવા હોલા વિગેરે કુપક્ષીઓની પંક્તિ, ભવિષ્યમાં થતી દૈત્યોનું ભોજન કરવાની ક્રીડા કરવા માટે આકાંક્ષાવાળી તારકાસુરની સેનાની ઉપરનેઉપર આવતી હવી. અને તે તાપને ન અટકાવતી આકાશમાં સ્થાન ગ્રહણ કરતી હવી. (અર્થાત્ અસુર સેનાના ઉપર

આકાશમાં કુપક્ષીઓના સમૂહો ભમવા લાગ્યા. આમાં બે ઉત્પાત વર્ણવ્યા છેઃ એક ઉપર પક્ષીઓનું ભમવું અને બીજો તાપ ન દૂર થવો તે.) ૧૪

मुहुर्विभग्नातपवारणध्वजश्चलद्धराधूलिकलाकुलेक्षणः।
धूताश्वमातङ्गमहारथाकरानवेक्षणोऽभूत्प्रसभं प्रभञ्जनः ॥१५॥

છત્રો અને ધ્વજાઓને ભાગી નાંખતો, ઝપાટામાં ઊડતી પૃથ્વીની ધૂળના સમૂહથી લોકનાં નેત્રોને વ્યાકુળ કરતો તથા (આકાશમાં) ભમતા ઘોડા, હાથી અને મોટા રથોના સમૂહોનું દર્શન ન કરાવતો (સેનાનાં સકળ અંગને ઢાંકી દેતો) વાયુ, જોરથી વારંવાર ઉત્પન્ન થતો હવો. (અર્થાત્ દુઃખકારક વાયુ બહુ જ વાવા લાગ્યો. આ ત્રીજો ઉત્પાત છે.) ૧૫

सद्यो विभिन्नाञ्जनपुञ्जतेजसो मुखैर्विषाग्निं विकिरन्त उच्चकैः।
पुरः पथोऽतीत्य महाभुजंगमा भयंकराकारभृतो भृशं ययुः ॥१६॥

તરત પડેલા કાજળના સમૂહ સરખા તેજવાળા, એટલે અત્યંત કાળાં, મોટા વિસ્તારવાળાં, અત્યંત ભયંકર સ્વરૂપને ધારણકરનારા મોટા મોટા સાપો, આગળ ઝહેર રૂપી અગ્નિને મુખવડે ફેંકતા સૈન્યને જવાના માર્ગને ઓળંગી જતા હવા. (અર્થાત્ યુદ્ધ કરવા જતા સૈન્યની આગળ મોટા સર્પો આડા ઊતર્યા—આ ચોથો ઉત્પાત.) ૧૬

मिलन्महाभीमभुजंगभीषणं प्रभुर्दिनानां परिवेषमादधौ।
महासुरस्य द्विषतोऽतिमत्सरादिवान्तमासूचयितुं भयंकरः ॥१७॥

દિવસનો સ્વામી સૂર્ય, શત્રુરૂપ તારકાસુરના મરણને જણાવવા એક બીજા સાથે મળતા તથા અત્યંત ભયંકર લાગતા સર્પોથી ભય આપનારા કુંડલ આકારને અત્યંત મત્સરથી ધારણ કરતો હોય તેમ ધારણ કરતો હવો; અને તેથી અત્યંત ભયંકર લાગતો હવો. (આમાં વિનાશરૂપ ફળને સૂચવનારા સૂર્યની આસપાસ થતા કુંડાળામાં મત્સરનો હેતુ ન છતાં તેની કલ્પના કરી છે માટે હેતૂત્પ્રેક્ષા છે. આ પાંચમો ઉત્પાત.) ૧૭

त्विषामधीशस्य पुरोऽधिमण्डलं शिवाः समेताः परुषं ववासिरे।
सुरारिराजस्य रणान्तशोणितं प्रसह्य पातुं द्रुतमुत्सुका इव ॥१८॥

તેજના સ્વામિ સૂર્યના મંડલ સામે ભેગી મળેલી ક્રોષ્ટ્રી—શિયાળવીઓ, તારકાસુરના સંગ્રામ સમીપના રુધિરને ઉતાવળે બળાત્કારથી પીવાને ઉત્સાહી હોય તેમ કઠોરપણે બોલતી હવી. (અર્થાત્ સૂર્યના સામે શિયાળો ભેગાં થઇને જોરથી બોલવા લાગ્યાં. એક સૂર્ય સામે શિયાળો ભેગાં થયાં તે, અને બીજો તે જોરથી રડતાં હતાં તે, આ છ અને સાતમો ઉત્પાત છે.) ૧૮

**दिवापि तारास्तरलास्तरस्विनीः परापतन्तीः परितोऽथ वाहिनीः ।**
**विलोक्य लोको मनसा व्यचिन्तयत्प्राणव्ययान्तं व्यसनं सुरद्विषः ॥१९॥**

અને દિવસે પણ ચંચળ અને વેગવાળાં નક્ષત્રોને, સેનાઓ તરફ ખરતાં જોઇને લોકો મનથી તારકાસુરના પ્રાણના નાશ સુધીના દુઃખને વિચારવા લાગ્યા. (અર્થાત્ દિવસે પણ નક્ષત્રપાત થતો જોઇને તે લોકોને સ્પષ્ટ લાગ્યું કે તારકાસુરના પ્રાણનો નક્કી નાશ થશે. આ આઠમો ઉત્પાત છે.) ૧૯

**ज्वलद्भिरुच्चैरभितः प्रभाभरैरुद्भासिताशेषदिगन्तराम्बरम् ।**
**रवेण रौद्रेण हृदन्तदारणं पपात वज्रं नभसो निरम्बुदात् ॥२०॥**

મેઘવિનાના આકાશમાંથી સેનાઓના સામે ચળકારા મારતી તેજસ્વી કાન્તિના સમૂહવડે દિશાઓના અન્ત સુધીના સમગ્ર આકાશને અત્યંત પ્રકાશિત કરતું, તથા ભયાનક ઘોષથી હૃદયને વિદારણ કરતું વજ્ર પડતું હવું. (આમાં પણ બે ઉત્પાત દર્શાવ્યા છે. એક મેઘ વિના પણ વજ્રનું દર્શન થવું, અને બીજું વજ્રનું પડવું. આ નવમો અને દશમો ઉત્પાત છે.) ૨૦

**ज्वलद्भिरंगारचयैर्नभस्तलं ववर्ष गाढं सह शोणितास्थिभिः ।**
**धूमं ज्वलन्तो व्यसृजन्मुखै रजो दधुर्दिशो रासभकण्ठधूसरम् ॥२१॥**

આકાશ, (મેઘવિનાનું હતું છતાં) બળતા અંગારાના સમૂહ તથા લોહી અને હાડકાં સાથે ઘણી જ વૃષ્ટિકર થતું હવું. એટલે મેઘ વગર પણ આકાશમાંથી એકાએક ઘણા અંગારા, લોહી, હાંડકાં અને જળની વૃષ્ટિ થવા લાગી (આ અગીઆરમો ઉત્પાત છે). તેમ જ અંગારાદિ મિશ્રિત વગર મેઘે વૃષ્ટિ થવી (એ બારમો ઉત્પાત). અને તેથી બળતી દિશાઓ, ગધેડાના કંઠના સરખા સરખા ધૂસર વર્ણવાળી ધૂમાડારૂપી રજને મુખ(અગ્રભાગ)થી બહાર કાઢી ધારણ કરતી હવી. (અર્થાત્ દિશાઓમાંથી ધૂમાડાના ગોટેગોટ આવવા લાગ્યા. (આ તેરમો ઉત્પાત જાણવો.) ૨૧

**निर्घातघोषो गिरिशृङ्गशातनो घनोऽम्बराशाकुहरोदरंभरिः ।**
**बभूव भूम्ना श्रुतिभित्तिभेदनः प्रकोपिकालार्जितगर्जितर्जनः ॥२२॥**

અત્યંત રોષથી કાળે–યમે–કરેલી ગર્જનાને હઠાવી દેતો અને તેથી આકાશના અને દિશાઓના અંતર્ભાગરૂપી ઉદરને ભરી દેનારો તથા પર્વતના શિખરોને તોડી પાડનારો આકાશમાં ધાડો (વજ્રપાતનો) ઘોષ (પવનનો ભયંકર સુસવાટ) અત્યંતપણે કાનના પડદા તોડી નાંખે એવો થતો હવો. (આ ચૌદમો ઉત્પાત) ૨૨

**स्खलन्महेभं प्रपतत्तुरङ्गमं परस्पराश्लिष्टजनं समन्ततः ।**
**प्रक्षुभ्यदम्भोधिविभिन्नभूधराङ्कलं द्विषोऽभूदवनिप्रकम्पात् ॥२३॥**

તારકાસુરનું સૈન્ય, ક્ષોભ પામતા-વલોવાતા સમુદ્રથી વિદીર્ણ થતા પર્વતોવાળા પૃથ્વીના પ્રકમ્પ(ભૂકંપ)થી મોટા કરીન્દ્રો-હાથીઓ-મૂર્છા પામ્યા; મદોન્મત્ત ઘોડાઓ પડવા લાગ્યા, અને ભયયુક્ત થઈ માણસો એક બીજાને બાઝી પડયાં, એવું થતું હવું. ( આ પંદરમો ઉત્પાત. ) ૨૩

**ऊर्ध्वीकृतास्या रविदत्तदृष्टयः समेत्य सर्वे सुरविद्विषः पुरः ।**
**श्वानःस्वरेण श्रवणान्तशातिना मिथो रुदन्तः करुणेन निर्ययुः ॥२४॥**

સઘળાં કૂતરાં ભેગાં થઇ ઊંચાં મુખ રાખી તથા સૂર્ય ભણી નેત્ર રાખીને ( અર્થાત્ સૂર્ય સામું જોઇને ) કરુણા રસથી ભરપૂર તથા કાનના મધ્ય ભાગને બેહરા કરતા સ્વરવડે વગર કારણે રડતાં તારકાસુરની આગળ નીકળતાં હવાં. ( આ સોળમો ઉત્પાત છે. ) ૨૪

**अपीति पश्यन्परिणामदारुणां महत्तमां गाढमरिष्टसंततिम् ।**
**दुर्दैवदष्टो न खलु न्यवर्तत क्रुधा प्रयाणव्यवसायतोऽसुरः ॥२५॥**

મજબૂતપણે પરિણામમાં અત્યંત ભય આપનારી અતિશય મોટી અપશુકનની પંક્તિ જોતો છતાં પણ તારકાસુર ક્રોધથી જવાના ઉદ્યોગથી પાછો ન ફરતો હવો. કારણકે-દુર્દૈવે હણાએલો છે માટે "**विनाशकाले विपरीतबुद्धिः**" એટલે જ્યારે વિનાશ થવાનો હોય ત્યારે બુદ્ધિ પણ ફરી જાય છે. એ ન્યાયે ન અટકયો. ૨૫

**अरिष्टमाशङ्क्य विपाकदारुणं निवार्यमाणोऽपि बुधैर्महासुरः ।**
**पुरः प्रतस्थे महतां वृथा भवेदसद्ग्रहान्धस्य हितोपदेशनम् ॥२६॥**

તારકાસુર અરિષ્ટ ( અશુભ શુકન )ને ઉત્તર કાળમાં ( છેવટે ) ભય આપનાર ( છે એવું ) વિચારીને ડાહ્યા માણસોએ અટકાવ્યો છતાં પણ નગર આગળ જ ઉભો રહેતો હવો. ( પરંતુ પાછો તો ન જ ફર્યો ) એ જ રીતે-ડાહ્યા પુરુષોએ, પોતાની મોટાઇથી ધારણકરેલા દુરાગ્રહના અંધકારથી આંધળા થએલાને કહેલો હિતોપદેશ વૃથા થાય છે. ( અર્થાત્ જેમ દુરાગ્રહીને કરેલો ઉપદેશ વ્યર્થ થાય છે તેમ મહાસુરને થયું. ) ૨૬

હવેના પાંચ શ્લોકથી પાંચ બીજા મોટા અપશુકનો જણાવે છે.

**क्षितौ निरस्तं प्रतिकूलवायुना तदीयचामीकरघर्मवारणम् ।**
**रराज मृत्योरिव पारणाविधौ प्रकल्पितं हाटकभाजनं महत् ॥२७॥**

સમા વાતા પવનવડે પૃથ્વી ઉપર પાડી નાંખેલું તે તારકાસુરનું સોનાનું

છત્ર, યમની ભોજનક્રિયા નિમિત્ત બનાવેલું-મૂકેલું-જાણે મોટું વિશાળ સોનાનું પાત્ર શોભતું હોય તેમ શોભતું હતું. ( આ ઉત્પ્રેક્ષા છે. ) ૨૭

**विजानता भाविशिरोनिकृन्तनं प्रजेन शोकादिव तस्य मौलिना।**
**मुहुर्गलद्भिस्तरलैरलंतरामरोदि मुक्ताफलबाष्पबिन्दुभिः ॥२८॥**

ડાહ્યા અને ભવિષ્યમાં થતા મસ્તકના છેદનને જાણનારા તે તારકાસુરના મુગટે શોકથી વારંવાર પડતાં અને ચલાયમાન થતાં મોતીરૂપ અશ્રુનાં બિંદુથી અતિશય જાણે રડવા માંડયું. ( અર્થાત્ મુગટમાં જડેલા મણિનું એકાએક પૃથ્વીપર પડવું એ રૂપ ઉત્પાત થયો. ) ૨૮

**निवार्यमाणैरभितोऽनुयायिभिर्ग्रहीतुकामैरिव तं मुहुर्मुहुः।**
**अपाति गृध्रैरभि मौलिमाकुलैर्भविष्यदेतन्मरणोपदेशिभिः ॥२९॥**

ભવિષ્યમાં થનારા તારકાસુરના મરણને જણાવનારા, ભક્ષણક્રિયા કરવા માટે આમથી તેમ ભમતા પક્ષીઓ, ચારે તરફથી પાછળ ચાલનારાઓએ વારંવાર નિવારણ કર્યા છતાં પણ જાણે તેને ભક્ષણ કરવાના મનોરથવાળા હોય તેમ પક્ષીઓએ તેના મુગટ ઉપર પડવા માંડયું. ( અર્થાત્ ગીધ પક્ષીઓ, અટકાવ્યા છતાં પણ જાણે જાણીજોઇને આવીને બેસતા હોય તેમ તારકાસુરના મુગટ ઉપર બેસવા લાગ્યા. (આ પણ મોટો ઉત્પાત કહેવાય. ) ૨૯

**सद्योनिकृत्ताञ्जनसोदरद्युतिं फणामणिप्रज्वलदंशुमण्डलम्।**
**निर्यद्विषोल्कानलगर्भफूत्कृतं ध्वजे जनस्तस्य महाहिमैक्षत ॥३०॥**

લોકો, તે તારકાસુરની ધ્વજા ઉપર તરત પાડેલા કાજળ જેવી કાળી કાન્તિવાળા તથા ફણાના મણિઓથી પ્રજ્વલિત-અધિક થતા કિરણમંડળવાળા તથા જેના મધ્યમાં વિષરૂપી ઉલ્કાનળ નીકળતો હતો એવા ફૂંફાડા કરતા મહાન્ સર્પને જોતા હવા. (આ પણ એકજાતનો મોટો ઉત્પાત છે.) ૩૦

**रथाश्वकेशावलिकर्णचामरं ददाह बाणासनबाणबाणधीन्।**
**अकाण्डतश्चण्डतरो हुताशनस्तस्यातनुस्यन्दनधूर्यगोचरः ॥३१॥**

વખતવિના-અકાળે-તે તારકાસુરના મોટા રથના આગલા ભાગે ધૂંસરા આગળ લાગેલો ( તેને વળગેલો ) અત્યંત ભયંકર અગ્નિ, રથના ઘોડાના કેશની પંક્તિ અને કાનના ચામર એ બેઉને તથા બાણ ફેંકવાની ક્રિયાના સાધનરૂપ ધનુષને, બાણને અને ભાથાને બાળતો હવો. (આ પણ મોટો ઉત્પાત છે. ) ૩૧

**इत्याद्यरिष्टैरशुभोपदेशिभिर्विहन्यमानोऽप्यसुरः पुनः पुनः ।**
**यदा मदान्धो न गतान्न्यवर्तताम्बरात्तदाभून्मरुतां सरस्वती ॥३२॥**

મદાન્ધ તારકાસુર, અશુભ બતાવનાર પૂર્વે કહ્યા તે વગેરે અપશુકનોથી વારંવાર વિઘ્નિત ક્રિયાવાળો થવા છતાં પણ જ્યારે જવાથી પાછો ફર્યો નહિ ત્યારે, આકાશમાંથી દેવલોકોની સરસ્વતી (આકાશવાણી) થતી હવી. ૩૨

**मदान्ध मा गा भुजदण्डचण्डिमावलेपतो मन्मथहन्तृसूनुना ।**
**सुरैः सनाथेन पुरंदरादिभिः समं समन्तात्समरं विजित्वरैः ॥३३॥**

" હે મદાન્ધ ! હે તારકાસુર ! હાથરૂપી દંડના પ્રચણ્ડપણાથી ઉત્પન્ન થએલા અહંકારને લીધે વિજયવાળા ઇન્દ્રાદિ દેવોએ ચારે તરફ વીંટાએલા, કામદેવનો નાશકરનાર શંકરપુત્ર–કાર્તિકેયસ્વામિ–સાથે યુદ્ધ કરવા માટે ન જા–ન જઈશ. ૩૩

હવે ચાર શ્લોકથી કુમાર સાથે તારકાસુરને યુદ્ધ કરવું યોગ્ય નથી જ એમ દર્શાવે છે.

**गुहोऽसुरैः षड्दिनजातमात्रको निदाघधामेव निशातमोभरैः ।**
**विषह्यते नाभिमुखो हि संगरे कुतस्त्वया तस्य समं विरोधिता ॥३४॥**

હે મદાન્ધ ! યુદ્ધમાં સંમુખ, જન્મ્યા પછી છ દિવસ જેને વ્યતીત થયા છે એવો કાર્તિકેયસ્વામિ, દૈત્યોથી જેમ, રાત્રિના અંધકાર સમૂહોથી ઉષ્ણ તેજવાળો સૂર્ય ન સહન કરાય તેમ નહિ જ સહન કરાય; તારી સંગાથે તેનું વૈર શાથી હોય ! (અર્થાત્ કુમાર સાથે તેં કરેલા વૈર નિમિત્તે યુદ્ધ કરવું તને યોગ્ય નથી.) ૩૪

**अभ्रंलिहैः श्रृङ्गशतैः समन्ततो दिक्चक्रवालैः स्थगितस्य भूभृतः ।**
**क्रौञ्चस्य रन्ध्रं विशिखेन निर्ममे येनाहवस्तस्य सह त्वया कुतः ॥३५॥**

હે મદાન્ધ ! જેણે આકાશને સ્પર્શ કરતાં હજારો શિખરોથી અને દિશાઓનાં મંડળથી સર્વ આચ્છાદિત થએલા ક્રૌંચ નામના પર્વતનાં છિદ્રને બાણથી નિરમ્યું છે (એટલે જેણે બાણો મારીને ક્રૌંચ પર્વને છિદ્રો પડયાં છે) તેનો સંગ્રામ તારી સાથે શા કારણથી હોય ! (અર્થાત્ એ પણ યોગ્ય નથી.) ૩૫

**लब्ध्वा धनुर्वेदमनङ्गविद्विषस्त्रिःसप्तकृत्वः समरे महीभुजाम् ।**
**कृत्वाभिषेकं रुधिराम्बुभिर्घनैः स्वक्रोधवह्निं शमयांबभूव यः ॥३६॥**

જે પરશુરામ, શંકર પાસેથી ધનુર્વેદ પ્રાપ્ત કરી–ભણી–યુદ્ધમાં રાજાઓના લોહીરૂપી ઘાડા જળથી એકવીસવાર સ્નાન કરીને, પોતાના ક્રોધા-

ત્રિને શાન્ત કરતા હવા. (અર્થાત્ એકવીસવાર ક્ષત્રિયોને મારી શાન્ત થયા હતા.) ૩૬

**न जामदग्न्यः क्षयकालरात्रिकृत्स क्षत्रियाणां समराय वल्गति ।**
**येन त्रिलोकीसुभटेन तेन ते कुतोवकाशः सह विग्रहग्रहे ॥३७॥**

ક્ષત્રિઓની ક્ષયરૂપી કાલરાત્રિ કરનારા તે પરશુરામ, ત્રણલોકમાં મોટા યોદ્ધારૂપ જે કાર્તિકેય સ્વામિ સાથે યુદ્ધ કરવા ન જતા હવા. તે કુમાર સાથે તારે વિગ્રહ કરવામાં શાનો અવકાશ હોય? (અર્થાત્ ન જ હોય. એટલે જે પરશુરામે એકવીસવાર ક્ષત્રિઓને હરાવ્યા હતા તે પરશુરામ પણ જેની સાથે લઢયા નહોતા તે કુમાર સાથે તારાથી તો લઢાય જ કેમ?) ૩૭

**त्यजाशु गर्वं मदमूढ मा स्म गाः स्मरारिसूनोर्वरशक्तिगोचरम् ।**
**तमेव नूनं शरणं व्रजाधुना जगत्सुवीरं स चिराय जीव तत् ॥३८॥**

હે ઉન્માદ મૂર્ખ! તરત અભિમાન તજી દે; અને કાર્તિકેય સ્વામિની શ્રેષ્ટ શક્તિ–સાંગ રૂપ આયુધને ગોચર તું ન જ થા એટલે કુમારની શ્રેષ્ટ શક્તિનો અનુભવ તું ન જ કર પરંતુ હાલ ખચિત જ રક્ષણ કરનારા તે જગત્ મહાવીરને મળ, તેથી તું બહુ વખત જીવશે." (અર્થાત્ કુમાર પાસે ગયા વિના તને કોઇ બીજો જીવાડી શકશે નહિ. જેથી જો તારે જીવવું હોય તો તેને શરણે જા.) ૩૮

**श्रुत्वेति वाचं वियतो गरीयसीं क्रोधादहंकारपरो महासुरः ।**
**प्रकम्पिताशेषजगत्त्रयोऽपि सन्नकम्पतोच्चैर्दिवमभ्यधाच्च सः ॥३९॥**

આકાશમાંની આ પ્રકારની અતિશય મોટી વાણી સાંભળીને ક્રોધથી અત્યંત અભિમાનમાં આસક્ત થએલો તારકાસુર, સમગ્ર ત્રણ જગતને કંપાવ્યા છતાં પણ પોતે કંપતો હવો. અને ત્યાર પછી સ્વર્ગ પ્રત્યે ઊંચા સ્વરથી કહેતો હવો. ૩૯

**किं ब्रूथ रे व्योमचरा महासुराः स्मरारिसूनुप्रतिपक्षवर्तिनः ।**
**मदीयबाणव्रणवेदना हि साधूना कथं विस्मृतिगोचरीकृता ॥४०॥**

"રે વ્યોમચરો (આકાશમાં ગતિકરનારા) મહાદેવ લોકો, તમે કુમારના પ્રતિપક્ષમાં વર્તનારા થઇ શું બોલો છો? (તમે) તે મારા બાણના ઘાની પીડા અત્યારે જ કેમ વિસારે નાંખી? (અર્થાત્ આગળ અનુભવેલાં હોવાથી તે મારેલાં બાણ યાદ કરો.) ૪૦

**कटुस्वरैः प्रालपथाम्बरस्थिताः शिशोर्बलात्षड्दिनजातकस्य किम् ।**
**श्वानः प्रमत्ता इव कार्तिके निशि स्वैरं वनान्ते मृगधूर्तका इव ॥४१॥**

હે દેવો! તમે આકાશમાં રહેનાર થઇને, છ દિવસથી ઉત્પન્ન થએલા બાળકના પરાક્રમને લીધે કાર્તિક માસમાં ઉન્મત્ત બનેલા કૂતરાઓની પેઠે, અને રાત્રે વનમધ્યે મૃગોરૂપી ધુતારાઓની પેઠે કટુ સ્વરથી શું પ્રલાપ કરો છો? (મારી ઇચ્છાથી પરાક્રમ વિનાના તમારે પ્રલાપ ન કરવો એટલે મારી ઇચ્છા એવી છે કે-તમારે તો બોલવું જ ન જોઇએ.) ૪૧

**सङ्गेन वो गर्भतपस्विनः शिशुर्वराक एषोऽन्तमवाप्स्यति ध्रुवम् ।**
**अतस्करस्तस्करसङ्गतो यथा तद्वो निहन्मि प्रथमं ततोऽप्यमुम् ॥४२॥**

હે દેવો! તમારા સંગને લીધે બિચારો એ બાલપણાથી જ તપસ્વી એવા શંકરનો શિશુ-કુમાર, જેમ તસ્કરની સોબતને લીધે અતસ્કર-શાહુકાર મરણ પામે તેમ, નક્કી મરણ પામશે; તેટલા માટે તમને પ્રથમ હણું છું, ત્યાર પછી એ કુમારને પણ હણું છું." ૪૨

**इतीरयत्युग्रतरं महासुरे महाकृपाणं कलयत्यलं क्रुधा ।**
**परस्परोत्पीडितजानवो भयान्नभश्चरा दूरतरं विदुद्रुवुः ॥४३॥**

આ પ્રમાણે કહેતા તારકાસુરે ક્રોધથી અત્યંત ભયંકર મહા ખડ્ગને સંપૂર્ણ રીતે ધારણ કર્યું (એટલે ઉપર પ્રમાણે બોલી મોટી તરવાર હાથમાં પકડીને મારવા ઊગામી.) ત્યારે દેવો ભયથી પરસ્પર ઘસાવાથી પીડા પામતા જાનુ-ઢીંચણો-વાળા થઇ અત્યંત દૂર જતા રહ્યા. ૪૩

**ततोऽवलेपाद्विकटं विहस्य स व्यधत्त कोशादसिमुत्तमं बहिः ।**
**रथं द्रुतं प्रापय वासवान्तिकं नन्वित्यवोचन्निजसारथिं रथि ॥४४॥**

ત્યાર પછી તે તારકાસુર ભયંકર લાગતું હાસ્ય કરીને ઉત્તમ તલવારને મ્યાનમાંથી બહાર કાઢતો હવો; ત્યાર પછી ગર્વથી રથી-તારકાસુર, "રથને ઇન્દ્ર સમીપ ઉતાવળે લઇ જા" એમ પોતાના સારથીને કહેતો હવો જ. ૪૪

**मनोतिवेगेन रथेन सारथिप्रणोदितेन प्रचलन्महासुरः ।**
**ततः प्रपेदे सुरसैन्यसागरं भयंकराकारमपारमग्रतः ॥४५॥**

ત્યાર પછી મનથી પણ અત્યંત વેગવાળા સારથીએ હાંકેલા રથવડે જતો તારકાસુર, આગળ (રહેલા) અપાર ભયંકર આકૃતિવાળા દેવ લોકોની સેનારૂપી સમુદ્રને પામતો હવો. (અર્થાત્ સારથીએ ઊતાવળે હાંકેલા રથમાં બેઠો તારકાસુર દેવલોકોની સેના પાસે આવી પહોંચ્યો.) ૪૫

**पुरः सुराणां पृतनां प्रथीयसीं विलोक्य वीरः पुलकं प्रमोदजम् ।**
**बभार भूम्नाथ स बाहुदण्डयोः प्रचण्डयोः संगरकेलिकौतुकी ॥४६॥**

ત્યારપછી શૂરવીર તે તારકાસુર, અત્યંત વિસ્તારવાળી દેવોની સેના પોતાની આગળ જોઇને પ્રચંડ બે હાથરૂપી દંડના આનંદથી ઉત્પન્ન થએલા રોમાંચને બહુ જ ધારણ કરતો હવો. ( કેમકે ) તે સંગ્રામની ક્રીડામાં ઉત્સાહવાળો હતો. (અર્થાત્ વીર પુરુષોને સેનાનું દર્શન જ મોટા હર્ષનું કારણ છે) ૪૬

**ततो महेन्द्रस्य चराश्चमूचरा रणान्तलीलारभसेन भूयसा ।**
**पुरः प्रचेलुर्मनसोऽतिवेगिनो युयुत्सुभिः किं समरे विलम्ब्यते ॥४७॥**

ત્યારપછી મનથી પણ અત્યંત વેગવાળા, અતિશય રણસંગ્રામની ક્રીડાના ઉત્સાહથી સેનામાં ગતિકરનારા ( ફરનારા ) ઇન્દ્રના દૂતો, “ સંગ્રામમાં યુદ્ધ કરવાની અભિલાષાવાળા તમોએ કેમ વાર કરાય છે ? ” ( તરત યુદ્ધ કરો એમ શત્રુ તારકાસુરને કહેવાને ) અગ્રે ચાલતા હવા. (અર્થાત્ “ તમે વિલંબ ન કરતાં ઉતાવળે યુદ્ધ કરવા માંડો ” એવું તારકાસુરને કહેવા માટે ઇન્દ્રના દૂતો વેગથી તારકાસુર તરફ જવા લાગ્યા.) ૪૭

**पुरःस्थितं देवरिपोश्चमूचरा वलद्विषः सैन्यसमुद्रमभ्ययुः ।**
**भुजं समुत्क्षिप्य परेभ्य आत्मनोऽभिधानमुच्चैरभितो न्यवेदयन् ॥४८॥**

દેવરિપુ–તારકાસુર–ના સૈનિકો, આગળ આવેલા ઇન્દ્રની સેનારૂપી સમુદ્ર સામા જતા હવા; અને સામા હાથ ઊંચા કરી પોતાનું નામ ઊંચા સ્વરથી ( અમારૂં અમુક નામ છે ) એમ શત્રુને જણાવતા હવા. ૪૮

**पुरोगतं दैत्यचमूमहार्णवं द्रष्ट्वा परं चुक्षुभिरे महासुराः ।**
**पुरारिसूनोर्नयनैककोणके ममुर्भटास्तस्य रणेऽवहेलया ॥४९॥**

ઇન્દ્રાદિ મોટા દેવલોકો, પોતાના આગળ આવી પહોંચેલા તારકાસુરની સેનારૂપી મહાસમુદ્રને જોઇને કેવળ ક્ષોભ–દુઃખ–પામતા હવા. (પણ) સંગ્રામમાં અનાદરથી તે કુમારના નેત્રના એક ખૂણામાં યોદ્ધાઓ સમાઇ રહેતા હવા. ( અર્થાત્ દેવલોકો વ્યથા પામવા લાગ્યા પરંતુ કુમાર પોતાના નેત્રના એક ખૂણાથી યોદ્ધાઓને “ ઓહો ! આટલી જ સેના છે કે ” એવા ભાવયુક્ત અનાદરથી જોવા લાગ્યો ) ૪૯

**द्विषद्बलत्रासविभीषिताश्चमूर्दिवौकसामन्धकशत्रनन्दनः ।**
**अपश्यदुद्दिश्य महारणोत्सवं प्रसादपीयूषधरेण चक्षुषा ॥५०॥**

મોટા રણસંગ્રામના ઉત્સવને મનમાં ધારણ કરતો અંધક શત્રુનો નંદન શિવપુત્ર–કાર્તિકેયસ્વામિ, તારકાસુરની સેનાના ત્રાસથી બીનેલી દેવલોકોની સેનાને અનુગ્રહરૂપી અમૃતને ધારણ કરનારા નેત્રવડે જોતો હવો. ( અર્થાત્ “ હે દેવો ! તારકાસુરથી બ્હી જશો નહિ, પ્રસન્ન થાઓ અને વગર શંકાએ યુદ્ધ કરો. ” એવું જણાવતા હોય તેવું તેમની દ્રષ્ટિથી જણાતું હતું ) ૫૦

**उत्साहिताः शक्तिधरस्य दर्शनान्मृधे महेन्द्रप्रमुखा मखाशनाः ।**
**अहं मृधे जेतुमरीनरीरमन्न कस्य वीर्याय वरस्य संगतिः ॥५१॥**

શક્તિ( એ નામના આયુધ )ને ધારણકરનાર–કુમાર–નું સંગ્રામમાં દર્શન થવાથી ઉત્સાહી બનેલા ઇન્દ્રાદિ મખાશનો–યજ્ઞમાં હુતદ્રવ્યના ભોક્તા દેવલોકો, યુદ્ધમાં હું જ શત્રુઓને જીતવા સમર્થ છું બીજો નથી. ( એ પ્રકારે બોલી) આનંદ કરતા હવા. (એ જ રીતે) શ્રેષ્ટ પુરુષનો સંબંધ, કયા પુરુષના પરાક્રમને ઉત્પન્ન કરવા સમર્થ નથી ? ( સર્વને પરાક્રમી બનાવે છે. ) ૫૧

**परस्परं वज्रधरस्य सैनिका द्विषोऽपि योद्धुं स्वकरोद्धृतायुधाः ।**
**वैतालिकश्रावितताराविक्रमाभिधानमीयुर्विजयैषिणो रणे ॥५२॥**

યુદ્ધમાં જય પામવાની ઇચ્છાવાળા અને તેથી યુદ્ધ કરવાને માટે પોતાના હાથથી ધારણ કરેલાં આયુધવાળા ઇન્દ્રના અને તેના શત્રુ તારકાસુરના પણ સૈનિકો, એક બીજાનાં નામ તથા મોટાં પરાક્રમ બંદીજનો તરફથી સંભળાય તે રીતે પરસ્પર મળતા હવા. ૫૨

**संग्रामं प्रलयाय संनिपततो वेलामतिक्रामतो**
**वृन्दारासुरसैन्यसागरयुगस्याशेषदिग्व्यापिनः ।**
**कालातिथ्यभुजो बभूव बहलः कोलाहलः क्रोषणः**
**शैलोत्तालतटीविघट्टनपटुर्ब्रह्माण्डकुक्षिंभरिः ॥ ५३ ॥**

(સેનાનો) પ્રલય કરવા માટે સંગ્રામ વિષે ઉત્પન્ન થતો ( બીજા અર્થમાં લોક–જગત્–નો પ્રલય–નાશ કરવા માટે અત્યંત વૃદ્ધિ પામતો) અને તેથી મર્યાદા ( યુદ્ધના નિયમોને અને બીજા અર્થમાં સીમા )ને ઉલ્લંઘન કરતો સમગ્ર દિશામાં વ્યાપી જતો અને કાળના આતિથ્યને ભોગવતો દેવ અને દૈત્ય એ બેનાં સૈન્યરૂપી બે સમુદ્રોનો કોલાહલ બહુ જ પર્વતનાં શિખરોને તોડી પાડવામાં સમર્થ, બ્રહ્માંડની કૂખો ભરે એવો થતો હવો. ( અર્થાત્ જેમ પ્રલયકાળે વૃદ્ધિ પામતા બે સમુદ્રોનો મેળાપ થતાં ઉત્પન્ન થએલો ધ્વનિ બ્રહ્માંડમાં વ્યાપી જાય તેમ આ બે સૈન્યોના મેળાપથી ઉત્પન્ન થએલો મહાન્ શબ્દ વિસ્તાર પામ્યો. ( આ શ્લોક શાર્દૂલવિક્રીડિત વૃત્તમાં છે. તેનું લક્ષણ, મ, સ, જ, સ, ત, ત, ગ એ રીતે ઓગણીસ ઓગણીસ અક્ષર દરેક ચરણમાં આવે છે. ) ૫૩

**इति श्रीकालिदासकृतौ महाकाव्ये कुमारसंभवे पञ्चदशः सर्ग ॥१५॥**

---

# સર્ગ ૧૬ મો.

अथान्योन्यं विमुक्तास्त्रशस्त्रजालैर्भयंकरैः ।
युद्धमासीत्सुनासीरसुरारिबलयोर्महत् ॥१॥

દેવ અને દૈત્યો મળ્યા પછી, ભયંકર લાગતાં પરસ્પર મારવાને છોડેલાં (શરાદિ મોહનાદિ) અસ્ત્રશસ્ત્રોએ કરીને, ઇન્દ્રનાં અને તારકાસુરનાં (બેઉ) સૈન્યોનું ઘોર યુદ્ધ થતું હતું. (આ સર્ગમાં અનુષ્ટુપ વૃત્ત છે.) ૧

पत्तिः पत्तिमभीयाय रणाय रथिनं रथी ।
तुरंगस्थं तुरंगस्थो दन्तिस्थं दन्तिनि स्थितः ॥२॥

પાયદળ, પાયદળ સાથે; રથમાં બેઠેલા, રથમાં બેઠેલા સાથે; ઘોડા ઉપર બેઠેલા ઘોડા ઉપર બેઠેલા સાથે અને હાથી ઉપર બેઠેલા હાથી ઉપર બેઠેલા સાથે યુદ્ધ કરવાને સામા આવતા હતા. ૨

युद्धाय धावतां धीरं वीराणामितरेतरम् ।
वैतालिकाः कुलाधीशा नामान्यलमुदाहरन् ॥३॥

પરસ્પર યુદ્ધ કરવાને ગમ્ભીરપણે દોડતા યોદ્ધાઓના નામોને, કુલમાં પ્રદીપ–દીવારૂપ એવા (આથી પોતાની વિદ્યાનું પ્રવીણપણું જણાવ્યું છે) બંદિજનો, સંપૂર્ણ શોભે તેવી રીતે કહેતા હતા. (અર્થાત્ આ ફલાણો વીર દોડી આવે છે, આ ફલાણો વીર દોડી આવે છે એમ બંદીજનો યોદ્ધાઓનાં નામો દર્શાવતા હતા.) ૩

पठतां वन्दिवृन्दानां प्रवीरा विक्रमावलीम् ।
क्षणं विलम्ब्य चित्तानि ददुर्युद्धोत्सुकाः पुरः ॥४॥

શ્રેષ્ટ યોદ્ધાઓ, પરાક્રમના સમૂહને વર્ણવતા ("આ સારૂં પરાક્રમ કર્યું, આ સારૂં પરાક્રમ કર્યું" એમ બોલતા) બંદિજનના સમૂહ આગળ પોતાનાં મન, ક્ષણવાર વિલમ્બ કરીને આપતા હવા. (કારણ કે) તેઓ યુદ્ધમાં અત્યંત ઉત્સાહી હતા. (અર્થાત્ યુદ્ધમાં લાગેલાં યોદ્ધાઓનાં મન, બંદિઓના વખાણ તરફ પણ તત્કાળ જતાં નહોતાં.) ૪

सङ्ग्रामानन्दवर्धिष्णौ विग्रहे पुलकाञ्चिते ।
आसीत्कवचविच्छेदो वीराणां मिलतां मिथः ॥५॥

યુદ્ધ કરવાના ઉત્સાહથી વૃદ્ધિ પામતા અને રોમાંચથી વ્યાપ્ત થતા અન્યોઅન્ય મળતા (સામાસામી લઢતા) યોદ્ધાના શરીર ઉપર કવચનો છેદ થતો હવો. (અર્થાત્ યુદ્ધાનંદના પોરસથી જાડાં થએલાં શરીરવાળા યોદ્ધાઓના શરીર ઉપર બખતરોના કાપા પડવા લાગ્યા.) ૫

**निर्दयं खङ्गभिन्नेभ्यः कवचेभ्यः समुत्थितैः ।**
**आसन्व्योमदिशस्तूलैः पलितैरिव पाण्डुराः ॥६॥**

નિર્દયપણે ખડ્ગોવડે ભેદાએલાં કવચોમાંથી નીકળીને ઉડતા રૂને લીધે જાણે પળીઆંથી ધોળી થઇ હોય તેમ આકાશ સહિત દિશાઓ ધોળી થતી હવી. (અર્થાત્ કવચ ભેદાયા છતાં પણ યોદ્ધાઓનો રણોત્સાહ ન ભેદાયો. એવી અલંકારથી વસ્તુધ્વનિ છે.) ૬

**खङ्गा रुधिरसंलिप्ताश्चण्डांशुकरभासुराः ।**
**इतस्ततोऽपि वीराणां विद्युतां वैभवं दधुः ॥७॥**

રૂધિરથી લિપ્ત-ખરડાએલાં તથા અહીંથીતહીં પ્રચંડ સૂર્યનાં કિરણો-વડે ચળકારા મારતી કાન્તિવાળાં યોદ્ધાઓનાં ખડ્ગ, વિજળીઓના વૈભવને ધારણ કરતાં હતાં. (અર્થાત્ વીજળીઓના સરખાં શોભતાં હતાં. આમાં પણ અલંકારથી વસ્તુધ્વનિ છે.) ૭

**विसृजन्तो मुखैर्ज्वाला भीमा इव भुजंगमाः ।**
**विसृष्टाः सुभटै रुष्टैर्व्योम व्यानशिरे शराः ॥८॥**

ક્રોધી બનેલા યોદ્ધાઓએ છોડેલા બાણો, આગળથી જ્વાળાને છોડતાં અને તેથી ભયંકર સર્પની પેઠે આકાશને વ્યાપ્ત કરતાં હતાં (આકાશ સર્પોથી ભરાઇ ગયું હોય તેવું દેખાયું.) ૮

**बाढं वपूंषि निर्भिद्य धन्विनां निघ्नतां मिथः ।**
**अशोणितमुखा भूमिं प्राविशन्दूरमाशुगाः ॥९॥**

પરસ્પર અતિશય પ્રહાર કરતા ધનુષધારીઓના શરીરને ગાઢ (અત્યંત) ભેદીને પણ લોહી વિનાનાં મુખવાળા બાણો ભૂમિમાં પ્રવેશ કરતા હતા. (આમાં વપુને ભેદ્યા છતાં પણ બાણો લોહી વિનાનાં મુખવાળાં હતાં, એ વિરોધાભાસ અલંકાર છે, અને તેથી બાણની અતિ શીઘ્ર ગતિ જણાવવારૂપ વસ્તુનો ધ્વનિ છે.) ૯

**निर्भिद्य दन्तिनः पूर्वं पातयामासुराशुगाः ।**
**पेतुः प्रवरयोधानां प्रीतानामाहवोत्सवे ॥१०॥**

યુદ્ધના ઉત્સવમાં પ્રીતિવાળા અતિ શ્રેષ્ટ યોદ્ધાઓના બાણો, હાથી-ઓને ભેદીને પ્રથમ પાડતા હતા; અને પછી પોતે પણ પડતા હતા. (આમાં વાકયાર્થરૂપ વસ્તુથી પ્રાણ નાશકરનાર બાણના અતિ તિક્ષ્ણપણારૂપ વસ્તુનો ધ્વનિ છે.) ૧૦

**ज्वलदग्निमुखैर्बाणैर्नीरन्ध्रैरितरेतरम् ।**
**उच्चैर्वैमानिका व्योम्नि कीर्णे दूरमपासरन् ॥११॥**

પ્રદીપ્ત અગ્નિ સહિત મુખવાળા તથા પરસ્પર સંઘટ્ટીત-મળેલા-(સજ્જડ રહેલા) બાણોથી અતિશય વ્યાપ્ત થએલા (ભરેલા) આકાશમાં, વિમાનમાં બેશીને ફરતા વિષ્ણુઆદિ દેવલોકો, દૂર જતા રહેતા હતા. (પોતાના શરીર સંબંધી શંકાના આકુલપણાથી દૂર ખશી જતા હતા.) ૧૧

**विभिन्नं धन्विनां बाणैर्व्यथार्तमिव विह्वलम् ।**
**ररास विरसं व्योम श्येनप्रतिरवच्छलात् ॥१२॥**

ધનુષધારીઓના બાણોથી ભેદાએલું અને તેથી થતી પીડાવાળું તથા વિહ્વલ બનેલું આકાશ, બાજપક્ષીના શબ્દરૂપે (બાનાથી) જાણે કઠોરપણે રડતું હોય તેવું જણાયું. (આમાં ઉત્પ્રેક્ષા અલંકાર છે.) ૧૨

**चापैराकर्णमाकृष्टैर्विमुक्ता दूरमाशुगाः ।**
**अधावन्रुधिरास्वादलुब्धा इव रणैषिणाम् ॥१३॥**

કાન સુધી ખેંચેલાં યોદ્ધાઓનાં ચાપો(ધનુષો)થી છૂટેલાં બાણો, લોહીનો સ્વાદ લેવામાં લંપટ-લોભી-હોય તેમ ઉતાવળે દૂર દોડી જતા હતા. (લંપટ પણ ભોજનના સ્વાદ માટે ઉતાવળે દોડે છે તેની પેઠે બાણો દોડતા હતા.) ૧૩

**गृहीताः पाणिभिर्वीरैर्विकोशाः खड्गराजयः ।**
**कान्तिजालच्छलादाजौ व्यहसन्संमदादिव ॥१४॥**

સંગ્રામમાં યોદ્ધાઓએ હાથથી ઝાલેલી, મ્યાનવગરની તલવારોની પંક્તિ, કાન્તિના સમૂહના બાનાથી જાણે મદવડે, (શત્રુના નાશના સાધનમાં અમે જ યોગ્ય છીએ, અમારા જેવું બીજું કોઇ નથી એવા અભિમાનથી) હસતી હોય (એમ જણાતું હતું. આ ઉત્પ્રેક્ષા છે.) ૧૪

**खड्गाः शोणितसंदिग्धा नृत्यन्तो वीरपाणिषु ।**
**रजोघने रणेऽनन्ते विद्युतां वैभवं दधुः ॥१५॥**

લોહીથી ખરડાએલી યોદ્ધાઓના હાથમાં નાચ કરતી તલવારો, ધાડી રજવાળા અપાર રણસંગ્રામમાં વિજળીના વૈભવને ધારણ કરતી હતી. (અર્થાત્ જેમ મેઘમાં વિજળીઓ શોભે તેમ શોભતી હતી. આમાં પદાર્થવૃત્તિનિદર્શના અલંકાર છે.) ૧૫

**कुन्ताश्चकाशिरे चण्डमुल्लसन्तो रणार्थिनाम् ।**
**जिह्वाभोगा यमस्येव लेलिहाना रणाङ्गणे ॥१६॥**

સંગ્રામમાં રણોત્સાહી વીરોના પ્રચણ્ડ ચળકારા મારતા ભાલા, વારંવાર ચાટતા (સ્વાદની ઇચ્છા કરતા) યમરાજાની જીભના યન્ત્રો (વિભાગો)ની પેઠે શોભતા હતા. ૧૬

**प्रज्वलत्कान्तिचक्राणि चक्राणि वरचक्रिणाम्।**
**चण्डांशुमण्डलश्रीणि रणव्योमनि बभ्रमुः ॥१७॥**

દીપ્યમાન કાન્તિમંડળવાળાં તથા સૂર્યમંડલની શોભાના જેવી શોભાવાળાં શ્રેષ્ઠ યોદ્ધાઓનાં ચક્રો, (એ નામનાં આયુધો) સંગ્રામરૂપ ગગનમાં ભમતાં હતા. ૧૭

**केचिद्धीरैः प्रणादैश्च वीराणामभ्युपेयुषाम्।**
**निपेतुः क्षोभतो वाहादपरे मुमुहुर्मदात् ॥१८॥**

સામા આવતા વીરોની ગંભીર ગર્જનાથી, કેટલાક વીરો ક્ષોભ પામેલા (ભડકીને નાસતા) ઘોડાપરથી નીચે પડતા હતા. (મૂર્છા પામતા હતા) અને બીજા કેટલાક મોહ પામતા હતા. (અર્થાત્ ચેતના રહિત થતા હતા.) ૧૮

**कश्चिदभ्यागते वीरे जिघांसौ मुदमादधौ।**
**परावृत्य गते क्षुब्धे विषसादाहवप्रियः ॥१९॥**

કોઇ એક (સંગ્રામપ્રિય) વીર, હણવાની ઇચ્છા રાખનારો (બીજો) વીર સામો આવ્યો ત્યારે, હર્ષ પામતો હવો; પણ ત્યાર પછી તે (સામો આવેલો વીર) ક્ષોભ પામી (સહજ પ્રહારથી જ ગભરાઇને) પાછો વળીને ગયો ત્યારે, ખેદ પામતો હવો. શાથી કે–તેને સંગ્રામ ઘણો પ્રિય હતો. (યોદ્ધાઓને પોતાના સંમુખ બીજા યોદ્ધાઓનું આવવું એ જ પ્રીતિજનક છે.) ૧૯

**बहुभिः सह युद्ध्वा वा परिभ्रम्य रणोल्वणाः।**
**उद्दिश्य तानुपेयुः केऽपि ये पूर्ववृता रणे ॥२०॥**

રણમાં ઉત્સાહવાળા કેટલાએક યોદ્ધાઓ, સંગ્રામમાં બહુ યોદ્ધાઓ સાથે યુદ્ધ કરીને અથવા તેને ઉદ્દેશીને, યુદ્ધ માટે સામા આવતા હવા કે, જેઓને પૂર્વે અંગીકાર કર્યા હતા. (અર્થાત્ જેની સાથે પહેલાં લડતા હતા તેની જ સાથે એકવાર બીજે ઠેકાણે ફેરણી મારી આવીને ફરીથી યુદ્ધ કરવા જતા હતા.) ૨૦

**अभितोऽभ्यागतान्योद्धुं वीरान्रणमदोद्धतान्।**
**प्रत्यनन्दन्भुजादण्डरोमोद्गमभृतो भटाः ॥२१॥**

હાથરૂપી દંડોમાં રોમાંચ ધારણ કરનારા યોદ્ધાઓ, રણના મદથી ઉદ્ધત બનેલા યુદ્ધ કરવા સામા આવતા વીરોને (જોઇને) આનંદ પામતા હવા. ૨૧

**शस्त्रभिन्नेभकुम्भेभ्यो मौक्तिकानि च्युतान्यधः।**
**अध्याहवक्षेत्रमुप्तकीर्तिबीजाङ्कुरश्रियम् ॥२२॥**

શસ્ત્રોવડે ભેદાએલા હાથીઓ કુંભસ્થળોમાંથી નીચે પડેલાં મોતી, રણસંગ્રામરૂપ ખેતરમાં કીર્તિરૂપી બીજના અંકુરની શોભાને (ધારણ કરતાં હતાં.)૨૨

वीराणां विषमैर्घोषैर्विद्रुता वारणा रणे।
शास्यमाना अपि त्रासाद्भेजुर्धूताङ्कुशा दिशः ॥२३॥

યુદ્ધમાં દુઃસહ (સંભળાતા) વીરોના ઘોષથી (ભડકીને) નાસી જતા હાથીઓ, મા'વતોએ વશ રાખવા માંડયા છતાં (શિક્ષા કર્યા છતાં) પણ, અંકુશને ન ગણકારતા ભયથી દિશામાં જતા રહેતા હતા. (અર્થાત્ મા'વતે, ભડકીને ભાગી જતા હાથીઓને અંકુશ ખોસવા છતાં પણ તેઓ અંકુશને વશ ન થતાં ભયથી જતા રહેવા લાગ્યા.) ૨૩

रणे वाणगणैर्भिन्ना भ्रमन्तो भिन्नयोधिनः।
निममज्जुर्मिलद्रक्तनिम्नगासु महागजाः ॥२४॥

રણમાં શત્રુના બાણોના સમૂહોથી ભેદાએલા યોદ્ધાવાળા, (જેની ઉપર બેઠેલો યોદ્ધો ભેદાયો હતો એવા) અને તેથી પોતે પણ ભેદાએલા એવા ચારે બાજુએ ભમતા મોટા હાથીઓ એક બીજાને મળતી લોહીની નદીઓમાં બૂડી જતા હતા. ૨૪

अपारेऽसृक्सरित्पूरे रथेपूच्चैस्तरेष्वपि।
रथिनोऽभि रिपुं क्रुद्धा हुंकृतैर्व्यसृजञ्शरान् ॥२५॥

અત્યંત મોટા પણ રથો, અગાધ લોહીની નદીના પ્રવાહ–પૂર–માં બૂડયા ત્યારે તે રથમાં બેઠેલા–યોદ્ધાઓ, ક્રોધી બનતા અને હુંકાર શબ્દવડે (ભય પમાડતા) શત્રુ સામા બાણો છોડતા હતા. ૨૫

खङ्गनिर्लूनमूर्धानो व्यापतन्तोऽपि वाजिनः।
प्रथमं पातयामासुरसिना दारितानरीन् ॥२६॥

તલવારથી કપાએલા માથાવાળા (કબંધો) ઘોડા ઉપરથી પડી જતાં પણ પોતાની તલવારથી ભેદાતા શત્રુને પ્રથમ પાડતા હતા. (અર્થાત્ ઘોડે-સ્વાર યોદ્ધાઓ પોતાનું માથું કપાતાં ઘોડા ઉપરથી નીચે પડતાં પણ શત્રુને પોતાની તલવારથી પાડીને પછી પોતે પડતા હતા.) ૨૬

वीराणां शस्त्रभिन्नानि शिरांसि निपतन्त्यपि।
अधावन्दन्तदष्टोष्ठभीमान्यभिरिपुं क्रुधा ॥२७॥

શસ્ત્રથી ભેદાએલાં અને તેથી નીચે પડેલાં પણ, દાંતે પીડા કરેલા (પીશેલા) હોઠવડે ભયંકર લાગતાં વીરોનાં માથાં, ક્રોધથી શત્રુ સામાં દોડતાં હતાં. ૨૭

शिरांसि वरयोधानामर्धचन्द्रहृतान्यलम्।
आदधाना भृशं पादैः श्येना व्यानशिरे नभः ॥२८॥

અર્ધચન્દ્રાકાર બાણથી હણાએલાં શ્રેષ્ઠ યોદ્ધાઓનાં માથાંને પગથી ઝાલતા બાજપક્ષીઓ, અત્યંત આકાશમાં વ્યાપ્ત થતાં હતાં. (અર્થાત્ પગમાં યોદ્ધાનાં માથાં પકડીને ઊડતા બાજપક્ષીઓથી આકાશ સર્વ ભરાઇ ગએલું દેખાતું હતું.) ૨૮

क्रोधादभ्यापतद्दन्तिदन्तारूढाः पदातयः ।
अश्वारोहा गजारोहप्राणान्प्रासैरपाहरन् ॥२९॥

પાયદળ અને ઘોડેસ્વાર ક્રોધથી સામા આવતા હાથીના દંતૂશળોપર ચઢી જઇને પ્રાસ–કુન્ત–લાંબા ભાલાથી હાથી ઉપર બેઠેલા યોદ્ધાના પ્રાણને હરતા હતા. ૨૯

शस्त्रच्छिन्नगजारोहा विभ्रमन्त इतस्ततः ।
युगान्तवातचलिताः शैला इव गजा बभुः ॥३०॥

શસ્ત્રથી છેદાએલા પોતાની ઉપરના સ્વારોવાળા અને તેથી ચોતરફ ભમતા હાથીઓ જેમ પ્રલયકાળના પવનથી ભમતા–ગબડતા પર્વતો શોભે તેમ શોભતા હવા. ૩૦

मिलितेषु मिथो योद्धुं दन्तिषु प्रसभं भटाः ।
अगृह्णन्युद्धयमानाश्च शस्त्रैः प्राणान्परस्परम् ॥३१॥

યુદ્ધ કરવા મળેલા હાથીઓ ઉપર બેઠેલા યોદ્ધાઓ, પરસ્પર યુદ્ધ કરતા બલાત્કારે શસ્ત્રથી અન્યોન્યના પ્રાણોને ગ્રહણ કરતા હતા. લેતા હતા. ૩૧

रुषा मिथो मिलद्दन्तिदन्तसंघर्षजोऽनलः ।
योधाञ्शस्त्रहृतप्राणानदहत्सहसारिभिः ॥३२॥

ક્રોધથી પરસ્પર મળેલા હાથીના દંતૂશળો ઘસાવાથી ઉત્પન્ન થએલો અગ્નિ, શત્રુઓએ શસ્ત્રથી હણેલા પ્રાણવાળા યોદ્ધાઓને અકસ્માત્ બાળતો હતો. ૩૨

आक्षिप्ता अपि दन्तीन्द्रैः कोपनैः पत्तयः परम् ।
तदसूनहरन्खड्गघातैः स्वस्य पुरः प्रभोः ॥३३॥

અત્યંત ક્રોધવાળા હાથીઓએ (પોતાની સુંઢથી) પકડેલા પણ (ફેંકવાને સુંઢથી ગ્રહણ કરેલા પણ) પાયદળો, પોતાના સ્વામી આગળ તલવારના ઘાથી તે કરીન્દ્રો (હાથીઓ)ના પ્રાણ ગ્રહણ કરતા હતા. ૩૩

उत्क्षिप्य करिभिर्दूरान्मुक्तानां योधिनां दिवि ।
प्रापि जीवात्मभिर्दिव्या गतिर्वा विग्रहैर्मही ॥३४॥

હાથીઓએ ઉપાડીને આકાશમાં દૂર ઉંચે ફેંકેલા યોદ્ધાઓના જીવા-

ત્માઓ (પ્રાણો)એ સ્વર્ગની ગતિ પ્રાપ્ત કરી; અને દેહો( મૃત શરીરો )એ પૃથ્વી પ્રાપ્ત કરી. ૩૪

**खड्गैर्धवलधारालैर्निहत्य करिणां करान् ।**
**तैर्भुवापि समं विद्धान्संतोषं न भटा ययुः ॥३५॥**

યોદ્ધાઓ ધોળી ધારોવાળી તે ( અદ્વિતીય ) તલવારોથી પૃથ્વીસંગાથે હાથીના કરો( સુંઢ )ને હણી( સૂંઢોને કાપી નાંખી )ને પણ સંતોષ નહોતા પામતા. ( અર્થાત્ બીજાને પણ મારૂં એવી બુદ્ધિ કરતા હતા. ) ૩૫

**आक्षिप्याभिर्दिवं नीताः पत्तयः कुरिभिः करैः ।**
**दिव्याङ्गनाभिरादातुं रक्ताभिर्द्रुतमीषिरे ॥३६॥**

હાથીઓએ સુંડોવડે ઉછાળી આકાશ ભણી મોકલેલા પગથી ચાલનારા ( પાળા ) અનુરક્ત દિવ્યાંગનાઓથી તરત ગ્રહણ કરવા માટે ઇચ્છાતા હવા. ( અર્થાત્ "હું એને લઇશ" "હું એને લેઇશ" એમ ઉતાવળ કરતા હવા.) ૩૬

**धन्विनस्तुरगारूढा गजारोहाञ्शरैः क्षतान् ।**
**प्रत्यैच्छन्मूर्छितान्भूयो योद्धुमाश्वसतश्चिरम् ॥३७॥**

ઘોડાપર બેઠેલા ધનુષ્ધારી યોદ્ધાઓ, બાણોવડે ઘવાએલા અને તેથી મૂર્છિત થએલા હાથીના સ્વારોને, ફરી પણ યુદ્ધ કરવાને સચેત ન થતા ઘણીવાર સુધી જોતા હતા. ( અર્થાત્ ' આ મૂર્છિત થએલા હમણાં જાગૃત થશે ને આપણી સાથે યુદ્ધ કરશે " એવી આશાથી વાટ જોતા હતા. ) ૩૭

**क्रुद्धस्य दन्तिनः पत्तिर्जिघृक्षोरसिना करम् ।**
**निर्भिद्य दन्तमुसलावारुरोह जिघृक्षया ॥३८॥**

પગથી ચાલનારો ( પાળો ) કોઇ એક યોદ્ધો, ક્રોધી બનેલ અને તેથી પકડવાની ઇચ્છાવાળા હાથીના કર–સૂંઢને તરવારથી કાપી તે ( તે કપાએલી સૂંઢવાળા હાથી)ને પકડવાની ઇચ્છાથી દંતૂશળરૂપી મૂશળોપર ચઢી બેસતો હવો. ૩૮

**खड्गेन मूलतो हत्वा दन्तिनो रदनद्वयम् ।**
**प्रातिपक्ष्ये प्रविष्टोऽपि पदातिर्निरगाद्द्रुतम् ॥३९॥**

શત્રુના સૈન્યમાં પેઠેલો પણ પદાતિ–પાળો, હાથીના બન્ને દંતૂશળને ખડ્ગવડે મૂળમાંથી હણી–કાપી નાંખીને તરત જ નીકળી જતો હવો. ( અર્થાત્ શત્રુ સૈન્યમાંથી નીકળી પોતા સૈન્યમાં આવતો રહ્યો. શત્રુના સૈન્યમાં પ્રવેશ કરનારનું મરણ અવશ્ય થાય જ તેમ છતાં આ તેથી વિપરીત જ હતું. ) ૩૯

करेण करिणा वीरः सुगृहीतोऽपि कोपिना।
असिनासूञ्जहाराशु तस्यैव स्वयमक्षतः ॥४०॥

ક્રોધી બનેલા હાથીએ હાથથી ( સૂંઢવડે ) સારી રીતે પકડેલો છતાં પણ વીર-યોદ્ધો, તલવારથી તે જ હાથીના પ્રાણને તત્કાળ નાશ કરતો અને પોતે બચતો હવો. ૪૦

तुरंगी तुरगारूढं प्रासेनाहत्य वक्षसि।
पततस्तस्य नाज्ञासीत्प्रासघातं स्वके हृदि ॥४१॥

કોઇ એક ઘોડેસ્વાર, સામા ઘોડેસ્વારને વક્ષઃસ્થળમાં ભાલાથી ઘા કરીને, નીચે પડી જતા તે ઘોડેસ્વારના ( ભાલાથી થએલા ) પોતાના હૃદયમાં ઘાને ન જાણતો હવો. ( અર્થાત્ શત્રુ નીચે પડવાથી ઉત્પન્ન થએલા આનંદને લીધે પોતાની છાતીમાં વાગેલો ઘા જણાયો નહિ. ) ૪૧

द्विषा प्रासहृतप्राणो वाजिपृष्ठदृढासनः।
हस्तोद्धृतमहाप्रासो भुवि जीवन्निवाभ्रमत् ॥४२॥

શત્રુએ ભાલાથી હરેલા પ્રાણવાળો અને તેથી ઘોડાના પૃષ્ટ ભાગમાં ( ઘોડા ઉપર ) દ્રઢ આસનવાળો ( પ્રથમથી જ દ્રઢપણે બેઠેલો હોવાથી મૃત્યુ પામતાં સજડ થઇ ગએલો ) હાથમાં પકડેલા ભાલાવાળો કોઇ એક યોદ્ધો જાણે જીવતો હોય તેવો પૃથ્વીપર ( રણ ભુમિમાં ) ભમતો હવો. ૪૨

तुरंगसादिनं शस्त्रहृतप्राणं गतं भुवि।
अबद्धोऽपि महावाजी न साश्रुनयनोऽत्यजत् ॥४३॥

નહિ અટકાવેલો છતાં પણ ( કોઇએ અટકાવ્યા વગર પણ ) મહાન્ અશ્વ ( કોઇ એક ઉત્તમ પ્રકારનો ઘોડો ) આંસુયુક્ત નેત્રવાળો બનેલો, શસ્ત્રથી હણાએલા પ્રાણવાળા અને તેથી પૃથ્વીપર પડેલા પોતાના સ્વારને ન છોડી જતો હવો. ( અર્થાત્ શ્રેષ્ટ જાતિનો અશ્વ, શત્રુના ઘાથી મૃત્યુ પામી નીચે પડી ગએલો પોતાનો સ્વાર હમણાં જીવતો થઇ ઉપર બેસશે એવી આશાથી ત્યાંનોત્યાં જ ઉભો રહ્યો હતો. ) ૪૩

भल्लेन शितधारेण भिन्नोऽपि रिपुणाश्वगः।
नामूर्च्छत्कोपतो हन्तुमियेष प्रपतन्नपि ॥४४॥

શત્રુએ તીક્ષ્ણ ધારવાળા ભાલાથી ભેદેલો છતાં પણ ( કોઇ એક ) ઘોડેસ્વાર, ક્રોધને લીધે ન મૂર્છા પામતો હવો; પરંતુ ઘોડાપરથી નીચે પડ્યો છતાં પણ શત્રુને મારવાની ઇચ્છા કરતો હતો. ૪૪

**मिथः प्रासाहतौ वाजिच्युतौ भूमिगतौ रुषा ।**
**शस्त्रया युयुधतुः कौचित्केशाकेशि भुजाभुजि ॥४५॥**

પરસ્પર ભાલાથી લઢતા ઘોડાપરથી નીચે પડેલા અને તેથી પૃથ્વી ઉપર રહેલા કોઇક બે યોદ્ધાઓ ક્રોધવાળા થઇ, શસ્ત્રોથી યુદ્ધ કરતા હતા, એક બીજાના કેશ ઝાલીને યુદ્ધ કરતા હતા, અને એક બીજાના હાથ ગ્રહણ કરી યુદ્ધ કરતા હતા. ૪૫

**रथिनो रथिभिर्बाणैर्हृतप्राणा दृढासनाः ।**
**क्षतकार्मुकसंधानाः सप्राणा इव मेनिरे ॥४६॥**

રથના સ્વારોએ બાણોવડે હણાએલા પ્રાણવાળા અને તેથી સજડ બેઠેલા તથા તુટી ગએલા ધનુષનું સંધાન કરતા રથના સ્વારો, જાણે જીવતા હોય તેવા માન્યા. ( અર્થાત્ રથમાં બેઠાનેબેઠા મરી ગયેલા રથિઓને સામા જોનારા રથિઓએ જીવતા હોય તેવા જાણ્યા. ) ૪૬

**न रथी रथिनं भूयः प्राहरच्छस्त्रमूर्छितम् ।**
**प्रत्याश्वसन्तमन्विच्छन्नातिष्ठद्युधि लोभतः ॥४७॥**

રથી યોદ્ધો શસ્ત્રથી મૂર્છા પામેલા રથીને ફરી મારતો નહોતો; પરંતુ ફરીને પણ યુદ્ધમાં લોભથી ફરી જીવતો થવાની ઇચ્છા રાખતો ઉભો રહેતો હતો. ( અર્થાત્ મૂર્છિતને ન મારતાં તેની મૂર્છા વળવાની વાટ જોતો હતો. મૂર્છા વળે તો તેની સાથે ફરી યુદ્ધ કરવું પરંતુ મૂર્છિતને તો ન જ મારવો એવો યુદ્ધનો નિયમ છે. ) ૪૭

**अन्योन्यं रथिनौ कौचिद्धतप्राणौ दिवं गतौ ।**
**एकामप्सरसं प्राप्य युयुधाते वरायुधौ ॥४८॥**

શ્રેષ્ટ આયુધોવાળા કોઇક બે સ્વાર-રથીઓ, પરસ્પર ગએલા પ્રાણવાળા બની સ્વર્ગમાં ગએલા ત્યાં પણ એક અપ્સરા પામીને યુદ્ધ કરતા હતા. ( અર્થાત્ એક અપ્સરાને માટે બેઉ જણ "હું એને ગ્રહણ કરૂં છું, હું એને પકડું છું" એ પ્રકારે વાદયુદ્ધ કરતા હતા. ) ૪૮

**मिथोऽर्धचन्द्रनिर्लूनमूर्धानौ रथिनौ रुचा ।**
**खेचरौ भुवि नृत्यन्तौ स्वकबन्धावपश्यताम् ॥ ४९ ॥**

પરસ્પર અર્ધ ચન્દ્રાકાર બાણથી કપાયેલા માથાવાળા અને તેથી આકાશમાં જતા કાન્તિવાળા કોઇક બે રથીઓ પૃથ્વી ઉપર નાચ કરતાં પોતાનાં બેઉ ધડ( મસ્તક વિનાના પોતાના દેહ )ને જોતા હતા. ૪૯

रणाङ्गणे शोणितपङ्कपिच्छिले कथं कथंचिन्ननृतुर्धृतायुधाः ।
नदत्सु तुर्येषु परेतयोषितां गणेषु गायत्सु कबन्धराजयः ॥५०॥

વાજીંત્રો વાગતાં અને ભૂતલોકોની અંગનાઓના સમૂહો નાચ કરવા લાગ્યા ત્યારે ધારણકરેલા આયુધવાળાં ધડો (માથા વિનાના દેહ)ની પંક્તિઓ, લોહીના કાદવથી ખરડાએલા રણસંગ્રામમાં કેમે કરી મોટા કષ્ટથી નાચતી હતી. (અર્થાત્ યોદ્ધાઓનાં ધડ લોહીના કાદવમાં રખડતા લપશી પડવા લાગ્યાં, માટે અસ્થિરપણાવડે મૂકવાના અસંભવથી નૃત્યનો પ્રયત્ન યોગ્ય છે. ઉપજાતિ વૃત્ત છે.) ૫૦

इति सुररिपुर्वृत्ते युद्धे सुरासुरसैन्ययो
रुधिरसरितां मज्जद्दन्तिव्रजेषु तटेष्वलम् ।
अरुणनयनः क्रोधाद्भीमभ्रमद्भ्रुकुटीमुखः
सपदि ककुभामीशानभ्यागमत्स युयुत्सया ॥५१॥

આ પ્રકારે દેવો અને દૈત્યોના સૈન્યનો સંગ્રામ થયો ત્યારે તથા લોહીની નદીઓના તટોમાં હાથીઓના સમૂહ ખૂડવા લાગ્યા ત્યારે અત્યંત ક્રોધને લીધે લાલચોળ નેત્રવાળો તથા ભયંકર ભમતી ભ્રૃકુટીના અગ્ર ભાગવાળો તે સુરરિપુ–તારકાસુર, યુદ્ધ કરવાની ઇચ્છાથી તત્કાળ જ દિશાઓના ઇશો–ઇન્દ્રાદિ દિક્પાલોની સંમુખ આવતો હવો. (હરિણી વૃત્ત છે.) ૫૧

॥इति श्रीकालिदासकृतौ महाकाव्ये कुमारसंभवे षोडशः सर्गः ॥१६॥

---

## સર્ગ ૧૭ મો.

હવે તારકાસુરનો વધ જણાવવાની ઇચ્છાવાળા કાલિદાસ કવિ ૧૭ મા સર્ગનો પ્રારંભ કરે છેઃ—

दृष्ट्वाभ्युपेतमथ दैत्यपतिं पुरस्ता-
त्सङ्ग्रामकेलिकुतुकेन घनप्रमोदम् ।
योद्धुं मदेन मिमिलुः ककुभामधीशा
बाणान्धकारितदिगम्बरगर्भमेत्य ॥१॥

તારકાસુર સામો આવ્યો ત્યાર પછી, દિશાઓના અધીશો–ઇન્દ્રાદિ આઠ દિક્પાળો, સંગ્રામરૂપી લીલાના કુતુહલથી મોટા હર્ષવાળા તથા બા-

ણોથી દિશાના મધ્યભાગને અંધકારયુક્ત કરનારા, સામા આવતા દૈત્યપતિ-તારકાસુર-ને જોઇને (તેની સાથે) યુદ્ધ કરવા મદ-ઉત્સાહ-થી આવીને મળતા હવા. (વસન્તતિલકા વૃત્ત છે.) ૧

देवद्विषां परिबृढो विकटं विहस्य
बाणावलीभिरमरान्विकटान्ववर्ष ।
शैलानिव प्रवरवारिधरो गरिष्ठा-
नद्भिः पराभिरथ गाढ मनारताभिः ॥२॥

ત્યાર પછી દૈત્યોનો નાયક-તારકાસુર, વિકટ-વિકરાળપણે હાસ્ય કરીને જેમ શ્રેષ્ઠ (વર્ષાકાળનો) મેઘ, અત્યંત મોટા પર્વતોને (ઉદ્દેશીને મોટા શૈલોનો નાશ કરવા માટે) ઉત્કૃષ્ટ નિરંતર પડતા જળથી વૃષ્ટિ કરે તેમ વિકટ-વિકરાળ ઇન્દ્રાદિ દેવોને (ઉદ્દેશીને) બાણોની પંક્તિએ અત્યંત વૃષ્ટિ કરતો હવો. (અર્થાત્ દેવલોકોનો નાશ કરવાના હેતુથી તેમના ઉપર તે તારકાસુર બાણનો વરસાદ વર્સાવવા લાગ્યો.) ૨

जम्भद्विषत्प्रभृतिदिक्पतिचापमुक्ता
बाणाः शिता दनुजनायकबाणसङ्घान् ।
अह्नाय तार्क्ष्यनिवहा इव नागपूगा-
न्सद्यो विचिच्छिदुरलं कणशो रणान्ते ॥३॥

દૈત્યોના નાયક-તારકાસુરના બાણોના સમૂહોને ઇન્દ્રાદિ દિક્પાલોએ ચાપથી છોડેલાં તીક્ષ્ણ બાણો, જેમ સર્પોના સમૂહોને તત્કાલ ગરુડના સમૂહો નાશ કરે તેમ, રણમાં એકદમ-ઝપાટામાં કણેકણ જુદા પડે તેવી રીતે ભેદતા હવા. (અર્થાત્ ઇન્દ્રાદિ દેવોએ પોતાના બાણોવડે તારકાસુરના બાણોને ઝીણો ભૂકો થાય તેવા કાપી નાંખ્યા) ૩

तान्प्रज्वलत्फलमुखैर्विषमैः सुरारि-
नामाङ्कितैः पिहितदिग्गगनान्तरालैः ।
आच्छादितस्तृणचयानिव हव्यवाह-
श्चिच्छेद सोऽपि सुरसैन्यशराञ्शरौघैः ॥४॥

તે તારકાસુર પણ, ચળકારા મારતા ફલાગ્રોવાળા, (અને તેથી) દુઃસહ, તારકાસુરના કોતરેલા નામવાળા, અને દિશાઓના અને ગગનના મધ્ય ભાગને ઢાંકી દેતા બાણોના સમૂહોવડે, તે દેવલોકના સૈન્યના બાણોને, જેમ અગ્નિ ઘાસના ઢગલાને બાળે તેમ છેદતો-બાળતો હવો. ૪

दैत्येश्वरो ज्वलितरोषविशेषभीमः
सद्यो मुमोच युधि यान्विशिखान्सहेलः ।
ते प्रापुरुद्भटभुजंगमभीमभावं
गाढं बबन्धुरपि तांस्त्रिदशेन्द्रमुख्यान् ॥५॥

પ્રદીપ્ત રોષના વધારાથી ભયંકર બનેલો દૈત્યેશ્વર-તારકાસુર, યુદ્ધમાં અનાદરવાળો બની (આ યુદ્ધ તે મારા શા હિસાબમાં છે એવો અનાદર કરીને) જે બાણોને છોડતો હવો, તે બાણો તત્કાળ વિકરાળ સર્પના ભયંકર ભાવને પામતા હવા. (અર્થાત્ તારકે મૂકેલા બાણો વિકરાળ અને ભયંકર સર્પ બની ગયા) અને ઇન્દ્રાદિ તે દેવલોકોને (તારકાસુરે મૂકેલા નાગપાશો) મજબૂત બાંધતા પણ હવા. ૫

ते नागपाशविशिखैरसुरेण बद्धाः
श्वासानिलाकुलमुखा विमुखा रणस्य ।
दिङ्नायका बलरिपुप्रमुखाः स्मरारि-
सूनोः समीपमगमन्विपदन्तहेतोः ॥६॥

તારકાસુરે નાગપાશરૂપ બાણોથી બાંધેલા અને તેથી નિઃશ્વાસના વાયુથી વ્યાકુળ મુખવાળા તથા રણથી વિમુખ થએલા તે ઇન્દ્રાદિ આઠ દિક્પાળો, વિપત્તિના નાશના હેતુથી (દુઃખથી મુક્ત થવા માટે) સ્મરારિસૂનુ-કાર્તિકેયસ્વામિ-ની પાસે જતા હવા. ૬

दृष्टिप्रपातवशतोऽपि पुरारिसूनो-
स्ते नागपाशघनबन्धविपत्तिदुःखात् ।
इन्द्रादयो मुमुचिरे स्वयमस्य देवाः
सेवां व्यधुर्निकटमेत्य महाजिगीषोः ॥७॥

તે ઇન્દ્રાદિ દેવલોકો, પુરારિસૂનુ-કાર્તિકેયસ્વામિ-ની દ્રષ્ટિ પડવાના પ્રભાવવડે પણ નાગપાશના દ્રઢ બંધનરૂપ વિપત્તિના દુઃખથી મુક્ત થતા હવા; અને મહાન્ વિજયી એ કાર્તિકેયસ્વામિની પોતે જ પાસે આવીને સેવા કરતા હવા. ૭

હવે બે શ્લોકથી જણાવે છે કેઃ—

उद्दीप्तकोपदहनोऽथ सुरेन्द्रशत्रु-
रह्नाय सारथिमवोचत चण्डबाहुः ।
बद्धा मया सुरपतिप्रमुखाः प्रसह्य
बालस्य धूर्जटिसुतस्य निरीक्षणेन ॥८॥

मुक्ता बभूवुरधुना तदिमान्विहाय
कर्तास्म्यमुं समरभूमिपशूपहारम् ।
तत्स्यन्दनं सपदि वाहय शंभुसूनुं
द्रष्टाऽस्मि दर्पितभुजाबलमाहवाय ॥९॥

નાગપાશથી, છૂટયા પછી, પ્રદીપ્ત કોપરૂપી અગ્નિવાળો, તથા પ્રચણ્ડ હાથવાળો તારકાસુર, ઉતાવળો ( સારથી પ્રત્યે કહેવા લાગ્યો કે હે સારથી ! ) “મેં બલવડે નાગપાશથી વશ કરેલા–બાંધેલા ઇન્દ્રાદિ દેવલોકો, બાળક ધૂર્જટિના પુત્ર–કાર્તિકેયસ્વામિના દર્શન માત્રથી જ છૂટા થયા છે. તેટલા માટે તે દેવોને હમણા ત્યાગ કરીને મારી સાથે યુદ્ધ કરવાને અભિમાનથી બાહુના પરાક્રમવાળા આ શંભુપુત્ર–કાર્તિકેયસ્વામિને જોઉં, અને પછી તેને સંગ્રામ ભૂમિનાં પશુની ભેટ રૂપ કરૂં( -ભક્ષણ કરવા માટે તેને મારીને પશુઓની આગળ મુકું. એકવાર જોઇને પછી એ કાર્તિકેયસ્વામિને મારીશ એટલે પક્ષિઓ તેનું ભોજન કરશે. ) તેટલા માટે તું રથને તરત હાંક ” ( ઉતાવળના કામમાં વાર કરવી યોગ્ય નથી એમ સારથીને કહેતો હવો. ) ૮–૯

तत्स्यन्दनः सपदि सारथिसंप्रणुन्नः
प्रक्षुब्धवारिधरधीरगभीरघोषः ।
चण्डश्चचाल दलिताखिलशत्रुसैन्य-
मांसास्थि शोणितविपङ्कविलुप्तचक्रः ॥१०॥

ઉછળતા ( પ્રલયકાળના ) મેઘના ઘોષ–શબ્દ સરખા ગંભીર ઘોષવાળો, તથા કચરાઇ ગએલા સમગ્ર શત્રુના સૈન્યનાં માંસ, હાડકાં અને લોહીના કાદવથી વ્યાપ્ત–ખરડાએલા ચક્ર–પૈડાંવાળો પ્રચણ્ડ તે તારકાસુરનો રથ, તરત-સારથીએ હાંકેલો ચાલતો હવો. ૧૦

द्रष्ट्वा रथं प्रलयवातचलद्गिरीन्द्र-
कल्पं दलद्बलविरावविशेषरौद्रम् ।
अभ्यागतं सुररिपोः सुरराजसैन्यं
क्षोभं जगाम परमं भयवेपमानम् ॥११॥

પ્રલયકાળના વાયુથી ઊડતો હિમાલય હોય એવા દેખાતા, એટલે હિમાલયથી સહજ ન્યૂન જણાતા (અર્થાત્ શ્વેત વસ્ત્રવડે ઢંકાએલો તે રથ હોવાથી હિમાલયની ઉપમા આપી છે) તથા નીચે કચરાઇ મરતા દેવસૈન્યની ચીસોવડે હાહાકાર શબ્દથી અત્યંત ભયંકર લાગતા સામા આવતા સુરરિપુ-તારકાસુરના રથને જોઇને ભયથી કંપતી ઇન્દ્રની સેના અત્યંત ક્ષોભ–દુઃખ

પામવા લાગી. (તારકાસુરનો રથ જોવાથી જ સેના દુઃખ પામવા લાગી, તો તારકાસુરની આકૃતિ જોવાથી ક્ષોભ પામે તેમાં તો કહેવું જ શું?) ૧૧

प्रक्षुभ्यमाणमवलोक्य दिगीशसैन्यं
शंभोः सुतं कलहकेलिकुतूहलोत्कम्।
उद्दामदोःकलितकार्मुकदण्डचण्डः
प्रोवाच वाचमुपगम्य स कार्तिकेयम् ॥१२॥

તે તારકાસુર, દિક્પાળો–દેવલોકો–ના સૈન્યને ભય પામેલું જોઇને, પ્રમત્ત હાથવડે ઝાલેલા ધનુષરૂપ દંડથી ભયંકર થતો, સંગ્રામરૂપ ક્રીડાના કુતૂહલવાળા એટલે સંગ્રામરૂપી રમત કરવાના ઉત્સાહવાળા શંભુસુત–કાર્તિકેય-સ્વામિ પાસે જઇને (નીચે પ્રમાણે) વચન કહેવા લાગ્યો. ૧૨

હવે તે વચનો ત્રણ શ્લોકથી જણાવે છેઃ—

रे शंभुतापसशिशो बत मुञ्च मुञ्च
दोर्दर्पमत्र विरम त्रिदिवेन्द्रकार्यात्।
शस्त्रैः किमत्र भवतोऽनुचितैरतीव
बालत्वकोमलभुजातुलभारभूतैः ॥१३॥

અરે! ઓ શંભુતપસ્વિના બાલક, મારે વિષે હાથનું અભિમાન મૂકી દે; મૂકી દે; સંગ્રામ કરવામાં તું તારા ભુજબળનો ગર્વ સંપૂર્ણ તજી દે; અને ઇન્દ્રના કામથી એટલે મારા વધકાર્યથી વિરામ પામ–શાન્ત થા; કારણ કે અતિશય બાલકપણાને લીધે ઘણા કોમલ હાથને અતુલ ભારરૂપ લાગતાં અને તેથી મારે વિષે અયોગ્ય જણાતાં તમારાં શસ્ત્રોથી શું થવાનું છે? (અર્થાત્ તું બાળક છે તેથી તારા કોમળ હાથથી ભારે શસ્ત્રો ઊંચકી જ શકીશ નહિ તો મારીશ તો શી જ રીતે, માટે તારો સર્વ પ્રયત્ન નિષ્ફળ થશે, તેથી તું મારા સામો યુદ્ધ કરવાનો વિચાર જ ન કરીશ.) ૧૩

एवं त्वमेव तनयोऽसि गिरीशगौर्योः
किं यासि कालविषयं विषमैः शरैर्मे।
संग्रामतोऽपसर जीव पितुर्जनन्या
स्तूर्णं प्रविश्य वरमङ्कतलं विधेहि ॥१४॥

હે બાળક! (તું) ભુજબળના દર્પવાળા દુઃસહ મારા શરોવડે યમરાજાની નગરી–સંયમિનીપ્રત્યે શા માટે જાય છે? (યમની નગરીમાં જવામાં અમારા જેવા મહાવીર પુરુષોને શી હાનિ છે? એવી શંકાના ખુલાસામાં જણાવે

છે કે-) કારણ શંકરપાર્વતીનો તું જ પુત્ર છે (અર્થાત્ અતિ દુઃખથી પ્રાપ્ત થએલા એક પુત્રવાળા વૃદ્ધના પુત્રની યમપુરીની પ્રાપ્તિ અત્યંત દુઃખને આપનારી થાય છે "જેથી મારી સાથે કદાપિ યુદ્ધ કરવું તારે યોગ્ય નથી" એવી વ્યંજના છે "ત્યારે મારે શું કરવું?" એવી શંકાના ખુલાસામાં જણાવું છું કે-હે શિશુ!) યુદ્ધમાંથી નાશી જા, (અર્થાત્ મારી સામે ઉભો ન રહે) જીવતો રહે, પ્રાણ ધારણકર, (અહિંથી નાશી જવું એ જ તારૂં પરમજીવન છે "પણ પલાયનપૂર્વક જીવનથી કયો પુરુષાર્થ થશે!" એવી શંકાના ખુલાસામાં જણાવે છે કે-) માબાપના ખોળામાં ઉતાવળે જઇને બેશ, તેમને કૃતાર્થ કર. (માબાપને કોઇ પણ સારા વ્યાપારથી ચિત્તને સંતોષ પમાડવું એ જ પુત્રનો શ્રેષ્ટ ધર્મ છે.) ૧૪

હવે હિતના ઉપદેશરૂપ બાનાથી નાશી જવાના વિધિને જણાવે છે.

**सम्यक्स्वयं किल विमृश्य गिरीशपुत्र**
**जम्भद्विषोऽस्य जहिहि प्रतिपक्षमाशु।**
**एष स्वयं पयसि मज्जति दुर्विगाह्ये**
**पाषाणनौरिव निमज्जयते पुरा त्वाम् ॥१५॥**

હે શંકરપુત્ર! હે કાર્તિકેયસ્વામિ! તું સારો વિચાર કરીને આ ઇન્દ્રના પ્રતિપક્ષને તું પોતે જ તરત ત્યાગ કર; (સારે પ્રકારે વિચારીને જ મને હણવારૂપ કૃત્યના આશ્રયવાળો થા કારણ કે-કહ્યું છે કે "**सहसा विदधीत न क्रियामविवेकः परमापदां पदम्। वृणुते हि विमृश्यकारिणं गुणलुब्धाः स्वयमेव संपदः**" ॥ કાર્ય, સહસા-વગર વિચાર્યે ન કરવું; કારણ કે-અવિવેક-સહસા છે એ અત્યંત આપદાનું સ્થાન છે, ગુણોનો લોભ રાખનારી-ગુણોને ચહાનારી સંપત્તિ, સહસા ન કરનારને-વિચારીને કામ કરનારને પોતે પોતાની મેળે જ વરે છે એટલે વગર પ્રયત્ને પ્રાપ્ત થાય છે; તેટલા માટે વિચાર કરીને જ પ્રવૃત્તિ કરવી જોઇએ; ("ઠીક, પણ અહિં અવિચારથી કાર્ય કરવામાં શા વિપત્તિ થશે!" એ શંકાના ખુલાસામાં કહે છે કે-) આ ઇન્દ્ર આગળ (હવે પછી) અગાધ જળ (મારાં બાણોની વૃષ્ટિ રૂપી વરસાદના જળ)માં પથ્થરના વહાણની પેઠે પોતે ડૂબી જશે, અને તને (પણ) ડૂબાડશે જ. (અર્થાત્ જેમ પથ્થરથી ઘડેલું વહાણ પાણીમાં પડવાથી ડૂબી જાય છે અને પોતાની ઉપર બેસનારને પણ ડૂબાડે છે તેમ આ ઇન્દ્ર પણ મારા ઘોર બાણના સમૂહ રૂપ પાણીથી યુક્ત થઇને ડૂબશે એટલે મરશે, અને પોતાના આશ્રયીભૂત તને પણ તેમાં પાડી મારી નંખાવશે, માટે આશ્રયી-

ભૂતપણાનો ત્યાગ કરી વૃદ્ધ માબાપની પાસે જા તેથી આ લોક ને પરલોકમાં મોટા કલ્યાણવાળો થઇશ. એવો આમાં વ્યંગાર્થ છે અને તેથી અલંકારથી વસ્તુની ધ્વનિ છે.) ૧૫

**इत्थं निशम्य वचनं युधि तारकस्य**
**कम्प्राधरो विकचकोकनदारुणाक्षः ।**
**क्षोभात्त्रिलोचनसुतो धनुरीक्षमाणः**
**प्रोवाच वाचमुचितां परिमृश्य शक्तिम् ॥१६॥**

સંગ્રામમાં આવેલા તારકાસુરનું એવું વચન સાંભળીને ક્રોધથી ફરકતા અધરોષ્ટવાળો તથા પ્રફૂલ્લિત રાતા કમળના સરખાં લાલચોળ થએલાં નેત્રવાળો ત્રિલોચનસુત–શંકરપુત્ર–કાર્તિકેયસ્વામિ, પોતાના પરાક્રમના વૈભવનો બરાબર વિચાર કરી( એટલે શત્રુની શક્તિ કરતાં પોતાની શક્તિ વધારે છે એવો નિશ્ચય કરી )ને ધનુષને જોતો, ( આ ધનુષથી તને હમણાં મારૂં છું, સાવધાન થા, મારા આગળ તારો શો હિસાબ છે એમ જણાવવાના હેતુથી પોતાના ધનુષ તરફ નજર કરતો )યોગ્ય વચન ( નીચે પ્રમાણે ) કહેતો હવો.૧૬

**दैत्याधिराज भवता यदवादि गर्वा-**
**त्तत्सर्वमप्युचितमेव तवैव किं तु ।**
**द्रष्टास्मि ते प्रवरबाहुबलं वरिष्ठं**
**शस्त्रं गृहाण कुरु कार्मुकमाततज्यम् ॥१७॥**

હે દૈત્યના સ્વામિ ! તમે અહંકારથી જે કહ્યું તે સર્વ પણ ( તારૂં કહેલું શ્લોક ૧૩, ૧૪ ને ૧૫ માં જણાવેલું ) યોગ્ય જ છે. ( કારણ કે તું અભિમાની મહારાજા છે અને હું એક બાળક છું એ દ્રષ્ટિએ તારાં એ વચનો યોગ્ય જ છે. "જો યોગ્ય છે તો તું સંગ્રામમાંથી કેમ ચાલ્યો જતો નથી !" એમ શંકા થાય તો સાંભળ ) પરંતુ અતિશય શ્રેષ્ટ તારૂં ઉત્તમ બાહુબળ ( મારે ) જોવું છે, માટે શસ્ત્ર ગ્રહણકર, અને ધનુષને ચઢાવેલી પ્રત્યંચાવાળું કર. ( અર્થાત્ મારી સાથે યુદ્ધ કરવા માટે તલવારાદિ શસ્ત્ર લે અને ધનુપ ચઢાવ. ) ૧૭

**इत्युक्तवन्तमवदत्त्रिपुरारिपुत्रं**
**दैत्यः क्रुधौष्ठमधरं किल निर्विभिद्य ।**
**युद्धार्थमुद्भटभुजाबलदर्पितोऽसि**
**बाणान्सहस्व मम सादितशत्रुपृष्ठान् ॥१८॥**

એ પ્રકારે કહેતા ત્રિપુરારિ પુત્ર–કાર્તિકેયસ્વામિને, તારકાસુર ક્રોધથી

નીચેના હોઠને દાંતથી જોરથી પીશીને, હે બાલ ! શત્રુની પીઠને ભેદનારા એવા મારા બાણોને સહન કર (અર્થાત્ તારાથી સહન થશે જ નહિ) કારણ કે તું યુદ્ધ કરવા માટે વિપરીત લક્ષણથી નાના બાહુના બળથી અભિમાની થયો છે. ખરે ! (અર્થાત્ તેટલા માટે મારી સાથે યુદ્ધ કરવા તું કદાપિ યોગ્ય નથી.) ૧૮

दुःप्रेक्षणीयमरिभिर्धनुराततज्यं
सद्यो विधाय विषमान्विशिखान्यधत्त।
स क्रोधभीमभुजगेन्द्रनिभं स्वचापं
चण्डं प्रपञ्चयति जैत्रशरैः कुमारे ॥१९॥

તે તારકાસુર, કુમાર ક્રોધથી ભયંકર દેખાતા ભુજગેન્દ્ર-સર્પરાજ-ના સરખા પ્રચણ્ડ પોતાના ધનુપને જયના સાધનરૂપ બાણોવડે યોજવા લાગ્યો ત્યારે, શત્રુથી દુઃખે જોઇ શકાય તેવું ધનુષ તરત ચઢાવેલી પ્રત્યંચાયુક્ત કરી (ચઢાવી)ને અતિ તિક્ષ્ણ બાણોને સ્થાપન કરતો-જોડતો-હવો. (અર્થાત્ કાર્તિકેયસ્વામિને ધનુષ ઉપર બાણ ચઢાવી સજ્જ થએલો જોઇ તારકાસુર પણ પોતાના ધનુષ ઉપર બાણો ચઢાવવા લાગ્યો.) ૧૯

कर्णान्तमेत्य दितिजेन विकृष्यमाणं
कोदण्डमेतदभितः सुषुवे शरौघान्।
व्योमाङ्गणे लिपिकरान्किरणप्ररोहैः
सान्द्रैरशेषककुभां पलितं करिष्णून् ॥२०॥

તારકાસુરે કાન સુધી ખેંચેલું કોદંડ-ધનુષ, મોટાં કિરણોના અંકુરોવડે આકાશમાં લેપન કરનારા તથા સર્વ દિશાઓને પળીઆં(જરાથી ઉત્પન્ન થતી કેશની ધોળાશ)વાળી કરવાને ઇચ્છતા હોય તેવા બાણોના સમૂહોને ચોતરફ ઉત્પન્ન કરતું હતું. (અર્થાત્ કુમારના ઉપર તારકાસુરે નાંખેલા બાણસમૂહથી દિશાઓ અને આકાશ વ્યાપ્ત થતું હતું.) ૨૦

बाणैः सुरारिधनुषः प्रसृतैरनन्तै-
र्निर्घोषभीषितभटो लसदंशुजालैः।
अन्धीकृताखिलसुरेश्वरसैन्य ईश-
सुनुः कुतोऽपि विषयं न जगाम दृष्टेः ॥२१॥

તારકાસુરના ધનુપથી નીકળેલા અનન્ત-અપાર અને ચળકારા મારતાં કિરણોના સમૂહોવાળા બાણોથી, આંધળા બનેલા (આંખે અંજાઇ જતા) ઇન્દ્રના સૈન્યમાં, શત્રુ પક્ષ-તારકાસુર-ના યોદ્ધાઓને મહાન્ ઘોષથી ભય

પમાડતો ઈશપુત્ર–કાર્તિકેયસ્વામિ, કોઈ પણ સ્થળે દ્રષ્ટિના વિષયને ન પામતો હવો. ( અર્થાત્ તારકાસુરના બાણોના પ્રકાશથી ઇન્દ્રસૈન્ય અંજાઈ જવાને લીધે તેમાં રહેલા કુમારને જોઈ શક્યું નહિ–પરંતુ તેની શત્રુસૈન્યને ભયભીત કરતી ગર્જના સાંભળતું હતું. ) ૨૧

देवेन मन्मथरिपोस्तनयेन गाढ-
माकर्णकृष्टमभितो धनुराततज्यम् ।
बाणानसूत निशितान्युधि यान्सुजैत्रा-
स्तैः सायका बिभिदिरे सहसा सुरारेः ॥२२॥

શંકરના પુત્ર રૂપ કાર્તિકેયસ્વામિ દેવે, જોરથી કાન સુધી ખેંચેલું ચઢાવેલી પણછવાળું ધનુષ, યુદ્ધમાં ચોતરફ સહેલથી જય પામનારા જે તીક્ષ્ણ બાણોને ઉત્પન્ન કરતું હવું, તે બાણોએ તારકાસુરના બાણોને એકદમ ભેદી નાંખ્યાં ( અર્થાત્ જેમ રાત્રિનું અંધારૂં આકાશમણિ–સૂર્ય–નાં કિરણના સમૂહથી નાશ પામે તેમ, કુમારે ફેંકેલા પ્રદીપ્ત બાણસમૂહથી તારકાસુરના ફેંકેલા બાણો ભેદાતાં તેનાથી ઉત્પન્ન થએલું અંધારૂં દૂર થયું. એવી આમાં ઉપમા છે. ) ૨૨

रेजे सुरारिशरदुर्दिनके निरस्ते
सद्यस्तरां निखिलखेचरखेदहेतौ ।
देवः प्रभाप्रभुरिव स्मरशत्रुसूनुः
प्रद्योतनः सुघनदुर्धर धामधामा ॥२३॥

સમગ્ર ખેચરો–સૂર્યાદિ–ના ખેદના કારણરૂપ સુરારિ–તારકાસુર–ના બાણોએ થએલો દુર્દિન–મેઘથી ઢંકાએલો દિવસ, એકદમ–તત્કાળ દૂર થતાં, ઘાડા દુઃસહ તેજના સ્થાન રૂપ અત્યંત શોભતો કાર્તિકેયસ્વામિ દેવ, કાન્તિનો સ્વામિ–સૂર્ય શોભે તેમ શોભતો હવો. ( જેમ મેઘથી ઢંકાએલા દિવસથી મુક્ત થએલો આકાશમણિ શોભે તેમ, તારકાસુરે ફેંકેલાં બાણથી ઉત્પન્ન થએલા દુર્દિનથી મુક્ત થએલો કાર્તિકેયસ્વામિ શોભતો હવો. ) ૨૩

तत्राथ दुःसहतरं समरे तरस्वी
धामाधिकं दधति धीरतरं कुमारे ।
मायामयं समरमाशु महासुरेन्द्रो
मायाप्रचारचतुरो रचयांचकार ॥२४॥

ત્યારપછી તે કુમાર, ગંભીરતાનું અત્યંત તેજ અધિકપણે ધારણ કરતો હવો ત્યારે, ( " આ બાલક પણ મારાથી વધારે તેજસ્વી છે તેથી શસ્ત્રયુદ્ધથી

મરે તેમ નથી " એવા વિચારને ઉત્પન્ન કર્યો ત્યારે ) અત્યંત દુ:સહ યુદ્ધમાં બળવાન મહાસુરેન્દ્ર-તારકાસુર, માયારૂપી યુદ્ધ ( માયાથી થતું યુદ્ધ ) તુર્ત રચતો હવો. ( " આ શસ્ત્રથી મરે તેમ નથી, તેથી માયાવી અસ્ત્રથી પરાજય પામશે " એવી બુદ્ધિથી માયા રચવામાં શ્રેષ્ઠ થયો; કેમકે તે માયા રચવામાં કુશળ હતો. ) ૨૪

अह्नाय कोपकलुषो विकटं विहस्य
व्यर्थां समर्थ्य वरशस्त्रयुधं कुमारे ।
जिष्णुर्जगद्विजयदुर्ललितः सहेलं
वायव्यमस्त्रमसुरो धनुषि न्यधत्त ॥२५॥

જયશાળી અને તેથી જગતના વિજયથી ઉન્નત થએલો તથા ક્રોધથી કલુશ-મેલો બનેલો તારકાસુર, ( " હમણાં તને જીતું છું, તું કયાં જવાનો છે " એ પ્રકારના હેતુથી ) વિકરાળપણે હસીને તથા કુમાર ઉપર શ્રેષ્ઠશસ્ત્રથી કરાતા યુદ્ધને ફલ રહિતનું નિશ્ચય કરીને અનાદર પૂર્વક ( આ માયાને યોગ્ય નથી તેથી માયાયુદ્ધ કરવું તે પણ વ્યર્થ છે એવા વિચારથી ) વાયવ્યાસ્ત્રને તરત ધનુષ ઉપર જોડતો હવો. ૨૫

संधानमात्रमपि यस्य युगान्तकाल-
भूतभ्रमं परुषभीषणघोरघोषः ।
उद्धूतधूलिपटलैः पिहिताम्बराशः
प्रच्छन्नचण्डकिरणो व्यसरत्समीरः ॥२६॥

જે વાયવ્યાસ્ત્રના સંધાન માત્રથી પણ ( ધનુષ ઉપર આવતાં જ ) યુગાન્ત કાલની પેઠે પ્રાણીઓના ભ્રાન્તિરોગને ઉત્પન્ન કરનાર છે ( જેના સંધાન માત્રથી પ્રાણીઓને ભ્રાન્તિરોગ ઉત્પન્ન થાય છે તો પછી ફેંકવાથી તો કહેવું જ શું ? ) કઠોર અને ભયંકર મહાન્ ઘોષ-શબ્દ યુક્ત, તથા ઉંચે ઉડતી ધૂળના સમૂહોથી દિશાઓને અને આકાશને આચ્છાદિત કરતો-ઢાંકતો સૂર્યને ( પણ ) ઢાંકી દેતો વાયુ, વાવા લાગ્યો. ૨૬

कुन्दोज्ज्वलानि सकलातपवारणानि
धूतानि तेन मरुता सुरसैनिकानाम् ।
उड्डीयमानकलहंसकुलोपमानि
मेघाभधूलिमलिने नभसि प्रसस्रुः ॥२७॥

કુન્દ પુષ્પના સરખાં નિર્મળ એટલે ધોળાં, તથા તે વાયવ્યાસ્ત્રના વા-

યુથી કંપતાં અને તેથી ઊડતા રાજહંસોના સમૂહ સરખા દેખાતાં દેવલોકોની સેનાનાં સમસ્ત છત્રો, વર્ષાઋતુના મેઘસરખી કાન્તિવાળા (વાયુએ ઊરાડેલી રજથી મેલા) આકાશમાં પ્રસરતાં હવાં. (અર્થાત્ વાયુના વેગથી ઊડેલાં તાપને દૂર કરનારાં છત્રો, ઊડતા રાજહંસના સમૂહ જેવાં આકાશમાં શોભતાં હવાં.) ૨૭

विध्वस्य तेन सुरसैन्यमहापताका
नीता नभःस्थलमलं नवमल्लिकाभाः ।
स्वर्गापगाजलमहौघसहस्रलीलां
व्यातेनिरे दिवि सितांबरकैतवेन ॥२८॥

તે વાયુએ ભાગી નાંખીને આકાશતળમાં ઊડાડેલી નવાં મલ્લિકાનાં કુસુમના સરખી કાન્તિવાળી દેવલોકોના સૈન્યની મોટી ધ્વજાઓ, ધોળાં વસ્ત્રોના મીશથી સ્વર્ગ ગંગાના જળના મોટા સમૂહોની હજારો લીલાને વિસ્તારતી હવી. (અર્થાત્ અત્યંત પવનના ઝપાટાથી ધ્વજાઓ ભાગી ગઇ અને તે ઉપરનાં શ્વેત વસ્ત્રો આકાશમાં એટલે બધે દૂર ઊંચે ઉડયાં કે જેથી તે ધોળાં આભલા જેવાં દેખાયાં, અને તેથી સ્વર્ગ ગંગાનાં મહાન્ જળપૂર શોભતાં હોય તેમ શોભવા લાગ્યાં આમાં કૈતવાહ્નુપતિનિદર્શના અલંકાર છે.) ૨૮

धूतानि तेन सुरसैन्यमहागजानां
सद्यः शतानि विधुराणि दलत्कुथानि ।
पेतुः क्षितौ कुपितवासववज्रलून-
पक्षस्य भूधरकुलस्य तुलां वहन्ति ॥२९॥

તે વાયુએ ઊડાડેલા (એટલે પવનના ઝપાટાથી આકાશમાં ઉડતા) અને પીડા પામતા તથા જેઓની ઉપરના ઓઢાના કામળા ફાટી જતા હતા એવા અને તેથી ક્રોધી બનેલા ઇન્દ્રના વજ્રથી કપાએલી પાંખોવાળા પર્વતના સમૂહની સમાનતાને ધારણ કરતા દેવસેનાના સેંકડો મોટા હાથીઓ, પૃથ્વી ઉપર પડતા હતા. ૨૯

तास्ताः खरेण मरुता रथराजयोऽपि
दोधूयमाननिपतिष्णुतुरंगमाश्च ।
विस्रस्तसारथिकुलप्रवराः समन्ता-
द्व्यावृत्य पेतुरवनौ सुरवाहिनीनाम् ॥३०॥

તે દેવસેનાના રથની પંક્તિઓ પણ, તીક્ષ્ણ વાયુએ વારંવાર કંપતા અને નીચે પડી જતા ઘોડાવાળી, તથા નીચે પડતા સારથીઓરૂપી કુલિનો-

વાળી થઇ આકાશમાં ચોતરફ ભમીને પૃથ્વી ઉપર પડતી હતી. ૩૦

हित्वायुधानि सुरसैन्यतुरंगवाहा-
वातेन तेन विधुराः सुरसैन्यमध्ये ।
शस्त्राभिघातमनवाप्य निपेतुरुर्व्यां
स्वीयेषु वाहनवरेषु पतत्सु सत्सु ॥३१॥

તે વાયુએ પીડા પામતા દેવસેનાના ઘોડેસ્વારો, દેવસેના મધ્યે આયુધો( ભાલા વગેરે )ને ત્યાગ કરી પોતાનાં શ્રેષ્ટ વાહનો નીચે ગબડી પડ્યા ત્યારે, શસ્ત્રનો પ્રહાર વાગ્યા વિના પણ પૃથ્વીપર પડતા હતા. ૩૧

तेनाहतास्त्रिदशसैन्यपदातयोऽपि
स्रस्तायुधाः सुविधुराः परुषं रसन्तः ।
वात्याविवर्तदलवद्भ्रममेत्य दूरं
निःपेतुरम्बरतलाद्वसुधातलेऽस्मिन् ॥३२॥

તે વાયુએ પીડાએલા, નીચે પડી ગએલાં આયુધોવાળા, અને તેથી અત્યંત દુઃખી થતા તથા કઠોરપણે રડતા (બૂમો પાડતા) દેવસેનાના પાયદળ યોદ્ધાઓ પણ, વંટોળીઆથી ઊડતાં પાંદડાંના જેવું અત્યંત ભ્રમણ પામીને આકાશતળમાંથી આ વસુધાતળ ઉપર પડતા હતા. (જેમ વાયુના સમૂહથી હાલતાં ઝાડનાં સૂકાં પાદડાં આકાશમાં અત્યંત ભમીને પછી નીચે પૃથ્વી ઉપર પડે તેમ, દેવસેનાના પગે ચાલનાર યોદ્ધાઓ પણ, વાયવ્યાસ્ત્રથી ઉત્પન્ન થએલા વાયુના ઝપાટાથી આકાશમાં ચોતરફ કેટલોક વખત ઊડતા રહી રથના ફરતા ચક્રની પેઠે નીચે પડતા હતા, પરંતુ જેમ નીચે પડેલું પાંદડું ભાગી જતું નથી તેમ નીચે પડેલા સૈનિકો પણ મરતા નહોતા. તેમ થવામાં દેવપણું એ જ ગૂઢ હેતુ હતો, અને તેથી આમાં અલંકારથી વસ્તુની ધ્વનિ છે.)૩૨

इत्थं विलोक्य सुरसैन्यमथो अशेषं
दैत्येश्वरेण विधुरीकृतमस्त्रयोगात् ।
स्वर्लोकनाथकमलाकुशलैकहेतु-
र्दिव्यं प्रभावमतनोदतनुः स देवः ॥३३॥

તારકાસુરે છોડેલા વાયવ્યાસ્ત્રથી દેવસૈન્ય નાશ ભાગ થયું ત્યારે, મહાન્ અસ્ત્રશસ્ત્ર વિદ્યામાં કુશલતાવાળો તે દેવ-છ માતાઓવાળો કાર્તિકેયસ્વામિ, સમગ્ર દેવસૈન્યને દૈત્યેશ્વર-તારકાસુર-થી આ પ્રમાણે (ઉપર કહ્યા પ્રમાણે) વાયવ્યાસ્ત્રના યોગથી પીડા પામતું જોઇને દિવ્યપ્રભાવ (અલૌકિક સામર્થ્ય)

વિસ્તારતો હવો. ( એટલે વાયુનું ભક્ષણ કરનારા અસ્ત્રને છોડતો હવો. ) કારણ કે-એ ઇન્દ્રની લક્ષ્મીના કલ્યાણમાં એક કારણ રૂપ હતો. ) ૩૩

**तेनोज्झितं सकलमेव सुरेन्द्रसैन्यं**
**स्वास्थ्यं प्रपद्य पुनरेव युधि प्रवृत्तम् ।**
**दृष्ट्वासृजद्दहनदैवतमस्त्रमिद्ध-**
**मुद्दीप्तकोपदहनः सहसा सुरारिः ॥३४॥**

તે કુમારના પ્રભાવથી સઘળું વાયવ્યાસ્ત્રથી મુક્ત થએલું ઇન્દ્રનું સૈન્ય સ્વસ્થતાને પ્રાપ્ત કરી ફરીને યુદ્ધમાં જ પ્રવૃત્ત થતું જોઇને, ઉત્પન્ન થએલા ક્રોધરૂપી અગ્નિવાળો તારકાસુર, એકદમ પ્રદીપ્ત:અગ્નિદેવાતાવાળું અગ્ન્યાસ્ત્ર છોડતો હવો. ૩૪

**वर्षातिकालजलदद्युतयो नभोऽन्ते**
**गाढान्धकारितदिशो घनधूमसंघाः ।**
**सद्यः प्रसस्रुरसितोत्पलदामभासो**
**दृग्गोचरत्वमखिलं न हि सन्नयन्तः ॥३५॥**

વર્ષાઋતુના અત્યંત શ્યામ મેઘોની કાન્તિ સરખી કાન્તિવાળા, તથા નીલ કમળોની માળાની કાન્તિના જેવી કાન્તિવાળા અને તેથી દિશાઓને ધાડા અંધકારવાળી કરતા ધાડા ધૂમાડાના સમૂહો, સમગ્ર વસ્તુને દ્રષ્ટિગોચરપણું ન જ પમાડતાં તત્કાળ વિસ્તાર પામતા હવા. (અર્થાત્ તારકાસુરે મૂકેલા અગ્ન્યાસ્ત્રના પ્રભાવથી ઉત્પન્ન થએલા ધાડા ધૂમસમૂહને લીધે સર્વત્ર મહાન્ અંધકાર વ્યાપી ગયો.) ૩૫

**दिक्चक्रवालगिलनैर्मलिनैस्तमोभि-**
**र्लिप्तं नभःस्थलमलं घनवृन्दसान्द्रैः ।**
**धूमैर्विलोक्यमुदिताः खलु राजहंसा**
**गन्तुं सरः सपदि मानसमीषरुच्चैः ॥३६॥**

દિશાઓના મંડલનું આચ્છાદન કરતા મલિન, અને મેઘમંડળ જેવા ધાડા ધૂમાડા; ( ધૂમરૂપી અંધકાર )થી વ્યાપ્ત થએલા આકાશતલને જોઇને, પ્રસન્ન થતા રાજહંસો તત્કાલ મોટા માનસરોવર પ્રત્યે જવા માટે ઇચ્છતા હવા. ( વહ્ન્યસ્ત્રના પ્રથમ ધૂમાડાથી વ્યાપ્ત થતા આકાશનાં દર્શનથી ઉત્પન્ન થએલી મેઘાગમ ( વર્ષાઋતુના પ્રારંભ )ની ભ્રાન્તિવાળા રાજહંસોનું માનસરોવર પ્રત્યે જવું યોગ્ય જ છે. ) ૩૬

जज्वाल वह्निरतुलः सुरसैनिकेषु
कल्पान्तकालदहनप्रतिमः समन्तात् ।
आशामुखानि विमलान्यखिलानि कीला-
जालैरलं कपिलयन्सकलं नभोऽपि ॥३७॥

પ્રલયકાળના અગ્નિની પ્રતિમા સરખા સ્વરૂપવાળો, તથા અતુલ (અત્યંત) અગ્નિ, જ્વાળાઓના સમૂહથી સમસ્ત શુદ્ધ દિશાઓનાં મુખોને તથા સઘળા આકાશને પણ પિંગટ વર્ણવાળાં કરી દેતો, દેવસેનાઓ વિષે ચોતરફ સંપૂર્ણ રીતે બળવા લાગ્યો. ૩૭

उज्जागरस्य दहनस्य निरर्गलस्य
ज्वालावलीभिरतुलाभिरनारताभिः ।
कीर्णं पयोदनिवहैरिव धूमसंघै-
र्व्योमाभ्यलक्ष्यत कुलैस्तडितामिवोच्चैः ॥३८॥

પ્રજ્વલિત થએલા પ્રતિબંધ વિનાના અગ્નિની અત્યંત નિરંતર ચાલતી જ્વાળાઓની પંક્તિઓવડે, તથા જેમ મેઘસમૂહથી વ્યાપ્ત થાય તેમ ધુમાડાના સમૂહથી વ્યાપ્ત થએલું આકાશ, મોટી વિજળીઓની પંક્તિઓવડે વ્યાપ્ત હોય તેવું બનતું હતું. (જેમ મેઘમંડળયુક્ત ચમકારાવાળી વિજળીઓથી આકાશ શોભે તેમ મેઘમંડળ પ્રમાણે ધૂમાડાના સમૂહોના મંડળયુક્ત વિજળીઓના જેવી જ્વાળાની પંક્તિઓથી પણ આકાશ શોભતું હતું.) ૩૮

गाढाद्भयाद्ध्रियति विद्रुतखेचरेण
दीप्तेन तेन दहनेन सुदुःसहेन ।
दन्दह्यमानमखिलं सुरराजसैन्य-
मत्याकुलं शिवसुतस्य समीपमाप ॥३९॥

ગાઢા (અત્યંત) ભયથી આકાશમાં સૂર્યાદિ ગ્રહોને પણ ઉતાવળે પલાયન કરાવનારા, (અર્થાત્ જેના ભયથી ગ્રહો પણ નાશી ગયા) તથા પ્રદીપ્ત થએલા ઘણા દુઃસહ તે અગ્નિથી બળતું બળતું અને તેથી અતિ પીડિત થતું સમસ્ત દેવસૈન્ય શિવસુત-કુમાર-ના સમીપ જતું હતું. (અર્થાત્ અમારૂં રક્ષણ કરો એમ નિવેદન કરવાને કુમાર સમીપ સકળ દેવસૈન્ય ગયું.) ૩૯

इत्याग्निना घनतरेण ततोऽभिभूतं
तद्देवसैन्यमखिलं विकलं विलोक्य ।

सस्मेरवक्त्रकमलोऽन्धकशत्रुसूनु-
बाणासनेन समधत्त स वारुणास्त्रम् ॥४०॥

ત્યાર પછી (દેવસૈન્ય પોતાની પાસે આવ્યું ત્યારે) તે અંધકશત્રુનો પુત્ર-કાર્તિકેયસ્વામિ, એ પ્રકારે અત્યંત ઘાડા અગ્નિવડે પરાભૂત થએલા (હારેલા) સઘળા તે દેવસૈન્યને વિકળ (ગભરાતું) જોઇ મંદહાસયુક્ત મુખકમળવાળો બનતો-કંઇક હશીને (વહ્ન્યસ્ત્રને રોકનાર) ધનુષવડે વારુણાસ્ત્રને જોડતો હવો. ૪૦

घोरान्धकारनिकरप्रतिमो युगान्त-
कालानलप्रबलधूमनिभो नभोऽन्ते ।
गर्जारवैर्विघटयन्नवनीधराणां
शृङ्गाणि मेघनिवहो घनमुज्जगाम ॥४१॥

ભયંકર અંધકારના સમૂહની પ્રતિમા સરખી પ્રતિમાવાળો, તથા પ્રલયકાળના અગ્નિના પ્રબળ ધૂમાડા સરખો, તથા ગર્જનાના ઘોષોથી પર્વતોના શિખરોને તોડી પાડતો મેઘનો સમૂહ, આકાશમાં અત્યંત ઘાડો ઉદય પામતો હવો. ૪૧

विद्युल्लता वियति वारिदवृन्दमध्ये
गम्भीरभीषणरवैः कपिशीकृताशा ।
घोरा युगान्तचलितस्य भयंकराथ
कालस्य लोलरसनेव चमच्चकार ॥४२॥

મેઘોદય થયા પછી આકાશમાં ગંભીર અને ભયંકર ઘોષોથી (યુક્ત) તથા દિશાઓને પીળી કરી દેતી તથા પ્રલયકાળમાં ફરતા યમની ભયંકર અને ચપળ જીભ જેવી ભયંકર વિજળીઓ રૂપી સોનાની લતા (વિજળીઓની પંક્તિઓ) મેઘના મંડળોમાં ચમકારા કરતી હવી. ૪૨

कादम्बिनी विरुरुचे विषकण्ठकाभि-
रुत्तालकालरजनीजलदावलीभिः ।
व्योम्न्युच्चकैरचिररुक्परिदीपिताशा-
दृष्टिच्छदा विषमघोषविभीषणा च ॥४३॥

વિજળીઓથી દિશાઓને પ્રકાશિત કરતી, દ્રષ્ટિને ન ઢાંકતી, એટલે પ્રકાશિત કરતી, અને વિષમઘોષથી ભયંકર લાગતી, મહાન્ આકાશમાં, જલથી ભરેલા મધ્ય ભાગવાળી, કૃષ્ણપક્ષની વિકરાળ રાત્રિઓ સરખી મેઘની પંક્તિઓથી શોભતી કાદમ્બિની (માલા) થતી હવી. (અર્થાત્ આકાશ, ગર્જનાઓથી, વીજળીઓથી અને મેઘમાળાઓથી વ્યાપ્ત થયું.) ૪૩

व्योम्नस्तलं पिदधतां ककुभां मुखानि
गर्जारवैरविरतैस्तुदतां मनांसि ।
अम्भोभृतामतितरामनणीयसीभि-
र्धारावलीभिरभितो ववृषे समूहैः ॥४४॥

આકાશના સ્વરૂપને તથા દિશાઓનાં મુખને આચ્છાદન કરતા, તથા નિરંતર ગર્જનાના ઘોષોએ કરીને મનને દુઃખ આપતા મેઘોના સમૂહોએ, અત્યંત મોટી ધારાની પંક્તિઓવડે ચોતરફ઼ ઘણું જ જળ વરસાતું હતું. (અર્થાત્ મહાન્ ગર્જના કરતા મેઘો સતત મૂશળધારે જળવૃષ્ટિ કરવા લાગ્યા.) ૪૪

घोरान्धकारपटलैः पिहिताम्बराणां
गम्भीरगर्जनरवैर्व्यथितासुराणाम् ।
वृष्ट्या तया जलमुचां वरुणास्त्रजानां
विश्वोदरंभरिरपि प्रशशाम वह्निः ॥४५॥

ભયંકર અંધકારના પડદાઓવડે આકાશને ઢાંકી દેતા, તથા ગંભીર ગર્જનાના શબ્દોવડે દૈત્યોને પીડા કરતા વરુણાસ્ત્રથી ઉત્પન્ન થએલા મેઘોની (અદ્વિતીય) વૃષ્ટિવડે, સમગ્ર લોકમાં વ્યાપેલો પણ અગ્નિ શાન્ત થતો હવો. (કુમારે કરેલા વરુણાસ્ત્રના પ્રયોગથી અગ્ન્યસ્ત્ર પણ નાશ પામતું હતું.) ૪૫

दैत्योऽपि रोषकलुषो निशितैः क्षुरप्रै-
राकर्णकृष्टधनुरुत्पतितैः स भीमैः ।
तद्भीतिविद्रुतसमस्तसुरेन्द्रसैन्यो
गाढं जघान मकरध्वजशत्रुसूनुम् ॥४६॥

ક્રોધથી મલિન થએલો તે તારકાસુર પણ, તીક્ષ્ણ, ભયંકર અને કાનપર્યંત ખેંચેલા ધનુષથી નીકળેલા ક્ષુરપ્ર નામના તે શરોની ભીતિથી ઇન્દ્રના સૈન્યને નસાડી દેતો ગાઢપણે મકરધ્વજના શત્રુના પુત્ર–કુમાર–ને મારતો હવો. (અર્થાત્ કુમારનો પ્રાણ લેવાના હેતુથી તીક્ષ્ણ બાણો કુમારને મારતો હવો.) ૪૬

देवोऽपि दैत्यविशिखप्रकरं सचापं
बाणैश्चकर्त कणशो रणकेलिकारी ।
योगीव योगविधिशुष्कमना यमाद्यैः
सांसारिकं विषयसंघममोघवीर्यम् ॥४७॥

સંગ્રામરૂપી ક્રીડાને કરનારો દેવ કુમાર, બાણોવડે ચાપ સહિત તારકાસુરના બાણોના સમૂહને, જેમ યોગાભ્યાસથી નિઃસ્પૃહ મનવાળો યોગી

सस्मेरवक्त्रकमलोऽन्धकशत्रुसूनु-
र्बाणासनेन समधत्त स वारुणास्त्रम् ॥४०॥

ત્યાર પછી (દેવસૈન્ય પોતાની પાસે આવ્યું ત્યારે) તે અંધકશત્રુનો પુત્ર-કાર્તિકેયસ્વામિ, એ પ્રકારે અત્યંત ઘાડા અગ્નિવડે પરાભૂત થએલા (હારેલા) સઘળા તે દેવસૈન્યને વિકળ (ગભરાતું) જોઇ મંદહાસયુક્ત મુખકમળવાળો બનતો-કંઇક હશીને (વહ્ન્યસ્ત્રને રોકનાર) ધનુષવડે વારુણાસ્ત્રને જોડતો હવો. ૪૦

घोरान्धकारनिकरप्रतिमो युगान्त-
कालानलप्रबलधूमनिभो नभोऽन्ते ।
गर्जारवैर्विघटयन्नवनीधराणां
शृङ्गाणि मेघनिवहो घनमुज्जगाम ॥४१॥

ભયંકર અંધકારના સમૂહની પ્રતિમા સરખી પ્રતિમાવાળો, તથા પ્રલય-કાળના અગ્નિના પ્રબળ ધૂમાડા સરખો, તથા ગર્જનાના ઘોષોથી પર્વતોના શિખ-રોને તોડી પાડતો મેઘનો સમૂહ, આકાશમાં અત્યંત ઘાડો ઉદય પામતો હવો. ૪૧

विद्युल्लता वियति वारिदवृन्दमध्ये
गम्भीरभीषणरवैः कपिशीकृताशा ।
घोरा युगान्तचलितस्य भयंकराथ
कालस्य लोलरसनेव चमच्चकार ॥४२॥

મેઘોદય થયા પછી આકાશમાં ગંભીર અને ભયંકર ઘોષોથી (યુક્ત) તથા દિશાઓને પીળી કરી દેતી તથા પ્રલયકાળમાં ફરતા યમની ભયંકર અને ચપળ જીભ જેવી ભયંકર વિજળીઓ રૂપી સોનાની લતા (વિજળી-ઓની પંક્તિઓ) મેઘના મંડળોમાં ચમકારા કરતી હવી. ૪૨

कादम्बिनी विरुरुचे विषकण्ठकाभि-
रुत्तालकालरजनीजलदावलीभिः ।
व्योम्न्युच्चकैरचिररुक्परिदीपिताशा-
दृष्टिच्छदा विषमघोषविभीषणा च ॥४३॥

વિજળીઓથી દિશાઓને પ્રકાશિત કરતી, દ્રષ્ટિને ન ઢાંકતી, એટલે પ્રકાશિત કરતી, અને વિષમઘોષથી ભયંકર લાગતી, મહાન્ આકાશમાં, જ-લથી ભરેલા મધ્ય ભાગવાળી, કૃષ્ણપક્ષની વિકરાળ રાત્રિઓ સરખી મેઘની પંક્તિઓથી શોભતી કાદમ્બિની (માલા) થતી હવી. (અર્થાત્ આકાશ, ગર્જનાઓથી, વીજળીઓથી અને મેઘમાળાઓથી વ્યાપ્ત થયું.) ૪૩

મહાસુર( તારકાસુર )ના હૃદય ઉપર પડી. ( અર્થાત્ તે સમયમાં સર્વ ઇન્દ્રાદિ અષ્ટ દિક્પાળોને હર્ષનાં આંસુ આવ્યાં, અને અસુરો શોકથી ઉષ્ણ નિઃશ્વાસ નાંખવા લાગ્યા. ) ૫૦

शक्त्या हृतासुमसुरेश्वरमापतन्तं
कल्पान्तवातहतभिन्नमिवाद्रिशृङ्गम् ।
दृष्ट्वा प्ररूढपुलकाञ्चितचारुदेहा
देवाः प्रमोदमगमंस्त्रिदशेन्द्रमुख्याः ॥५१॥

શક્તિએ હરેલા પ્રાણવાળા અસુરેશ્વર-તારકાસુર-ને, જેમ પ્રલયકાળના વાયુના ઝપાટાથી ભાગેલું પર્વતનું શિખર નીચે પડે તેમ પડતો જોઇને, હર્ષથી ઘણાં ઊભાં થએલાં રૂવાંને લીધે સુંદર દેખાતા દેહવાળા ઇન્દ્રાદિ લોકો આનંદ પામતા હવા. ૫૧

यत्रापतत्स दनुजाधिपतिः परासुः
संवर्तकालनिपतच्छिखरीन्द्रतुल्यः ।
तत्रादधात्फणिपतिर्धरणीं फणाभि-
स्तद्भूरिभारविधुराभिरधोव्रजन्तीम् ॥५२॥

મૃત્યુ પામેલો પ્રલયકાળમાં પડતા પર્વતરાજ સરખો તે દૈત્યાધિપતિ-તારકાસુર, જે સ્થળે ( ભૂમિના જે ભાગ ઉપર )પડતો હવો; તે સ્થળે ( પૃથ્વીના તે ભાગે ) શેષનાગ, નીચે પડી નમી જતી ધરણીને, તે તારકાસુરના ભારથી ભાગી પડતી ફણાઓવડે ધારણ કરતો હવો. ( એટલે તારકાસુરના ભારથી પૃથ્વી પણ નીચી નમી જવા લાગી. અર્થાત્ આમાં તારકાસુરના શરીરનું અતિ ભારેપણું સમજાય છે. ) ૫૨

स्वर्गापगासलिलसीकरिणी समन्ता-
त्सौरभ्यलुब्धमधुपावलिसेव्यमाना ।
कल्पद्रुमप्रसववृष्टिरभून्नभस्तः
शंभोः सुतस्य शिरसि त्रिदशारिशत्रोः ॥५३॥

દેવલોકોના અરિ તારકાસુરના શત્રુ શંભુના સુત-કુમાર-ના માથા ઉપર આકાશમાંથી સ્વર્ગ ગંગાના અંબુ ( જળ ) કણોવાળી તથા સુગંધીમાં લોભ રાખનારી ભ્રમરની પંક્તિથી સેવાતી-આશ્રય-કરાતી કલ્પવૃક્ષના પુષ્પોની વૃષ્ટિ, ચારે તરફથી થતી હવી. ( અર્થાત્ તારકાસુરના વધથી ઉત્પન્ન થએલા

યમનિયમ આદિ યોગનાં સાધનોવડે કરીને સકળ પ્રભાવવાળા (યોગીનું મન પણ ભમાવનારા) સાંસારિક વિષય સમૂહને ભેદે તેમ, કણેકણ છૂટા પડે તે રીતે ભેદતો હવો. (અર્થાત્ રજરજ જેવડા કડકા કરતો હવો.) ૪૭

भ्रूभङ्गभीषणमुखोऽसुरचक्रवर्ती
संदीप्तकोपदहनोऽथ रथं विहाय ।
क्रीडत्करालकरवालकरोऽसुरेन्द्र-
स्तं प्रत्यधावदभितस्त्रिपुरारिसूनुम् ॥४८॥

શસ્ત્રાસ્ત્રથી યુદ્ધ કર્યા પછી વૃદ્ધિ પામેલા કોપરૂપી અગ્નિવાળો, ભ્રગુટીના ભંગથી (વાંકી ભ્રકુટીને લીધે) ભયંકર મુખવાળો, અને અસુરોનો ચક્રવર્તી અસુરેન્દ્ર-તારકાસુર, રથને ત્યાગ કરીને ક્રીડા કરતી ભયંકર તલવાર જેના હાથમાં છે એવો (એટલે તલવારને હાથમાં ઝાલી ઊંચી કરીને કંપાવતો) કુમાર સામો દોડતો હવો. (અર્થાત્ સર્વ શસ્ત્રાસ્ત્રથી કંઇ થઇ શક્યું નહિ ત્યારે તલવારથી માથું કાપવા દોડ્યો.) ૪૮

अभ्यापतन्तमसुराधिपमीशपुत्रो
दुर्वारबाहुविभवं सुरसैनिकैस्तम् ।
दृष्ट्वा युगान्तदहनप्रतिमां मुमोच
शक्तिं प्रमोदविकसद्वदनारविन्दः ॥४९॥

દેવસેનાઓથી દુઃખે જીતાય એવા બાહુવિભવ-ભુજવીર્ય-વાળા તે દૈત્યરાજ તારકાસુરને સામો દોડતો આવતો જોઇને, ઈશપુત્ર-કુમાર, હર્ષથી આનંદ યુક્ત મુખકમળવાળો બની, એટલે કંઇક હસીને, પ્રલયકાળના અગ્નિના સરખા સ્વરૂપવાળી (પ્રજ્વલિત જ્વાળાઓથી ઢંકાએલી) શક્તિ (એ નામના આયુધ)ને છોડતો હવો. ૪૯

उद्द्योतिताम्बरदिगन्तरमंशुजालैः
शक्तिः पपात हृदि तस्य महासुरस्य ।
हर्षाश्रुभिः सह समस्तदिगीश्वराणां
शोकोष्णबाष्पसलिलैः सह दानवानाम् ॥५०॥

તે કુમારે મુકેલી શક્તિ, સઘળા ઇન્દ્રાદિ દિક્પાળોનાં હર્ષાશ્રુ સાથે, અને દાનવોનાં શોકથી-નિઃશ્વાસને લીધે ઉષ્ણ થએલાં બાષ્પજળ સાથે, કિરણોના સમૂહોવડે આકાશના અને દિશાઓના અન્તર્ ભાગને પ્રકાશિત કરતી, તે

મહાસુર( તારકાસુર )ના હૃદય ઉપર પડી. ( અર્થાત્ તે સમયમાં સર્વે ઇન્દ્રાદિ અષ્ટ દિક્પાળોને હર્ષનાં આંસુ આવ્યાં, અને અસુરો શોકથી ઉષ્ણ નિઃશ્વાસ નાંખવા લાગ્યા. ) ૫૦

शक्त्या हृतासुमसुरेश्वरमापतन्तं
कल्पान्तवातहतभिन्नमिवाद्रिशृङ्गम् ।
दृष्ट्वा प्ररूढपुलकाञ्चितचारुदेहा
देवाः प्रमोदमगमंस्त्रिदशेन्द्रमुख्याः ॥५१॥

શક્તિએ હરેલા પ્રાણવાળા અસુરેશ્વર–તારકાસુર–ને, જેમ પ્રલયકાળના વાયુના ઝપાટાથી ભાગેલું પર્વતનું શિખર નીચે પડે તેમ પડતો જોઇને, હર્ષથી ઘણાં ઊભાં થએલાં રૂવાંને લીધે સુંદર દેખાતા દેહવાળા ઇન્દ્રાદિ લોકો આનંદ પામતા હવા. ૫૧

यत्रापतत्स दनुजाधिपतिः परासुः
संवर्तकालनिपतच्छिखरीन्द्रतुल्यः ।
तत्राद्धात्फणिपतिर्धरणीं फणाभि-
स्तद्भूरिभारविधुराभिरधोव्रजन्तीम् ॥५२॥

મૃત્યુ પામેલો પ્રલયકાળમાં પડતા પર્વતરાજ સરખો તે દૈત્યાધિપતિ–તારકાસુર, જે સ્થળે ( ભૂમિના જે ભાગ ઉપર )પડતો હવો; તે સ્થળે ( પૃથ્વીના તે ભાગે ) શેષનાગ, નીચે પડી નમી જતી ધરણીને, તે તારકાસુરના ભારથી ભાગી પડતી ફણાઓવડે ધારણ કરતો હવો. ( એટલે તારકાસુરના ભારથી પૃથ્વી પણ નીચી નમી જવા લાગી. અર્થાત્ આમાં તારકાસુરના શરીરનું અતિ ભારેપણું સમજાય છે. ) ૫૨

स्वर्गापगासलिलसीकरिणी समन्ता-
त्सौरभ्यलुब्धमधुपावलिसेव्यमाना ।
कल्पद्रुमप्रसववृष्टिरभून्नभस्तः
शंभोः सुतस्य शिरसि त्रिदशारिशत्रोः ॥५३॥

દેવલોકોના અરિ તારકાસુરના શત્રુ શંભુના સુત–કુમાર–ના માથા ઉપર આકાશમાંથી સ્વર્ગ ગંગાના અંબુ ( જળ ) કણોવાળી તથા સુગંધીમાં લોભ રાખનારી ભ્રમરની પંક્તિથી સેવાતી–આશ્રય–કરાતી કલ્પવૃક્ષના પુષ્પોની વૃષ્ટિ, ચારે તરફથી થતી હવી. ( અર્થાત્ તારકાસુરના વધથી ઉત્પન્ન થએલા

આનંદરૂપી સમુદ્રમાં બૂડેલા આકાશમાં રહેલા વિષ્ણુ આદિ દેવો કુમારના માથા ઉપર કલ્પદ્રુમનાં પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા.) ૫૩

पुलकभरविभिन्नवारवाणा
भुजविभवं बहु तारकस्य शत्रोः ।
सकलसुरगणा महेन्द्रमुख्याः
प्रमदमुखच्छविसंपदोऽभ्यनन्दन् ॥५४॥

ઉત્કૃષ્ટ મુખકાન્તિરૂપી સંપત્તિવાળા, એટલે તારકાસુરના વધથી ઉત્પન્ન થએલા આનંદને જ મોટી સંપત્તિ માનતા, અને તેથી રોમાંચના ભારથી ભેદાએલાં કવચોવાળા ઇન્દ્ર જેઓનો મુખ્ય છે એવા સકળ દેવગણો–સઘળા દેવો, બહુ બહુ તારકાસુરના શત્રુ–કુમાર–ના બાહુપરાક્રમને વખાણતા હવા. (આ શ્લોક પુષ્પિતાગ્રાવૃત્તમાં છે.) ૫૪

इति विषमशरारेः सूनुना जिष्णुनाजौ
त्रिभुवनवरशल्ये प्रोद्धृते दानवेन्द्रे ।
बलरिपुरथ नाकस्याधिपत्यं प्रपद्य
व्यजयत सुरचूडारत्नघृष्टाग्रपादः ॥५५॥

રણસંગ્રામમાં જયશાળી પંચશરના શત્રુના પુત્ર–કુમારે, ત્રિભુવનના શલ્યરૂપ–મહાન્, શત્રુ દાનવેન્દ્ર–તારકને એ રીતે માર્યો, ત્યાર પછી; બલરિપુ–ઇન્દ્ર, સ્વર્ગના રાજ્યને પ્રાપ્ત કરીને, દેવલોકોના મુગટમણિએ ઘસાએલા ચરણના આગલા ભાગવાળો બની શોભતો હવો. (અર્થાત્ ઇન્દ્ર પોતાના સ્વર્ગના રાજ્યને પામીને તે રાજ્ય નિષ્કંટકતાથી ભોગવવા લાગ્યો. આ માલિનીવૃત્ત છે.) ૫૫

इति श्रीकालिदासकृतौ महाकाव्ये कुमारसंभवे सप्तदशः सर्गः ॥१७॥

—*X*—

સંજીવનીકાર કવિ સીતારામ.

यं प्रासूत सुतं पुरा च जननी नाम्ना सुहीरेति सा
ख्यातो यस्य बुधेन्द्रमस्तकमणिः श्रीलक्ष्मणाख्यः पिता ।
यद्भ्रातृद्वितयं महद्विजयते विद्वत्तया मण्डितं
तेनासौ रचिता कुमारविवृतिः संजीविनी जीवदा ॥

संवत्सरेऽङ्काद्रिपुराण (१८७०) तुल्ये नभस्यमासे बहुले दले च ।
तिथावनङ्गस्य सजीववारे टीका कुमारस्य समापदेषा ॥

शुद्धं त्वशुद्धं च विवेचनीयं सर्वत्र विद्यार्णवपारगेण ।
मयोक्तमेतद्विदुषा परेण पक्षेऽपरस्मिन्ननुकम्पनीयः ।

टीकासंयुतकाव्यपञ्चकमथ स्तोत्राणि दिक्संख्यका-
न्येकश्छन्दसि चैक एव गणिते साहित्यशास्त्रे त्रयः ।
प्राक्काव्यद्वयटिप्पणीद्वयमिति ग्रन्थावलीसंगता
सीतारामकवेः कृतिः कृतिगले नक्षत्रमालायताम् ॥

જેની માનું નામ સુહીરા છે, જેનો બાપ વિદ્વાનોનો મુગટમણિ લક્ષ્મણ ભટ્ટ નામનો છે; જેના ભાઇઓ પણ વિદ્વાન્ગણોમાં શ્રેષ્ટ છે એવા સીતારામ કવિએ આ કુમારસંભવ કાવ્યની જીવન આપનારી સંજીવિની નામની ટીકા કરી છે.

૧૮૭૦ ના ભાદ્રપદ શુક્લપક્ષની અનંગ ( આનંદ ) ચતુર્દશી અને ગુરુવારે પૂર્ણ કરેલી છે.

તે શુદ્ધ વા અશુદ્ધ હોય તો વિદ્યારૂપી સમુદ્રનો પાર પામેલા-વિદ્વાનો-એ વિવેચન કરવું તેમ જ અન્યપક્ષ હોય તો અનુકમ્પન-દયા કરવી.

આ સીતારામ કવિએ પંચકાવ્યની ટીકા (૫), સ્તોત્રદશ (૧૦), છંદનો ગ્રંથ એક (૧), ગણિતનો એક (૧), સાહિત્યશાસ્ત્રના ત્રણ (૩), અને પ્રાચિન બે કાવ્યની ટિપ્પણીયો બે (૨) કરેલી છે એવી સીતારામ કવિની કૃતિ વિદ્વાનોના કંઠમાં નક્ષત્રમાળાની માફક શોભો.

---

## રા. હરિલાલ ન. વ્યાસનાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧. | શ્રીમદ્‌ભગવદ્‌ગીતા | કવિતામાં ભાષાંતર. |
| ૨. | શ્રીમદ્‌અષ્ટાવક્રગીતા | |

૩. રઘુવંશનું કવિતામાં ભાષાંતર.

૪. કિરાતાર્જુનીયનું ગદ્ય ભાષાંતર.

૫. શિશુપાલવધ (માઘ) કાવ્યનું ગદ્ય ભાષાંતર.

૩, ૪ ને ૫ ના ગ્રંથો ગુ. વ. સોસાઇટીએ ઇનામ આપીને છપાવ્યા છે.